# સ્વ૦ ચંદ્રપ્રસાદ ગોવિંદલાલ સ્મારક ગ્રંથમાળાનો
## ઉપોદ્‌ઘાત

સ્વ. ચંદ્રપ્રસાદ વિદ્યાર્થી અવસ્થામાં અકાળે અવસાન પામતાં તેમના આત્માના શ્રેયાર્થે તેમના પિતાશ્રી રા. ગોવિંદલાલ નરભેરામ ઠાકોરે રૂ. ૧૫૦૦] ના બોમ્બે સ્ટીમ નેવિગેશન કું. ના ૭ પ્રેફરન્સ શેરો સોસાઇટીને તે ફંડના વ્યાજમાંથી ધર્મ, નીતિ, ચારિત્ર્ય, કેળવણી અગર જનસુખાકારી સંબંધી સામાન્ય લોકોને ઉપયોગી તેમજ બોધદાયક થઈ પડે તેવા પુસ્તકો બનતા સુધી લખાવવાને સોંપ્યા છે. તદનુસાર તે ફંડના વ્યાજમાંથી પારિતોષિક આપી સોસાઈટી તરફથી નીચેનાં પુસ્તકો છપાવવામાં આવ્યાં છેઃ—

| નંબર | પુસ્તકનું નામ | કિંમત |
|---|---|---|
| (૧) | સિંહાસન બત્રીશી ભા. ૧ લો | ૦–૧૦–૦ |
| (૨) | સિંહાસન બત્રીસી ભા. ૨ જો | ૦–૧૦–૦ |
| (૩) | ટરકેજી અને તેના માણસો | ૦–૧૦–૦ |

ગુ. વ. સોસાઇટી
અમદાવાદ
તા. ૬–૭–૧૯૩૭

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ-સેક્રેટરી



# પ્રસ્તાવના

કેવળ ગુલામગીરીમા સડતા અમેરિકાના સીદી લોકો અજ્ઞાનાધકારમાથી બહાર નીકળી શી રીતે પ્રગતિ કરી ગ્યા છે તે જોઈ તેમના જેવી સ્થિતિવાળા અન્ય દેશાએ ઉચે ચઢી આર્ય પ્રજા તરીકે પોતાનો હક્ક કયે રસ્તે સાબીત કરવો તે જાણવાને માટે આ પુસ્તકમાથી ઘણુ મળે એમ છે અમેરિકામા અધમ ગણાતી નિગ્રો જાતિના જીવન સુધારી રહેલી ટસ્કેજી સસ્થા અને તેના કાર્યકર્તાઓના આત્મારૂપ બુકર ટી વોશિંગ્ટન છે, અને એ સસ્થાની સઘળી પ્રવૃત્તિના આત્મારૂપ તેમનુ આદર્શ જીવન છે પ્રગતિની ખરી કુચી સાચી દિશામા સાચી ઉપયોગી કેળવણી નિસ્વાર્થ સેવા અને આત્મભોગમા સમાયલી છે કેળવણી માત્ર સાધનરૂપ છે મનુષ્યજીવનનો અતિમ હેતુ આપણા સનાતન ધર્મ પ્રમાણે મોક્ષ છે, તે પણ ત્યા ભૂલાતો નથી એ વિશેષ છે

આ પુસ્તકમા અનેક વસ્તુઓ જાણવાની છે પણ કેવળ જાણવાથી સિદ્ધિ નથી તે પ્રમાણે આપણા દેશને અનુકૂળ દિશામા કેળવણીને માટે પ્રયત્નો થવાની ખાસ જરૂર છે, તેવી કેળવણીના બહોળા પ્રચારને લીધે સઘળી ઈષ્ટ વસ્તુઓ આપોઆપ આવીને ઉભી રહેશે એ કહેવાની જરૂર નથી કોઈ પણ દેશની સસ્થાની કેવળ વાદરીઆ નકલ કરવામા કશો અર્થ નથી, પરતુ ટસ્કેજી સસ્થાની તેવી નકલ થાય તો પણ તેથી ઘણો લાભ થાય એમ છે

આપણો દેશ પણ ત્યાંની પેઠે ખેતીપ્રધાન દેશ છે, એટલે દરેકેરુ સંસ્થા જેવી ઔદ્યોગિક કેળવણી આપનારી સંસ્થાઓની તો આ દેશમાં ખાસ જરૂર છે તે ખોટ પૂરી પાડવી જોઈએ. આવી ઔદ્યોગિક કેળવણી સાથે મનુષ્યનાં શુદ્ધ ચારિત્ર પણ ઘડાવાં જોઈએ. એટલું થાય તો દેશની ઉન્નતિ જલ્દી થવાનો ઘણો સંભવ છે. કેળવણી વિષયક પ્રવૃત્તિઓમાં આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તક કાળજીપૂર્વક વાંચી તેમાં યોગ્ય સુધારા કરવા તરફ લક્ષ ખેંચવા બદલ મારા મુ. કાકાશ્રી જગજીવનદાસ દયાળજી મોદીનો ખાસ આભાર માનવામાં આવે છે.

અમૃતલાલ ચુનીલાલ મોદી

# બે બોલ

હિંદની આધુનિક વિદ્યાપીઠોમાં અપાતી કેળવણી લીધેલા વર્ગમાં બેકારી હદ વિનાની વધી પડી છે એની કોઇથી ના પાડી શકાતી નથી. થોડાક કેળવાયલા યુવકોને મિલોમાં અને કારખાનાઓમાં કામ અને નોકરી આપવાથી એ બેકારી દૂર થવાની નથી. કારણકે બેકારી વધવાની સાથે સાથે જ હાલની કેળવણી પણ ખૂબ વધે જાય છે જ. અમદાવાદ, રાજકોટ, અને મુંબઇમાં આ વર્ષે જ નવી નીકળેલી આર્ટ્સ કોલેજો એ કેળવણી વધવાનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. માટે વર્તમાન સ્થિતિના અનુભવ ઉપરથી ભવિષ્ય માટે આપણે ચેતવું હોય તો કેળવણીની દિશા બદલવી જ જોઇશે. ખેતીપ્રધાન આપણા દેશના મોટા ભાગને કયી અને કેવા પ્રકારની કેળવણી આપવી જોઈએ એ જાણવા વિચારવા અને અમલમાં મૂકવાની જેમને ઇચ્છા હોય તેમણે ગુલામીમાંથી તાત્કાલિક મુક્ત થયેલા હબસી લોકોને માટે અમેરિકામાં કર્નલ આર્મસ્ટ્રોંગે સ્થાપેલા હેમ્પટન ઇન્સ્ટીટ્યુટ અને ડૉ. બુકર ટી. વૉશિંગ્ટને સ્થાપેલા ટસ્કેજી ઇન્સ્ટીટ્યુટમાં અપાતી કેળવણીના મૂળગત સિદ્ધાંત, પદ્ધતિઓ, નિયમો, અને યોજનાઓનો બારીકાઈથી અભ્યાસ કરવો જોઈએ. આ સંસ્થાઓ સંબંધી અંગ્રેજી સાહિત્ય મંગાવીને જોવું જોઈએ અને બની શકે તો એ

સંસ્થાઓનું ચાલતું કામ જોવા જાણવા અને તેમાં શિક્ષણ લેવા ભાવનાશીલ સેવાભાવી અને ઉમંગી સ્ત્રી પુરુષોને મોટી સંખ્યામાં ત્યાંની રીતે જ રહેવાની અને દેશમાં પાછા ફરી એવું કામ કરવાની શરતે મોકલવાં જોઈએ. ટસ્કેજીની પદ્ધતિએ કામ કરવામાં આવે તો ખેડુત, વણકર, સુથાર, દરજી, કુંભાર, મોચી, ઘાંચી સર્વ પોતપોતાના બાપિકા ધંધા છોડી શાળા પાઠશાળાનું શિક્ષણ લઇ ફક્ત કારકુની કરવા દોડાદોડી કરશે નહિ પરંતુ ટસ્કેજી સંસ્થામાં કેળવણી પામેલાં જે થોડાંક સ્ત્રી પુરુષોનાં આત્મવૃત્તાંતો આ પુસ્તકમાં પ્રગટ થયાં છે તેમની માફક ગરીબ લોકોની વચ્ચે વસવાટ કરી, અનેક મુશ્કેલીઓ અને મુશીબતો વેઠી, ભારે આત્મભોગ આપી પોતાના માર્ગ સરળ કરશે. અને અવિરત શ્રમ અને ઉદ્યોગથી તેમજ નિઃસીમ વ્યવહારકુશળતા અને કુનેહથી પોતાના જાતિભાઈઓની સાચી ઉન્નતિ સધાય એવાં સેવાનાં કામ આદરશે આ હકીકત બરોબર સમજાય તે માટે અમદાવાદ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે પ્રગટ કરેલી પ્રથમ આવૃત્તિ અને વડોદરા પુસ્તકાલય સહાયક સહકારી મંડળે પ્રગટ કરેલી બીજી આવૃત્તિવાળું (૧) બુકર·ટી. વોશિંગટન (આત્મચરિત્ર) કિંમત રૂ. ૧–૧૨–૦ હાલની કિંમત ૦–૧૪–૦ (૨) આ પુસ્તક–ટસ્કેજી અને તેનાં માણસો ૦–૧૦–૦ (૩) આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પ્રગટ કરેલું છાત્રોને બોધ ૦–૧–૩ અને (૪) પુ. સ સ. મંડળ તરફથી પ્રગટ થનાર પ્રથમ પુસ્તકનો ઉત્તરાર્ધ વાંચી લેવા સૌ ભાઇ બેનોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

ટસ્કેજી સંસ્થાના આદર્શ, ઉદ્દેશ, સિદ્ધાંતો વા નિયમોનો ચોકસ ખ્યાલ સહેલાઇથી સર્વ કોઇને આવી શકે તે માટે તે સંબધી થોડી હકીકત અત્રે રજુ કરવામાં આવે છેઃ—

૧. હેમ્પટન અને ટસ્કેજી સંસ્થામાં જ્ઞાનની બીજી શાખાઓની સાથે સાથે ઔદ્યોગિક કેળવણી ઉપર ભાર

આવે છે, તેનું કારણ એ છે કે, જ્યારે લોકોનો ઘણો ભાગ ખેતીવાડી, હુન્નર ધંધા કે કારીગરીમાં પોતાનું જીવન ગાળતો હોય, અને જ્યારે ઘણોખરો જનસમૂહ એકજ પ્રદેશમા રહેનારો હોય એટલે કે અનિવાર્ય કારણોને લીધે દેશ છોડાય તેમ ન હોય ત્યારે તો ઔદ્યોગિક કેળવણી ખાસ કરીને ઘણી જરૂરની છે તેથી જ જે છોકરો આખો દિવસ કામ કરી પેટપૂરતું પણ પેદા કરી શકે નહિ તે જ છોકરો ટસ્કેજી શાળામાં કામ કરી અભ્યાસ કરે છે અને બહાર જાય છે ત્યારે આ કેળવણી વડે પહેલાં કરતાં ૩ થી ૫ ગણુ કમાય છે.

૨. ટસ્કેજી સંસ્થામા કોઇ પણ ઉદ્યોગમાં પ્રવીણતા મેળવવા માટે શાળા–પાઠશાળામાંના વિદ્યાભ્યાસની ઘણી જરૂર છેજ, ખેતીવાડીના કામમાં નિપુણતા મેળવવા રસાયણશાસ્ત્રના જ્ઞાનની જરૂર છે. કોઇ પણ કારીગરીમાં ચાતુર્ય મેળવવા માટે જ લખતાં વાંચતાં અને હિસાબ ગણતાં આવડવું જોઈએ.

૩. માનસિક કેળવણી એ શારીરિક કેળવણીનું અર્ધું અંગ છે અને એ બંને પ્રકારની કેળવણીમાં જો નૈતિક કેળવણી વધારી હોય તો જ કેળવણીમાં ખરી મીઠાશ આવે છે. ટસ્કેજીમાં એવી ત્રણ પ્રકારની અપાતી કેળવણીનું પરિણામ એ આવ્યું છે કે, અજ્ઞાન, ગરીબ અને નૈતિક નબળાઇવાળા સમાજના છેલ્લા વર્ગના છુંદાતા બાળકોને બદલે આપણે સર્વ વાતમાં સંપૂર્ણપણે કાબેલ, ડાહ્યા, દીર્ઘદૃષ્ટિવાળા, જવાબદારી સમજનારા અને આર્થિક સ્વતંત્રતાવાળા માણસો પેદા થયા છે. પોતાના મિથ્યાભિમાન, અતિવિશ્વાસ અને વહેમને લીધે લુચ્ચા માણસોના દગા ફટકાના ભોગ થતા બચ્યા છે અને ખરૂં અને સાચું શું છે તે સમજી શકયા છે.

૪. ૧૬ વર્ષની ઉમ્મરનાં હરકોઈ ગરીબ પણ સશક્ત સ્ત્રી કે પુરુષ સંસ્થામાં રહી દિવસે મહેનત મજુરી કરી પોતાનું ખાંધાખર્ચ

મેળવે છે, રાત્રે અભ્યાસ કરે છે અને પોતાને ગમતો હરકોઇ ઉદ્યોગ ધંધો શીખે છે. આ રીતે એક પાઇ પણ ખરચ્યા સિવાય વિદ્યાર્થીઓ હુન્નર ઉદ્યોગના શિક્ષણના પદવીધર થઇ શકે છે.

૫. દિવસની મજુરીની કમાણીમાંથી ખોરાકીનું ખર્ચ બાદ જતાંવધે તી રકમ ચોખ્ખી ૫૦ ડોલરની જે વિદ્યાર્થીને નામે જમે થાય છે તેને રાત્રી શાળામાંથી મુક્ત કરી દિવસની શાળામાં દાખલ કરવામાં આવે છે. જ્યાં તેને ૪ કલાક ઉદ્યોગ ધંધાનું શિક્ષણ અને ૪ કલાક જરૂરી વિષયોનું સામાન્ય જ્ઞાન અપાય છે.

૬. જે વિદ્યાર્થી પોતાનો સઘળો ખર્ચ અગર તેનો મોટો ભાગ રોકડ આપી શકે અને જેની ઉમ્મર ૧૪ થી ઓછી ન હોય તેને દિવસની શાળામાં બારોબાર દાખલ કરવામાં આવે છે. આ વિદ્યાર્થીઓને પણ અઠવાડીએ એક દિવસ અને શનિવારે મહેનત મજુરીનું કામ તો કરવું જ પડે છે.

૭. ઉનાળાની તેમજ બીજી રજાઓમાં સંસ્થાની બહાર મજુરી કરી વિદ્યાર્થીઓ કમાણી કરે છે, અને બચાવેલી રકમ વડે શાળા પાઠશાળાનો અભ્યાસ વધારે સરળતાથી કરી શકે છે.

૮. શાળાની અને વિદ્યાર્થીઓની બધી જરૂરીઆતો અને ચીજો સંસ્થામાં જ વિદ્યાર્થીઓની મહેનત મજુરીથી અને કારીગરીથી પૂરી પાડવામાં આવે છે. એટલે હરકોઈ પ્રકારના હુન્નર ઉદ્યોગનું પ્રત્યક્ષ જ્ઞાન તેમજ હિસાબની બધી જ વિગતો વિદ્યાર્થીઓ સહેલાઈથી પ્રાપ્ત કરી શકે છે.

૯. સંસ્થાના બધા જ શિક્ષકો જાતે કામ કરનારા માટે જ જીવન ગાળનારા, ૨૪ કલાક તેમની સાથે : ઉચ્ચ ચારિત્ર્યના હોય છે. મહેનત મજુરી કરવી એ

શરમનો વિષય નથી સ્વાશ્રય સહકાર, આત્મવિશ્વાસ અને સેવા-ધર્મના ગુણો કેળવીને, હુન્નર ઉદ્યોગનુ સપૂર્ણ જ્ઞાન આપીને, જ્ઞાનના અનેક વિષયો ઝીણવટથી શીખવીને, વિદ્યાર્થીઓને જીવન માટે તૈયાર કરવા અને હમગી લોકોનો ઉદ્ધાર કરવો એ એમનો જીવનમત્ર છે

૧૦ કર્તવ્ય અને નીતિની છાપ ત્યાના વિદ્યાર્થીઓ ઉપર સસ્થાના સ્થાપક ગુરુ ગી વોશિંગ્ટન અને તે જ કોટિના બીજા શિક્ષકોના દૃષ્ટાતોથી એવી સુદર પડે છે કે શાળામાથી શિક્ષણ લઈ બહાર નીકળેલા પદવીધરો શાળાની સુવાસ પોતાના જીવન વ્યવહારથી ચારેય બાજુએ પ્રસારે છે અને અનેક વિદ્યાર્થીઓને સસ્થામા જઈ કેળવણી લેવા પ્રેરે છે

૧૧ વિદ્યાર્થીઓની આગળ સન્ધ્યામા અભ્યાસ કરતી વખતે જે આદર્શ વાકયો ધરવામા આવે છે તે મરમને માટે વિદ્યાર્થીઓના જીવન સાથે ઘડાઈ જાય છે અને તેની અસર બીજાઓ પર સુદર થાય છે આ પુસ્તકમાના કેટલાક આદર્શ વાકો નીચે પ્રમાણે છે –

૧ સ્વચ્છતા એ દૈવી ગુણ છે

૨ સગુણનો બદલો સદ્‌ગુણ છે

૩ ચરિત્ર એ મનુષ્યજીવનમા મોટામા મોટી વસ્તુ છે

૪ દરેક કામની કિંમત તેની પાછળ રહેલા હેતુથી અકાય છે

૫ હરકોઈ જાતનુ કામ સમજપૂર્વક કરવામા હમેશા માન સમાયેલુ છે

૬ આપણા બધુઓની સેવા કરી સુખ મેળવવુ એ કેળવણીનો ઉદ્દેશ છે

૭. પાઠ્યપુસ્તકો એ કંઈ સાધ્ય વસ્તુ નથી પણ માત્ર સિદ્ધિનાં સાધન છે.

૮. જે કામ આજે થઈ શકે નહિ તે કાલે તો જરૂર થશે જ.

૯. આશામાં જ બળ છે અને નિરાશામાં નબળાઈ છે.

૧૦. સમાપ્તિ એ જ પ્રારંભ છે.

૧૧. જો રસ્તો ન જડે તો નવો કરવો.

૧૨. શ્રમથી આપણે જીતીએ છીએ.

૧૩. જો બીજો કોઈ માણસ અમુક કામ કરી શકે તો હું પણ તે કરી શકું.

૧૪. આપણે આપણા જ પગ ઉપર ઉભા રહેવુ જોઈએ.

વસો
૭-૭-૩૭

મોતીભાઈ ન. અમીન



# સામાન્ય ઉપોદ્ઘાત

## ( બુકર ટી. વોશિંગ્ટન )

જગતનું કાર્ય કરે એવા સ્ત્રી પુરૂષોને ઉત્પન્ન કરવામાં સંસ્થાઓની પણ વ્યક્તિઓની પેઠે તેમની પ્રધાન ભાવનાઓ, રીતભાતો અને મહાન કાર્યો ઉપરથી કિંમત અંકાય છે.

જે શાળા, લોકોની ખરી જરૂરીઆતો પૂરી પાડવા તથા જીવન-કલહમાં લાંબા વખત સુધી માનપ્રદ જય મળે એવા તત્ત્વોનું ઉતાવળે અને સંતોષકારક રીતે જેટલું વધારે પોષણ કરે, તેટલી તે શાળા બીજી શાળા કરતાં વધારે સારી ગણાય જેને ચારિત્રનો પાયો નાંખવો છે એવા દરેક સ્ત્રી પુરૂષને કોઈ પણ જાતની કેળવણીની તો પહેલી જરૂર છે. કયી શાળામા કેળવણી લેવી અને કયો ધંધો પોતે સ્વીકારવો તેનો ઘણે ભાગે આસપાસના સંજોગો, પોતાની મહેચ્છા, સ્વાભાવિક શક્તિ, ધારેલા ધંધામાં આગળ વધવાના પ્રસંગો અને હસ્તગત સાધનો ઉપર આધાર રહે છે.

ગત વીસીમ વર્ષમાં અહિંના અને બીજા દેશોના હજારો યુવકો અને યુવતિઓએ સીદી લોકોની પ્રવૃત્તિઓમાં પોતે સૌથી વધારે ઉપયોગી થાવ એમ ધારી ' ટસ્કેજી શિક્ષણાનુભવ અને ઔદ્યોગિક શાળા'માં દાખલ થવાનું પસંદ કર્યું છે. તેમની આશા, ચિંતા, શક્તિ, નબળાઈ અને તેમના જીવનપ્રયાસો અને વિજયોમાં અમેરિકાના લોકોને

અતિ રસ પડ્યા સિવાય રહેશે નહીં, અને ખાસ કરીને કેળવણી વિષયક સિદ્ધાંતો અને તજ્જન્ય પરિણામો તપાસનાર વિદ્યાર્થી તો તેમાં ગરક થયા સિવાય રહેશે નહીં

ટસ્કેજી સંસ્થા એટલી બધી વિસ્તૃત થઈ છે કે તેના શિક્ષણ ઉપર સર્વેનું ધ્યાન ખેંચાય છે અને જુદા જુદા ધંધામાં કામ કરનાર ૬૦૦૦ માણસનું લશ્કર તેણે તૈયાર કર્યું છે તેથી એ સંસ્થા સંબંધી સર્વ જાતનું જ્ઞાન મેળવવા તથા ત્યાં કામ કરનાર માણસોના વિશેષ ગુણો અને રીતભાતો જાણવા સર્વે લોકો ઉત્સુક થાય એ સ્વાભાવિક છે તેના સાધન અને સરંજામ વિષે જે કહેવાય છે તેમાં કેટલું સત્ય છે તે લોકો જાણવાની ઈચ્છા રાખે છે ત્યાં નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ લીધેલા માણસોમાં પૈસા પેદા કરવાની શક્તિ તથા નૈતિક બળ કેટલાં વધ્યાં છે તે સવિસ્તાર જાણવા તેઓ ઈંતેજાર હોય છે અને બહાર પડેલાં પરિણામો શી રીતે આવ્યાં તે સંબંધી માહિતગાર થવા ત્યાંના શિષ્યો અને શિક્ષકોના મુખેથી હકીકત સાંભળવા તેઓ ઉત્સુક રહે છે

અત્યાર સુધીમાં ‘ટસ્કેજી’ સંબંધી પ્રસિદ્ધ થએલાં પુસ્તકોમાં મુખ્ય શિક્ષકના પ્રથમ પ્રયાસો અને જીવનકાર્ય વિષે સાચી હકીકત છપાઈ છે. ટસ્કેજી સંસ્થા કયા સિદ્ધાંતોના પાયા ઉપર રચાઈ છે તેનું પૃથક્કરણ કરવા તથા લોકોના મનમાં તે ઠસાવવા નિર્બળ પ્રયત્ન પણ તેમાં કરવામાં આવ્યો છે જે જ્ઞાનપ્રકાશ ગરીબમાં ગરીબ માણસનું હૃદય જાગૃત કરી તેને દૃઢ ચારિત્ર, બુદ્ધિયુક્ત ઉદ્યોગ અને અર્થલાભ મેળવવા પ્રેરે છે તેવા જ્ઞાનપ્રકાશ માટેની વ્યક્તિગત તીવ્રેચ્છાઓનો ઈતિહાસ લખવાનો અમારો ઉદ્દેશ છે કેળવાયેલા મગજ અને પવિત્ર હૃદય સાથે મહેનત કરવામાં ખરું માન એ છે એવું પરિપક્વ ભરેલું જ્ઞાન દૃઢ કરવા, તથા અમેરિકાના સીદી લોકોનું અતિ મનોહર સ્વરૂપમાં બતાવવા અને તેટલી ઉત્સુકતાથી

પ્રયત્ન આદર્યો છે દક્ષિણના કાળા પ્રદેશમાં સામાજીક અને આર્થિક ઉન્નતિના આ કેન્દ્ર રૂપ સ્થાનના આત્મા અને હેતુ વિષે ઘણુ કહેવામા આવ્યુ છે છતા અહિં શુ કામ થાય છે, કોણ કયા સજોગોમા કેટલું કામ કરે છે, તેની અને આ સસ્થા તરફથી શિખવાતા કરકસર, ઉદ્યોગ, શુદ્ધ વિચાર અને પવિત્ર જીવનના ગુણોના પ્રત્યક્ષ પુરાવા માટે ઘણી માગણી થાય છે

આ વારવાર થતી માગણીને લીધે ટસ્કેજી સસ્થાના કાર્યવાહી મડળના મત્રી એમેટ જે સ્કૉટે 'ટસ્કેજી અને તેના માણસો' સબધી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યુ છે એમા તેમના આદર્શ, ભોગ કાર્યો અને સાથે સાથે આ શાળાના આદર્શ વિદ્યાર્થીઓના આત્મચરિત્રોનો સમાવેશ થાય છે

આ પુસ્તકમા સ્કૉટે બીજા કોઈ માણસથી ન લાવી શકાય એવી યોગ્યતા આણી છે દક્ષિણના લોકો સાથે માત્ર એક જ જન્મભૂમિની ગાઠથી જ તે બધાયલો નથી પણ તેની આશાઓ પણ તેમની સાથે જોડાયલી છે દક્ષિણ તો તેનું ઘર જ છે, પણ તેણે એટલુ બધુ દેશાટન કર્યું છે અને બીજા લોકોમા તે એટલો બધો ભળેલો છે કે માણસો અને વસ્તુઓનુ તેને અતિ વિસ્તૃત જ્ઞાન છે

ઘણા વર્ષથી સ્કૉટ આ શાળાની દુર્લભ વફાદારી અને ઉત્સાહથી સેવા કરતો આવ્યો છે અને મુખ્ય શિક્ષકના અનેક વ્યવસાયોમા અને અણીના પ્રસગોમા માત્ર વફાદાર મદદનીશ તરીકે જ તેણે કામ કર્યું નથી, પણ અતિ સૂક્ષ્મ બાબતોમા અગત મિત્ર અને સાચા સલાહકારનું કામ પણ તેણે કર્યું છે, અને પોતાના કરતા વયોવૃદ્ધ અને વધારે અનુભવી માણસોમા મળે નહીં એવી ડહાપણ અને દક્ષના ભરેની શાતિ જરૂરી પ્રસગોએ બતાવી છે

ઘણા વર્ષ પહેલા પ્રસિદ્ધ થયેલા એક પુસ્તકમા ભાગ લખવા પ્રમાણે જો કોઈ મનુષ્ય બીજા માણસની જગ્યા સાચવે તો સ્કૉટે

મુખ્ય શિક્ષકની જગ્યા બરાબર સાચવવાની યોગ્યતા મેળવી છે. મુખ્ય શિક્ષકની આંખો વડે તે જુએ છે અને તેના જ કાન વડે તે સાંભળે છે ટસ્કેજી સંસ્થાએ જે સિદ્ધાંતો અને વ્યાવહારિક નીતિથી કેળવણી ગૃષ્ટિમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે, તે જ સિદ્ધાંતો અને વ્યાવહારિક નીતિ પ્રમાણે તેનુ વર્નન છે

આ પુસ્તક સ્કૉટે અત્યંત કાળજીપૂર્વક તપાસીને તૈયાર કર્યું છે અને ટસ્કેજી અને તેના લેખકોએ કરેલા કામના પરિણામો છે તેનાથી ઓછા બતાવ્યાં છે. મુખ્ય શિક્ષકને તે હસ્તલિખિત પુસ્તકને તપાસીને તેના ઉપર વિવેચન કરવાના હક્કથી આનંદ પ્રાપ્ત થાય છે પુસ્તક એટલું બધુ પ્રશંસનીય છે કે તેમા તેનુ સંપૂર્ણ અનુમોદન છે પુસ્તક તપાસી તૈયાર કરવાનુ કામ એટલુ બધું સારૂં થયુ છે કે ધાર્યા પ્રમાણે તેના ઉપર વિવેચન કરવાનૂ રહેતુ નથી આજની ટસ્કેજી સંસ્થાનુ તે આબેહુબ ચિત્ર આપે છે અને આવતી કાલની સંસ્થા માટેની આશાઓ બતાવે છે આજના જમાના માટે જે રચનાત્મક કામ આ સંસ્થાએ કર્યું છે, તેનુ તે જુસ્સાથી સાક્ષાત્ રસભર્યું વર્ણન કરે છે, અને તે હવેના જમાના માટે મોટી આશાઓની ભવિષ્ય વાણીના આધાર રૂપ છે

ટસ્કેજી સંસ્થામાથી પ્રસિદ્ધ થએલું પુસ્તક–તેનો ઉદ્દેશ ગમે તે હોય તો પણ–ગોરી લોકો અને તેમના દરેક જાતના સંબંધ વિષે વિસ્તારથી અચૂક રીતે ચર્ચા કરનાર હોવુ જોઈએ આ સંસ્થામાથી નીકળેલા અને નીકળતા સ્ત્રીપુરુષોનો, માત્ર ભૌતિક ઉન્નતિનો વિષય પ્રતિપાદન કરનાર ગ્રંથ તો માત્ર જીવ વિનાનુ ખોળીઉ જ જાણવુ ટસ્કેજી સંસ્થાના પુસ્તકમા આથી કાંઈક વિશેષ હોય જ તેમા ખાલી દમામ હોય નહીં જે લોકોનુ તે વર્ણન કરે છે તેમનુ જ વાતાવરણ તેમા માલમ પડે છે તેમા ટસ્કેજી સંસ્થાના સ્ત્રીપુરુષોના પરાક્રમ નહિ રહ્યું તેમની પ્રધાન ભાવનાઓ અને ભવિષ્યમાં થતી

વાનો પણ હેતી જોઈએ અને આ પુસ્તકમાં તે યોગ્ય રીતે પ્રતિપાદન કરેલી છે.

'ટસ્કેજી અને તેના માણસો' એ પુસ્તકમાં ભાવના, નીતિ અને કાર્યના આદર્શ છે; અને તે ઘણા ઉન્નત છે. આ બાબતમાં મોટી આશા રાખનારને નિરાશા પ્રાપ્ત થશે નહીં. આવા આદર્શ માટેની અંત પ્રેરણા તેને માટે રોદણાં રડી બેસી રહેવાથી જન્મતી નથી; પણ કોઈ પણ વસ્તુની કિંમત તેના આંતરગુણોથી અંકાય છે અને સમગ્ર-શક્તિનો સદુપયોગ, સ્વાનુભવ જ્ઞાન સતત પ્રયાસ, અને કારીગિરીમાં ચતુરાઈ એ ગુણો ખ નીચા માણસને જે સ્થાન આપે છે તેવું સ્થાન બીજા કોઈ માણસથી તેને અપાવી શકાય નહી એવી દઢ શ્રદ્ધામાંથી જન્મે છે. ટસ્કેજી સંસ્થા જે લોકોને ઉપયોગી રીતે મદદ કરી રહી છે તે લોકોને હવે માલુમ પડ્યું છે કે કેળવણી તેના સાચા અર્થમાં માત્ર એકાદ મનોભાવનો આવેશ નથી, કે કોઈ પત્થરને પોતાની પાસે હોવાના કારણે જ દેવ માની પૂજવાનો પદાર્થ નથી, પણ અમુક નિશ્ચિત હેતુને સાધવાનું સાધન છે. માનસિક કેળવણી એ શારીરિક કેળવણીનું અર્ધું અંગ છે અને એ બન્ને પ્રકારની કેળવણીમાં જો નૈતિક કેળવણી વધારી હોય તો જ કેળવણીમાં ખરી મીઠાશ આવે છે. એવી ત્રણ પ્રકારની કેળવણીથી મહાત્મા, પરોપકારી નવાં કામો કરનાર સ્વદેશાભિમાની, કાયદો ચાહનારા, અને સાર્વજનિક હિત જાળવનાર માણસો પેદા થાય છે અને એવા માણસો જે પ્રજામાં હોય તે પ્રજા સારી રીતે મગરૂર હોઈ શકે. આવી કેળવણીનું પરિણામ એ આવશે કે અજ્ઞાન, બિનફિકર અને નૈતિક નબળાઈવાળા સમાજના છેલ્લા વર્ગના સુદાતા બાળકોને બદલે આપણે સંપૂર્ણપણે સર્વ વાતમાં કાબેલ, ડાહ્યા, દીર્ઘદૃષ્ટિવાળા, પોતાની જવાબદારી સમજનારા અને આર્થિક સ્વાતંત્ર્યવાળા માણસો પેદા કરીશું. પોતાના મિથ્યાભિમાન,

અતિવિશ્વાસ અને વહેમને લીધે લુચ્ચા માણસોના દગા ફટકાના ભોગ થતા તે અટકશે અને ખરૂ અને સાચુ શુ છે તે સમજશે અનેક ગેરલાભો અને તીવ્ર વેદનાઓ વચ્ચે જેણે પોતાનો માર્ગ કરવાનો છે તેવા સીદીને તો કામ કરવુ અને કામ કરાવવુ એ બેમા મોટો અતર છે એમ જાણવાની ખાસ જરૂર છે આવો પ્રોત્સાહક સદેશ લઈ જવામા અને આવા મૂળ સત્યો ઠસાવવામા આ ટસ્કેજીનું નવુ પુસ્તક ઘણુ સુદર કામ કરે છે

જરૂરી કેળવણીના બીજા બધા સ્વરૂપ સાથે ઔદ્યોગિક કેળવણીને કેવો સબધ છે તે જ્યારે સમજાશે ત્યારે ઔદ્યોગિક કેળવણીનુ પ્રાબલ્ય વધશે. સીદી લોકો માટે યોગ્ય કેળવણી કઈ તે વિષે ઘણો વાદવિવાદ ચાલ્યા કરે છે પણ જેમની ઉન્નતિ કરવા એ વાદવિવાદ ચાલે છે તેમને તે નુકશાનકારક છે ઔદ્યોગિક કેળવણીની ખિલવણી માટે દેશના કેટલાક ભાગમા મોટો ભય એ છે કે **જ્ઞાનની બધી શાખા બધ કરીને સીદી લોકોને માત્ર ઔદ્યોગિક કેળવણી જ આપવી.** જો આ વિચાર લોકોના મનમા ઠસી જાય તો ઔદ્યોગિક કેળવણી માત્ર ગરીબ લોકોની જ કેળવણી થાય સીદી લોકોને બીજી બધી કેળવણી નહિ આપતા તેઓ સીદી હોવાના સબબે ઔદ્યોગિક કેળવણી આપવી એમ જો કરે તો તે કેળવણીને મોટી હાનિ પહોચશે **હેમ્પટન અને ટસ્કેજી સસ્થામાં ઔદ્યોગિક કેળવણી ઉપર ભાર મૂકવામાં આવે** છે તેનુ કારણ ખાળા લોકો ત્યા શિખે છે તે નથી પણ જગત્મા કેળવણી સબધી વિચાર કરનાર સબળા અનુભવી માણસોને એવો મત હોવાથી ઔદ્યોગિક કેળવણી ત્યા અપાય છે ઔદ્યોગિક કેળવણી વિના દક્ષિણમાના ભૌતિક પદાર્થોથી ખિલવણી થઈ શકે તેમ નથી તેથી તે જરૂરની છે, **અને સીદી લોકોના જેવી સ્થિતિવાળા ગમે તે લોકો હોય-કાળા કે ગોરા-તો પણ એવી કેળવણીને તેમને ખાસ જરૂર છે.**

બીજી પાસા બીજા ધંધા સંબંધી તેમ જ્ઞાનની અન્ય શાખાઓ સંબંધી જ્ઞાન આપ્યા સિવાય દરેક સીદીને ઔદ્યોગિક કેળવણી જ આપવી એમ કોઈ પણ વિચારવંત અને લોકોની જરૂરિયાતો જાણનારો મનુષ્ય કહેશે નહી. સીદી લોકો જેવા છુટાછવાયા પડેલા લોકોમા પોતાના જ માણસોની દરેક ધંધામા મોગી સંખ્યા હોવી જોઈએ તેથી જ સીદી લોકો માટે મહાવિદ્યાલયો તથા ઔદ્યોગિક સંસ્થાઓની જરૂર વધતી જાય છે એમ જણાશે અને આવી બન્ને પ્રકારની સંસ્થા હાલ જેમ સહકાર્યથી ચાલે છે તેમ લોકોના અભ્યુદય માટે સહકાર્યથી ચાલવી જોઈએ હુન્નરકળામા એવી એકે ચીજ નથી કે તે અમુક વર્ગને માટે જ હોઈ શકે બન્ને જાતના લોકો માટે તે કેળવણીનો આવશ્યક ભાગ છે એમ જગતના બધા કેળવણી સંબંધી જ્ઞાન ધરાવનાર માણસોનો મત છે, અને જ્યારે લોકોનો ઘણો ભાગ ખેતીવાડી, હુન્નરધંધા કે કારીગિરીમા પોતાનુ જીવન ગાળતો હોય છે ત્યારે તો એ ખાસ કરીને ઘણી જરૂરની છે આપણો ઘણાખરા જનસમૂહ તો દક્ષિણમા જ રહેવાનો છે કારણ કે અનિવાર્ય કારણોને લીધે તેમનાથી તે દેશ છોડાય તેમ નથી ઘણા વખત સુધી તેમની સામાજીક સ્થિતિ મજુર કરતા ઉંચી રહી શકે તેમ નથી, તેથી દુ સહ સન્જોગોને સહેના કરવા, મજુરીને વેશમાથી માનવંત મહેનતનુ સ્વરૂપ આપવુ અને કેળવણીની એવી પદ્ધતિ દાખલ કરવી કે જેથી ઘણામા ઘણા જનસમુદાયની જરૂરિયાતો પૂરી પાડી શકે અને બુદ્ધિપૂર્વક કામ કરતા વધારે સારી વસ્તુઓનો તેમને અનુભવ થાય. એવા કામ પાછળ દેશના શિષ્ટ પુરુષો પોતાની વિરુદ્ધ ગમે તેવી ટીકા થાય તેની દરકાર કર્યા સિવાય અત્યુત્સાહથી કામ કરવા મંડી પડ્યા છે

દક્ષિણમા સીદી લોકો માટે ઔદ્યોગિક કેળવણીને પ્રાધાન્ય આપવામા આવ્યુ છે તે સીદી લોકોને હળ કે પાવડાની કેળવણી સિવાય બીજી કેળવણી નહિ અપાય એવા ઇરાદાથી નહી, પરંતુ

હાલમા દક્ષિણમા ભૌતિક દ્રવ્યોનું ક્ષેત્ર એટલુ બધું વિશાળ છે કે ખેતીવાડી અને કોઈ પણ ઉદ્યોગમા બુદ્ધિથી કામ કરનાર માણસને ઘણો લાભ મળે, અને અહિં જ કેટલાક શાસ્ત્રોના મૂળતત્ત્વોનો અભ્યાસ કરી અનેક ક્ષેત્રોમા પોતાનુ બળ અજમાવવાનો અવકાશ મળે અને તેથી કાયમનો સુધારો કરવા તેઓ સમર્થ થાય એવા ઉદ્દેશથી ઔદ્યોગિક કેળવણી આપવામા આવે છે

ટસ્કેજીનો આશય એ છે કે ખરી કેળવણી છેક પાયામાથી શરૂ થાય છે અને જેમ જેમ લોકોની જરૂરિયાતો વધે તેમ તેમ તે પણ વિકાસ પામે છે જેમ જેમ લોકો જ્ઞાનમા, અનુભવમા વિશ્રામ, રસમા અને ધનમા આગળ વધે છે તેમ તેમ તેમની જરૂરિયાતો અવશ્ય વધે છે અને આ જરૂરિયાતો પૂરી પાડવાને આપણામાથી જ ગોરા લોકની પેઠે વિવિધ ધધાદારી અને વ્યાપારી મડળ ઉભુ થશે અને દિનપ્રતિદિન વધતુ જશે તેમણે પોતાના ધધામા મેળવેલી હોશિયારીના પ્રમાણમા તેમની આર્થિક સૃષ્ટિમા જગા નક્કી થશે અને તેઓ કેટલી ઉન્નતિ કરી શકશે તે પણ જણાઈ આવશે, કારણ કે તેઓ પોતાની આસપાસ ઉદ્યોગી જનોના મડળ તરફ મદદ માટે જોશે જ્ઞાનના વધવાની સાથે રસિક વસ્તુઓ પણ રસિક વૃત્તિની કેળવણીના પ્રમાણમા પૂરી પાડી શકાશે આ જ પ્રકાર સીદી લોકો પોતાને માટે સપૂર્ણ, અમર અને જેમનુ માન ઈચ્છવાયોગ્ય છે તેમનું માન સપાદન કરી શકે એવો-રીતભાતમા અને કળા કૌશલ્યમાં-સુધારો કરી શકશે વર્ણભેદને લીધે કોઈ પણ વ્યક્તિને આગળ વધવા માટે મર્યાદા બાધવી જોઈએ નહીં, તેમ એક જ પ્રકારની કેળવણી કોઈપણ આખી પ્રજા માટે રાખવામા પ્રજાની સહીસલામતી રહેતી નથી. અમુક વ્યક્તિને કે વર્ગને બધબેસતી ન આવે એટલા માટે કેળવણી એકતરફી ન હોવી જોઈએ તેમ ઉપર જતા એટલી બધી ભારે નહિ હોવી જોઈએ કે સામાન્ય લોકોથી ઉચકી ન શકાય. કેળવણીને જો પોતાનો

ઉદ્દેશ બર આણવો હોય તો કોઈ પણ પ્રજા માટે તે પરિપૂર્ણ અને સચેતન હોવી જોઈએ

ટસ્કેજી સંસ્થામાં કોઈ પણ ઉદ્યોગમાં પ્રવીણતા મેળવવામાં ઘણા વિદ્યાભ્યાસની જરૂર છે ખેતીવાડીના કામમાં નિપુણતા મેળવવા રસાયણશાસ્ત્રના ઘણા જ્ઞાનની જરૂર છે, અને કોઈ પણ કારીગિરીમાં ચતુરાઈ મેળવવા માટે લખતાં વાચતાં અને હિસાબ ગણતાં તો આવડવું જોઈએ મહાવિદ્યાલયમાં શિક્ષણ લીધેલો કોઈ પણ વિદ્યાર્થી પોતાના બુદ્ધિ બળ વડે ઉદ્યોગમાં રચનાત્મક કાર્ય વધારે સારી રીતે કરી શકે છે

એકંદરે કોઈ પણ કેળવણીની પદ્ધતિની ખરી કસોટી તેના પ્રત્યક્ષ પરિણામથી જણાય છે 'ટસ્કેજી અને તેના માણસો' એ પુસ્તકમાં માત્ર કેટલાક ખાતાના ઉપરીઓએ પોતાના ખાતાના ઈતિહાસ કંઈ અને હાલ ચાલતા કામસંબંધી જ હેવાલ નથી આપ્યો પણ સંસ્થાના મૂળ સિદ્ધાંતોની બહુ સારી ચર્ચા કરી છે, અને તેનો હક્ક જગતના આધુનિક વિચાર અને પ્રવૃત્તિ પ્રમાણે બરાબર સાબિત કર્યો છે શિક્ષકોના કામની મહત્તાત્મક શક્તિનું લક્ષણથી વિવેચન કરી પુસ્તક તૈયાર કરનારે માત્ર વિદ્યાની જ જુદી જુદી શાખાઓથી માહિતગાર લોકોની જાણ બહાર છે એવો અહિંના ધાર્મિક અને નૈતિક ગુણોનો આ સંસ્થાએ આખા દક્ષિણ દેશમાં જે ફેલાવો કર્યો છે તેના ઉપર ખાસ ભાર મૂકી સમજાવ્યો છે

ટસ્કેજીમાં મૂળ સિદ્ધાંત તેના શુદ્ધ આદર્શમાં છે કેટલીક વસ્તુઓ એવી છે કે જેનું નામ નિવેદનપત્રમાં કે યાદીમાં મકાન, વખાર, ક્ષેત્ર વગેરેની માફક દાખલ થઈ શકે નહીં, છતાં સંસ્થાનો મૂળ સિદ્ધાંત તેવી વસ્તુમાંથી મળે છે શાળામાં લોકોને ખેતી, વિદ્યા, ચતુરાઈ, સુતારી હિસાબ વગેરે શિખવવામાં આવે છે જે જીવનને માટે ઉપયોગી છે છતાં એ જ વસ્તુઓ કાંઈ અંતિમ સાધ્ય નથી પરંતુ

એથી એટલું તો સિદ્ધ થાય છે કે સીદી લોકો બીજા લોકો સાથે હરીફાઈમા ઉતરી શકે તેમ છે

વિદ્યાર્થીઓને ટસ્કેજી સસ્થામા શિખવેલા સિદ્ધાતો અને આચરણો તેમના જુદી જુદી જાતના જીવનમા પરિણામ પામેલા તેમના જ આત્મચરિત્રો રૂપે આ પુસ્તકમા મળે છે, એ આ પુસ્તકની નવીનતા અને આલ્હાદકતા સૂચવે છે આ ચિત્રરૂપ આત્મચરિત્રો સહજને જ લખવામા આવ્યા છે અને તેમના માનનીય કામો ટસ્કેજી સસ્થાના પથ્ય અને ધાર્મિક બોધનું ભાન કરાવે છે તેમના આચાર રીતભાતમા અને નીતિમા આદર્શ પુરુષ જેવા શિક્ષકો રાખવામા આવે છે, અને તેમની જ સારી અને સચોટ છાપ છાત્રહૃદય ઉપર પડે છે એ ચરિત્રોમા વિદ્યાર્થીઓ પોતે જ પોતાની વાત સત્યથી અને નમ્રતાથી કહે છે અને તેમનુ પ્રેરણાત્મક જીવન ક્રિશ્ચિયન ધર્મના સદ્ગુણોને લીધે તથા પોતાના અન્ય ભાઈઓની નિસ્વાર્થ સેવાથી એમ સિદ્ધ કરે છે કે આ સસ્થા અમર કામ કરી રહી છે

ટસ્કેજીના અસલ ઉત્તમ પ્રકારના વિદ્વાન પદવિધરોમાથી છુટાછવાયા ચુટી કાઢેલા પદવિધરોમા જુદી જુદી જાતની પ્રવૃત્તિઓના પરિણામનો સમાવેશ થાય એવો આ પ્રયત્નો હેતુ છે તેમા નીચે પ્રમાણે જુદા જુદા ખાતાના પદવિધરો છે (૧) એક પ્રસિદ્ધ મહા વિદ્યાલયના મુખ્ય અધ્યાપક (૨) સારા પાયા પર ચાલતી શાળાઓના શિક્ષકો (૩) એક વકીલ (૪) એક કસારો ( ) એક શાળાનો ખજાનચી (૬) કપાસ વાવનારાઓ (૭) ખેડુતો (૮) ઉત્તમ પ્રકારના શિલ્પશાસ્ત્રીઓ (૯) ઉધડ કામ કરનારાઓ (૧૦) એક ગોરસશાળાનો ધધો કરનાર (૧૧) લુહાર વગેરે સમસ્ત પ્રજાના અભ્યુદય માટે જે તત્વો જોઈએ તેમાથી એકે તત્વ અહિં લક્ષ બહાર જતું નથી તેમની મહેનતના સ્થળ પણ અતિ દૂર રહેલા છે, અને તેથી ટસ્કેજી સસ્થાનો મૂળ આદર્શ કેવો ઉત્તમ અને વિશાળ છે તે સાબિત થાય છે. આ

દઢ સ્થાપના કરનાર મંડળે ભવિષ્યની પ્રજા માટે વિસ્તૃત જીવન અને વિસ્તૃત દૃષ્ટિ માટે જે માર્ગ શોધ્યો છે તે મંડળના માણસોનાં સાદાં આત્મચરિતો ખાસ કાળજીપૂર્વક વાચવાલાયક છે.

આફ્રિકા, ઝીંક અને રોકડ ધનમાં અમિતપણે મોટી લોકો વધ્યા છે અને કેળવણી, વ્યાપાર અને ધર્મના વિષયમાં પોતાના રાજ્યની બહાદુરીભરેલી સેવા કરી જીવનરક્ષક થયા છે અને સુધરેલા, વીર્યવાન, બુદ્ધિશાળી, યોગ્ય મહેચ્છાવાળા અને દેશના કાયદાને માન આપનાર નાગરિકો નિવડ્યા છે તેથી વેદવાક્યની પેઠે એ સિદ્ધ વાત છે કે ટસ્કેજી સંસ્થામાં જે ઉદ્યોગનો મંત્ર શિખવવામાં આવે છે તેણે જ્યાં જ્યાં લોકોએ સુધરેલી પ્રજા થવા ઉંચે જવા પ્રયાસો કર્યાં છે ત્યાં ત્યાં સુધારા ઉપર ઘણી સારી અસર કરી છે. આ નવી જાતની બુદ્ધિ, નીતિ અને શારીરિક શક્તિ વડે ગોરા અને ઉત્તમ કાળા લોકોના સત્કાર્યથી, અને ન્યાય અમલ અને પ્રજાને સરખો સગવો હોવાથી, દક્ષિણમાં જે વર્ણભેદનો ગંભીર પ્રશ્ન હતો તેનાથી હવે મુંઝાવાનું રહ્યું નથી. દૈવી સંપત્તિ આસુરી સંપત્તિ ઉપર જેટલી જીત મેળવશે તેટલા પ્રમાણમાં શાન્તિ અને આબાદી દેશમાં વધશે. પ્રજામાં ધાર્મિકતાના વધારા સાથે દેશની આર્થિક મહત્તાનો ધોરી માર્ગ ઉઘડી જશે

જે પુસ્તક લોકોના હૃદયના ગૂઢ ભાવો ઉઘાડે છે અને જે બન્ને કોમની ઉન્નતિના માર્ગ ઉપર પ્રકાશ પાડે છે તે પુસ્તક જનસમૂહના દરેક હિતેચ્છુને પ્રિય થવું જોઈએ.

---

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

## (શાળા અને તેના ઉદ્દેશો)



## ભાગ ૨ જો

## (શાળાના પદવિધરોનાં આત્મચરિત્રો)

# ટસ્કેજી અને તેના માણસો

## ભાગ પહેલો

## શાળા અને તેના ઉદ્દેશો

પ્રકરણ ૧ લું

# આધુનિક મહાન કાર્યો અને મુખ્ય આદર્શો

## (એમેટ. જે. સ્કૉટ)

વ્યાપારી દુનિયામાં પોતાનું ગુજરાન કરવા માટે કાળાં સ્ત્રી-પુરૂષોને તૈયાર કરતી ટસ્કેજી સંસ્થા વિષે એક શિક્ષણાનુભવ શાળા તરીકે એટલું બધું કહેવામાં આવ્યું છે કે તેના શિક્ષણ પાછળ રહેલા પ્રાણ અને ઉચ્ચ ભાવનાઓને ભૂલી જવામાં આવ્યાં છે.

ટસ્કેજી સંસ્થામાં સેંકડો એકરનાં ક્ષેત્રો છે અને તેમાં ઉત્તમ પ્રકારની ખેતી થાય છે. સુવ્યવસ્થિત અને સઘવડભરેલાં મકાનો તથા જોઈતા સરંજામ દિનપ્રતિદિન વધતાં જાય છે અને દાયકસભ તરીકે ગણાતી અનેક વસ્તુઓ આ સંસ્થામાં છે, તેથી આ સંસ્થા લોકોની દૃષ્ટિ હમેશાં આકર્ષ્યા કરે છે, અને જે લોકો રીદી લોકની ઉન્નતિ અને આબાદી માટે લાગણી ધરાવે છે તેવા લોકોનું ચિત્ત વશ કરે છે.

આ બધાં ટસ્કેજી સંસ્થાનાં કામ, બુદ્ધિ અને પરાક્રમનાં દૃશ્ય અને બાહ્યસ્વરૂપો છે; પરંતુ તેના જીવનની અને તેના નિર્વાહના ઉચ્ચતર આદર્શોના ગૂઢ માર્ગ તરફ અદૃશ્ય પણ અસ્ખલિત ગતિ છે. જો કોઈ સારો નિરીક્ષક આ સંસ્થામાં થોડો સમય પણ રહે તો તેને અવશ્ય માલમ પડે કે આ સંસ્થામાં એવી ઘણી વસ્તુઓ છે કે જે જોવામાં આવતી નથી, અને જેનો સમાવેશ દરરોજના કાર્યક્રમની યાદીમાં થતો નથી, છતાં તે સાચી જીવનોપયોગી અને અત્યંત જરૂરની છે.

મુખ્ય શિક્ષક વોશિંગ્ટન અને તેને ટસ્કેજી સંસ્થા સ્થાપવામાં મદદ કરનારા સ્ત્રીપુરૂષો, જે લોકોને કેટલીક ગુહ્ય શક્તિઓ '

લાગેલી મામ પડી છે તેવા લોકો માટે ઉત્તમ જીવનની આશાથી ભરપૂર ભવિષ્ય તરફ વર્તમાનની પેલે પાર હમેશા જોયા કરે છે.

ટસ્કેજી સંસ્થાનું ચિત્ર કેવું વિસ્તૃત અને ગંભીર છે ! એ સંસ્થાની મૂળ સીમાથી બહુ દૂર આ નવજીવનનો પ્રકાશ જોવામાં અને અનુભવવામાં આવે છે અને તેની ગુણકારી અસર નજરે પડે છે. સેંકડો વર્ષના જડજીવનના બંધનો તૂટી ગયા છે અને લોકોમાં નવજીવન સિંચાવા માંડ્યું છે 'ઉત્તમ ફરકસર' એ શબ્દે તેમનું મન મોહ્યું છે જ્યાં જ્યાં આ શબ્દ પહોંચ્યો છે અને તેના મૂળીયા નંખાયા છે ત્યાં ત્યાં આ વિચાર પણ ગયો છે કે જ્યાં સુધી ચારિત્ર બાંધવા તથા વધારે ને વધારે અનાજ પેદા કરવા લોકો સમર્થ થાય નહીં ત્યાં સુધી એ શબ્દની કાંઈ કિંમત નથી

ટસ્કેજીની ભાવના હમેશાં એક પ્રશ્ન પૂછે છે અને તે એ છે કે "તમે શું કરો છો?" "તમારી પાસે શું છે?" તે તે પૂછતી નથી. જે માણસ પોતાની મિલ્કત કરતાં ઊંચે ચઢ્યો નથી તે ટસ્કેજી સંસ્થાના આદર્શ પ્રમાણે મનુષ્ય નથી.

ટૂંકામાં ચારિત્રનો પાયો નાંખવો એ ટસ્કેજી સંસ્થાનો મૂળાધાર છે જે ક્ષણથી નવો વિદ્યાર્થી આવે છે ત્યારથી તે પાછો જતાં સુધી જીંદગીનો હેતુ માત્ર ખાવાનો કે કેવળ બુદ્ધિ ખીલવવાનો નથી એમ અસરકારક રીતે તેને સમજાવવામાં આવે છે. સ્વચ્છતા, શિષ્ટાચાર, તત્પરતા, અને સત્યવાદિત્વ એ જૂની ઢબના ગુણો છે અને વાસ્તવિક રીતે તે ગુણો ગૃહકેળવણીનો ભાગ છે. જ્યાં ટસ્કેજી તો એ ગુણોને પોતાનું સર્વસ્વ માને છે. ટસ્કેજી માત્ર શિક્ષકનું જ કામ કરતી નથી પણ માબાપ તરીકેની ફરજ પણ સારી રીતે અદા કરે છે, અને આરંભથી તે અંત સુધી દરેક ક્ષણે આ ગુણોની આવશ્યકતા વિદ્યાર્થીઓને જણાવે છે. 'સ્વચ્છતા' એ દૈવી ગુણ છે, એ ટસ્કેજીનું એક આદર્શ વાક્ય છે, અને કોઈ વિદ્યાર્થી જો રીતભાતમાં કે પહેરવેશમાં મલિનતા

બતાવે તો તેના જેવા બીજો ભારે ગુન્હો ગણાતો નથી પ્રયોગશાળામા અને પાકશાળામા જેવી સગવડ અને સામગ્રી તૈયાર હોય છે તેવી જ સગવડ અને સામગ્રી સ્નાનાગારમા હોય છે અને તે પ્રમાણે સફાઈથી અમલ કરવામા આવે છે પરિણામ એ આવ્યુ છે કે દક્ષિણમા ટસ્કેજી એક સ્વચ્છ અને આરોગ્ય રક્ષક સસ્થા છે એમ તેની કીર્તિ પ્રસરી છે

સારી રીતભાત માટે લોર્ડ ચેસ્ટરફિલ્ડ પણ ટસ્કેજી સસ્થા જેવી સફાઈ નહીં વાપરે કોઈ માણસને જો બીજા પાસે સજ્જન મનાવવાની ઈચ્છા હોય તો તેણે જાતે સજ્જન થવુ જ જોઈએ કન્યાની સારી રીતભાત, તે તેના અદરના સદ્ગુણોનું બાહ્ય સ્વરૂપ છે એમ મનાય છે અને તો જ માનભરી રીતે તેની સાથે વર્તવામા આવે છે ટસ્કેજી જે જે ગુણો ચારિત્ર ઘડવામા ઉપયોગી હોય તે બધા ઉપર ભાર મૂકે છે અને તે જ દરેક કેળવણીનો આદર્શ હોવો જોઈએ

પણ આ બધુ શી રીતે શિખવાય છે? અને તેનો અમલ શી રીતે થાય છે? મૂળ વાત એ છે કે શિક્ષકો અને અધ્યાપકો જાતે ચારિત્રવાન છે ટસ્કેજીના આદર્શના તેઓ મૂર્તિમાન સ્વરૂપ છે, જો કે દક્ષિણમા જે ઉત્તમ શિક્ષકો છે તે બધા ટસ્કેજીમા જ છે એમ કહેવાય નહીં, છતા એટલુ તો અવશ્ય કહી શકાય કે ઉચ્ચતમ ઔદ્યોગિક, માનસિક, નૈતિક અને ધાર્મિક કેળવણી જેટલી સ્ત્રીપુરૂષોની સખ્યાને ટસ્કેજીમાથી મળે છે, તેટલી બીજી કોઈ શાળામાથી મળતી નથી શિક્ષકો ઘણે ભાગે પદવીધરો છે અને અમેરિકાની ઉત્તમોત્તમ કેળવણી-સસ્થાઓમાથી ચુટી કાઢેલા છે શિક્ષકોમા માત્ર શિખવવાની શક્તિ છે કે નહીં એટલુ જ જોઈ તેમને ટસ્કેજીમા લાવવામા આવતા નથી પરતુ પોતાની જાતના સ્ત્રી-પુરુષોને ઉત્તમ પ્રકારની કેળવણી આપવાથી શુ કામ થઈ શકે છે તેના તેઓ ઉત્તમ દૃષ્ટાતરૂપ છે કારણ કે આપણા ઘણા વિદ્યાર્થીઓનું આદર્શ બહુ સકુચિત છે ઘણાખરા વિદ્યાર્થીઓ પોતે જે દેશમા જન્મ્યા હોય તે દેશની બહાર ગયેલા હોતા નથી

સૃષ્ટિ તેમને તેમના ઙ્ગમા સમા ્ ગયેલી લાગે છે તેમના જીવનના આદર્શ તેમના અધમ અને ન ્ચિત સ જોગોથી ઘડાયલા હોય છે સર્વોત્તમ જનો માત્ર અમુક વર્ણના જ હોય છે અને બીજી વર્ણના માણસો હમેશા અધમાધમ અને દરિદ્રતમ હ ય છે એવી તેમની માન્યતા થયેલી હોય છે અને તે પ્રમાણે તેમનુ આચરણ થાય છે ટસ્કેજીમા એવી વર્ણવાદની લાગણી બિલકુલ કેળવવામા આવતી નથી ન્યાય પોતાની જાતમાથી જ ઉત્પન્ન થયેલા ઉત્તમ સ્ત્રીપુરૂષો માટે કોઇ ને અભિમાનની લાગણી થાય તો તે સ્વાભાવિક છે

ટસ્કેજી સસ્થામા એક ઉત્તમ વાત એ છે કે તરૂણ સ્ત્રીપુરૂષોને તેમની નીચ અને અધમ પરિસ્થિતિમાથી ખેચી લઇ તેમને જેમના મન, હૃદય અને જીવન ઉત્તમ કેળવણી સસ્થામા કેળવાઈ સસ્કૃત થયા છે એવા શિક્ષકોની સાન્નિધ્યમા રહેવાનુ મળે છે એમ કહેવામા કોઇ જાતની અતિશયોક્તિ નથી પોતાના ચારિત્ર, કેળવણી અને પરાક્રમ વડે માનનીય થએલા સ્ત્રીપુરૂષો માટે માન અને અભિમાનની લાગણી રાખવા જેવા બીજો એકે અગત્યનો પાઠ તેમને શિખવાતો નથી

જો કે અભ્યાસક્રમમા જાત્યાભિમાનનો વિષય દાખલ કરેલો નથી તો પણ ખેતીવાડી ઈટ નિર્માણ સ્ત્રીઓનો પોશાક બનાવવો કે તેવા જ બીજા ઉદ્યોગો પેઠે તેને આવશ્યક માનવામા આવે છે આને એક મનોભાવના ગણાય, પણ શાળાના વર્ગમા કે વ્યાખ્યાનમા ભૌતિક વસ્તુઓ શિખવાય છે તેની પેઠે તે જાતિની ઉન્નતિ કરવા સમર્થ છે જ્યોર્જ ઇલિયટના શબ્દોમા જ હુ મારો કહેવાનો ભાવાર્થ મૂકીશ

અમારી જાતિમા જો મોટા સ્મારકો નહીં હશે તો હુ મારી સ્થિતિ પ્રમાણે નહીંક જેવી રીતે નદીઓ મનુષ્યોને આશીર્વાદ આપી આર્દ્ર કરે છે તે શિખરી કેવી પરોપકારના કાર્યો કરે છે તેમ હુ પણ કરીશ અને તેવા કામો જ મારૂ સ્મારક થશે. હાલમા જેમનુ નામ માત્ર તિરસ્કારસૂચક છે તેને તિરસ્કાર કરનાર લોકોની વચમા કીર્તિવત

પતાકા પેઠે ઉચું કરીશ અને તેમનામાં સાચું અભિમાન પેદા કરી દરેકને પોતાના ભાઈ ગણવા જેવું મારૂં મન કરતાં શિખવીશ."

જો આત્મપ્રતિષ્ઠા જાળવવી હોય તો જાત્યાભિમાન હોવું જોઈએ; સદ્ગુણનો બદલો સદ્ગુણ છે; મનુષ્યજીવનમાં ચારિત્ર એ મોટામાં મોટી વસ્તુ છે એ સિદ્ધાંતો બીજી અનેક રીતે શિખવાય છે અને તેમના ઉપર ભાર મૂકવામાં આવે છે. ડાકટર વોશિંગ્ટન પોતાની સંસ્થાની અંદર અને બહાર સર્વત્ર ઉત્તમ વસ્તુઓ જ ગમવા અદ્ભૂત રીતે વિજયી નિવડ્યા છે. જે વસ્તુ ઉત્તમ નથી તે વધારે વખત ત્યાં ટકતી નથી. જેમણે આ સંસ્થા માટે ઘણો પ્રયત્ન કર્યો છે તેમને એવો અનુભવ થયો છે કે જે પ્રકારનું કામ અહિં કરવામાં આવે છે અને જે આદર્શો માટે પ્રયાસો આદરવામાં આવે છે તે અતિ ઉત્તમ છે. કાળા લોકોની શાળામાં જે હશે તે ચાલશે એવો વિચાર કે એવું કૃત્ય ટસ્કેજી સંસ્થાની ખિલવણીમાં કદી થયું નથી.

દાખલા તરીકે જ્યારે કાર્નેગીએ ટસ્કેજી સંસ્થાને પુસ્તકાલય માટે નાણાં આપ્યાં ત્યારે એક ઉત્કૃષ્ટ મકાન તૈયાર કરવામાં આવ્યું છે. જેને શિલ્પશાસ્ત્રીય સુંદરતાની બુજ છે એવા દરેક માણસને તે મકાન તેની શોભા અને પરિપૂર્ણતાને લીધે ભવ્ય લાગ્યા સિવાય રહેશે નહિ.

કોલીસ પી. હન્ટીંગટન સ્મારકગૃહ જે હમણાં જ તૈયાર કર્યું છે તે સી. પી. હન્ટીંગટનની પત્નીએ સંસ્થાને બક્ષીસ આપ્યું છે. એ મકાન એવું સુંદર છે કે કોઈ પણને તે આનંદ અને કીર્તિનું સ્થાન લાગ્યા વિના ભાગ્યે રહે. જે વિદ્યાર્થી એ સંસ્થાના દ્વારમાં પ્રવેશ કરે છે તેનામાં એક જાતનું અભિમાન પેદા કરે એવી અંદર તેમ બહારની દરેક વસ્તુ તેમાં છે. એ મકાનનું કામ સાદું અને સરળ છે પણ દરેક ખાતાની જરૂરિયાતો તેમાં પૂરી પાડવામાં આવી છે. જે પ્રમાણે પાઠશાળાના મકાનની વ્યવસ્થા છે તે જ પ્રમાણે છોકરા તથા છોકરીઓના શયનગૃહની પણ છે.

જે વિદ્યાર્થીઓ અહીં દરિદ્રાવસ્થામાથી આવ્યા હોય છે તેમને અહીંના સ્વચ્છતા અને આરોગ્યરક્ષણનો લાભ મળે છે અને આનંદ સાથે ત્યાંની અને અહીંની સ્થિતિ સરખાવવાનો પ્રસંગ મળે છે જ્યારે તેમને માલૂમ પડે છે કે અહીંના સુખસાધનો વિદ્યાર્થીઓએ જ સારી દેખરેખ નીચે બનાવ્યા છે ત્યારે એ ભિન્નતા વિશેષ લાગે છે એ જ પ્રમાણે દવાખાનુ પાઠશાળા વર્ગ ભોજનશાળા પુસ્તકાલય એ સર્વમા જે ઉત્તમ વસ્તુ છે તે જ ગ્રહણ કરવા યોગ્ય છે અને તેની પાછળ પ્રયત્ન કરવા વાજબી છે એમ પદાર્થપાઠ અને સિદ્ધાંત તરીકે એના આગ્રહથી શિખવવામા આવે છે કે તે વિદ્યાર્થીની કેળવણી અને જીવનનો એક ભાગ થઈને જ રહે છે

ટસ્કેજીમા હમેશા વિદ્યાર્થીને ઉચ્ચ અને દૂરદૃષ્ટિ રાખતા શિખવવામા આવે છે સૌન્દર્યની ભાવના ઘરમા અને સામાજિક જીવનમા મૂર્તિમાન્ શી રીતે થાય યથાર્થ કર્તવ્યપાલન એ જ ઉદાર ચારિત્ર છે, દરેક કામની કિંમત તેની પાછળ રહેલા હેતુથી અંકાય છે, વગેરે વિદ્યાર્થી અહીં શિખે છે પણ તદુપરાંત જે એક મૂળ હેતુ વિચાર કે ચિંતા પાછળ [illegible] રે છે તે એ છે કે સઘળી જાતના શ્રમ સમજ પૂર્વક કરવામા હમેશા માન સમાયલુ છે

સમાજમા માન જાતે શ્રમ કરનારાઓનો વર્ગ મગજથી શ્રમ કરનારાઓના વર્ગથી અભેદ્ય રીતે જુદો પડે છે અને ઘણીવાર બીજા વર્ગના લોકો આળસુ બહુ હોય છે તેથી કામ કરવામા મગજનો ઉપયોગ કરવો એ કેવળ મગજનુ કામ કરી આળસમા પડી રહેવા કરતા વધારે માનપ્રદ અને સમાજની ઉન્નતિમા વધારે ઉપયોગી છે

કાળા લોકો તેમના પ્રમાણમા પોતાનુ કામ કરશે કે કેમ એ જ પ્રશ્ન ટસ્કેજી સંસ્થાને ઉકેલવાનો નથી પણ તેમનુ કામ એવુ થવુ જોઈએ કે તેમના કામના સઘળા લાભો તેમની સાથે રહે જ્યારે દક્ષિણમા જે ઉત્તમ કારીગરો અને [illegible] છે તે સઘળા કાળા જ છે એમ દરેક ઠેકાણે ત્યારે કેટલુ [illegible] પરિવર્તન થયુ ગણાશે? જો એવો

સમય આવ તો જે ર વણ ભે ના પ્રતનો અત આવશે અને હાન જે દુ ખ સીદી નોગે જુએ છે અને અનુભ ર છે તે દૂર થશે.

ટન્કેજીનુ આ મોગમા મોટો આ શ છે ખરા અત ગણુથી ઇન્જીવાયો ર આ પરિપૂર્ણના માત્ર ટન્કેજી જ લાવશે એમ મારો કહેવાનો ગદો નથી પર નુ દક્ષિણમા આવા જીવન માટે જોઈતી સામગ્રી તૈયાર કરવામા ટન્કેજી એ સમગ ભાગ થાય એવી મહેચ્છા તો છે આ વિચાર એટલો બધો જરૂરનો છે કે ગમે તેવી ટીકા તેના માગ મા આડે આવી શ ગે નહિ કે કોઈ પણ પ્ર કારન વિઘ્ન નડશે નહિ ટન્કેજી લોકોને હે છે કે હુ માત્ર પાઠશાળા જ નથી પણ દેશમા સુધારો કરનાર છુ ઉચ્ચતર જીવનની પ્રચારક છુ અને તેથી કાળી અને ગોરી પ્રજા વચ્ચે મારો અને ડાયમનો સ મ ધ બાધનાર સસ્થા છુ

આ સસ્થા તેના મુખ્ય શિક્ષકના આદર્શ પ્રમાણે વર્તવા અતિ ઉત્સાહથી ખત રી રહી છે અતિ વિસ્તૃત અને પરમ સત્યના અર્થમા કહીએ તો કેળવણી બીજા માણસોને સહાય કરવા આપણને પ્રેરે છે, જુદી જુદી વ્યક્તિઓને પોતાના ભાઈઓમા પ્રાણ રેડી તેમને સજીવન કરવા સમર્થ બનાવે છે અને તેમની ઉન્નતિ કરે છે

આ સસ્થાના વિદ્યાર્થીઓને મુખ્ય શિક્ષક વૉશિન્ટને એક દિવસે રવિવારના સ ધ્યા સમયના પ્રવચનમા પોતાના કેળવણી વિષયક વિચારો દર્શાવતા હતા તેમણે કહ્યુ હતુ કે 'વિસ્તૃતતમ અને સત્યતમ અર્થમા કેળવણી દરેક વ્યક્તિને પ્રજા વર્ણ કે સ્થિતિની દરકાર રાખ્યા સિવાય, સહાય કરવા તત્પર રાખશે, અને જે માણસ સૌથી વધારે માયાળુ હશે અને દુ ખી માણસો પ્રત્યે તેમ અતિ તિરસ્કૃત પ્રજા અગર વ્યક્તિ તરફ સ પૂર્ણ નમ્રતાથી વર્તશે તે જ માણસને સાચામા સાચી કેળવણી મળી છે એમ જાણવુ ઉચ્ચ કેળવણી પામેલો માણસ હમેશા દુર્ભાગી માણસો ઉપર બહુ ભાવ રાખે છે જ્યારે તમે આ સસ્થા છોડીને બહાર જશો ત્યારે તમે જે માણસો માનસિક કે શારીરિક નબળાઈથી

પીડાતા હશે અગર ભાગ્યહીન મનુષ્યો હશે તેમનું તમારાથી બની શકે તેટલું દુઃખ ઓછું કરી તમે તમારી કેળવણી દીપાવશો એવી હું આશા રાખું છું. તમે ઘણા અજ્ઞાન માણસો જોશો. તેઓ કદાચ પોતાને શિક્ષિત થયેલા માનતા હશે પણ રસ્તે જતાં જ્યારે તેઓ કોઈ કમનસીબ, લુલું અગર અંગ, મન કે વાણીની ખોડવાળું મનુષ્ય જોશે ત્યારે તેઓ તેની હાંસી કરશે. પણ જેને ઉત્તમ કેળવણી મળી છે, જે ખરેખરો કેળવાયલો છે, તે દરેક જન પ્રત્યે વિવેકથી અને સહાનુભૂતિથી વર્તે છે. આપણા ભાઈઓ સાથેના વ્યવહારમાં એકદમ પ્રામાણિક થવાનું કેળવણી આપણને શિખવે છે. આપણને અંકગણિત કેટલું આવડે છે અને આપણે કેટલા શહેરોમાં રહ્યા છીએ તેની મને જરા દરકાર નથી. જ્યાં સુધી કેળવણી આપણને તદન પ્રામાણિક બનાવે નહિ ત્યાં સુધી એ સઘળું વ્યર્થ છે. કેળવણીનો હેતુ બીજાને સંતોષ આપી પોતે સંતોષ મેળવવાનો છે. આપણા બંધુઓની સેવામાંથી આપણે સુખ મેળવવું એ કેળવણીનો ઉદ્દેશ છે અને જ્યાં સુધી આપણા ભાઈઓને મદદ કરી ઉત્તમ સુખ અને સંતોષ મેળવવાની સ્થિતિએ આપણે પહોંચ્યા નથી ત્યાં સુધી આપણે કેળવાયા નથી. મનુષ્યે સૃષ્ટિસૌંદર્યના ગુણજ્ઞ થવું જોઈએ, એ કેળવણીની મતલબ છે. જે માણસ કાદવ કીચડમાં અને જંગલમાં જઈ વૃક્ષો અને લતાઓમાં સૌંદર્ય જોઈ શકતો નથી, તેની આસપાસ રહેલા તૃણ અને પુષ્પોમાં કાંઈ સુંદરતા નિહાળી શકતો નથી, અને ટુંકામાં ઈશ્વરકૃત દરેક વસ્તુમાં કાંઈ પણ સુંદરતા, કોઈ પણ ઉલ્લાસક કે ઉત્તેજક તત્વ જોઈ શકતો નથી તે માણસ કદી કેળવાયલો કહેવાય નહિ. આપણી આજુબાજુ રહેલી વસ્તુઓમાં માત્ર સૌંદર્યદર્શન જ કરવા કેળવણી આપણને સમર્થ બનાવે છે એટલું જ નહિ પણ આપણી પાસે એવી સુંદર વસ્તુઓ લાવવા આપણને પ્રેરે છે. તમે દરેક જણ અત્રેથી પદવી પ્રાપ્ત કરી જશો ત્યારે તમારા ગૃહમાં સુંદર, ઉન્નત અને ઉત્તેજક વસ્તુઓ રાખશો એવી મને આશા છે. જ્યાં સુધી માણસ ગંદી ખરાબ ઝુંપડીમાં રહે છે, ત્યાં સુધી તે કેળવાયલો છે એમ કહેવાય

નહિ. જ્યાં સુધી માણસ સ્વચ્છ ગૃહમાં ચિત્તોલ્લાસક ચિત્રો અને પુસ્તકો ગમે નહિ ત્યાં સુધી તે વિદ્વાન છે એમ હું માનતો નથી. ટુંકામાં હું પુનઃ કહું છું કે જે બુદ્ધિવિકાસ, જે શિષ્ટાચાર અને જે રસજ્ઞતા આપણને આપણા મનુષ્યો પ્રત્યે પ્રામાણિકતાથી અને સહૃદયતાથી વર્તતાં શીખવે છે, અને ઈશ્વરસૃષ્ટિમાં જે વસ્તુઓ સુંદર, ઉન્નત અને ઉત્તેજક છે તે જોતાં શિખવાડે છે તેનું જ નામ કેળવણી છે. તમારા હૃદયમાં ઠસાવવા માગું છું કે તમારાં પાઠ્ય પુસ્તકો એ કાંઈ સાધ્ય વસ્તુ નથી પણ માત્ર સિદ્ધિનાં સાધન છે. જીવનની ઉન્નતોન્નત, ઉત્તમ, પવિત્રતમ અને સુન્દરતમ વસ્તુઓ મેળવવાનું તે એક સાધન છે.

ટસ્કેજી સંસ્થામાં શિક્ષિત થયેલા બાળકો અગર બાલિકાઓ દિવસના દરેક કલાકે અને વર્ષના દરેક દિવસે અહીંના ઉચ્ચ આદર્શો પ્રમાણે વર્તન રાખેલું હોય છે. પુસ્તકો ખરેખર અમૂલ્ય છે અને તેમની કિંમત અહીં જેવી અંકાય છે તેવી બીજી જગ્યાએ ભાગ્યે જ અંકાતી હશે. પરંતુ પુસ્તકો માત્ર સાધ્ય વસ્તુના સાધન તરીકે જ માનવામાં આવે છે. આજે મને ટસ્કેજી સંસ્થાના શિક્ષકો શિખવે છે. જીવન એક મહાન અને શાશ્વત વસ્તુ છે, જીવન એટલે આપણા મનુષ્યોની સેવા કરવી તે, જીવન એટલે અંધકારમાંથી બહાર નીકળવા પ્રયાસ કરતા લોકોને મદદ કરવી તે. આવા જીવનના હેતુનું અહિં કદી વિસ્મરણ થતું નથી પણ રહેણી અને કરણીથી હરહમેશ આ હેતુ જીવનમાં ઓતપ્રોત થયેલો હોય છે.

પહેલાંના ઘણા જૂના પુરાણા મકાનોને બદલે હવે પત્થરના ભવ્ય મકાનો બંધાયાં છે. પહેલાંના દીવાઓ અને ઘાસના દીવાઓ વીજળીના તેજસ્વી અને શ્વેત પ્રકાશથી ઝાંખા પડી ગયા છે. આ મકાનો બાંધનાર અને વીજળીના દીવા દાખલ કરનાર ટસ્કેજી સંસ્થાના વિદ્યાર્થીઓ જ છે. ધૈર્ય અને શ્રદ્ધા એ જ ટસ્કેજીનો સિદ્ધાંત અને મૂળ ધર્મ છે. જે કામ આજે થઈ શકે નહિ તે જરૂર કાલે તો થશે.

ટસ્કેજી સંસ્થાના શિક્ષકોને દૃઢ વિશ્વાસ છે કે જે જે વસ્તુઓ અહીં વિદ્યાર્થીઓને રહેણી અને કરણીથી શિખવાય છે તેથી જે લોકો પરતંત્ર છે તે સ્વતંત્ર થશે, આશાહીન લોકો શ્રદ્ધાવાન થશે અને ગરીબ લોકો પોતાની જાતનાં ઉત્તમ સ્ત્રીપુરૂષોમાં આનંદ ગર્વ માનતા થશે. એટલા માટે ટસ્કેજી સંસ્થા માત્ર શાળાના પઠનના કાર્યથી કે વખાર અને ક્ષેત્રના કામથી જ કદી સંતોષ માનતી નથી. જે વિદ્યાર્થી આ સંસ્થામાંથી પ્રમાણપત્ર લઈ જાય છે તેને ખાસ કહેવામાં આવે છે કે પ્રમાણપત્ર તમને શોભા માટે ભીંતે લટકાવવા આપવામાં આવ્યું નથી કે તમારી પોતાની લાયકી બતાવવા માટે આપ્યું નથી પરંતુ જે લોકોમાં તમે રહો ત્યાં દરેક જણને માટે તમે કાંઈ રચનાત્મક અને જીવનોપયોગી કામ કરો એટલા માટે એ પ્રમાણપત્ર આપ્યું છે.

પોતાના લોકોની આર્થિક અને સામાજીક સ્થિતિ સુધારવા ટસ્કેજી સંસ્થાના વિદ્યાર્થીઓને જેવું કાળજીપૂર્વક ધર્મજ્ઞાન આપવામાં આવે છે તેવું ધર્મજ્ઞાન પરદેશમાં ધર્મપ્રચાર માટે મોકલવાના સ્ત્રીપુરૂષોને આપવામાં આવતું નથી. ટસ્કેજીના પદવીધરોએ દક્ષિણમાં જે કાર્ય કર્યું છે તે અત્રે કહેવાની જરૂર નથી. અત્રે જે જે દૃષ્ટાંતો આપ્યાં છે તે આ બાબતમાં પ્રત્યક્ષ પ્રમાણ છે. ભૂતકાળના દુઃખદ અંધકારમાંથી વ્યવસ્થા, ન્યાય, શાંતિ અને સુખ લાવનાર કેટલીક શક્તિઓમાં ટસ્કેજી સંસ્થાએ એક સ્વતંત્ર શક્તિ થવાનો નિશ્ચય કર્યો છે એટલું કહીએ તો બસ છે. અમેરિકાનાં લોકોમાં હાલની જીવનપ્રગતિ પ્રસિદ્ધ 'હાર્વર્ડ' અને 'યેલ' સંસ્થાને આભારી છે. આ બે જ સંસ્થાના માણસો હાલ અમેરિકાના જનસમાજમાં રાજ્ય ચલાવે છે. દક્ષિણમાં કેટલાંક કામો કરી આવું જ બળ ટસ્કેજી સંસ્થા ચલાવશે તો વર્ણભેદ અને વર્ણ-વૈરને બદલે પ્રેમ અને ન્યાય સર્વત્ર ફેલાશે.

જ્યાં સહાયની જરૂર છે ત્યાં સહાય કરવી 'એ ટસ્કેજી સંસ્થાનો અપૂર્વ સિદ્ધાંત છે. સ્વજાત્યાભિમાનને લીધે શિક્ષકો અને વિદ્યાર્થીઓ સંકુચિત મનવાળા અને ગર્વિષ્ટ થવાને બદલે ઉદાર વૃત્તિવાળા થાય છે,

આવી ઉ ા વૃત્તિ જો ર્ગ્કેજીમાથી મઢી લઈએ તો ટર્ગ્કેજીની ઉપયોગિતા નહિ જેવી થઈ જશે આ સસ્થાના પ્રસિદ્ધ મુખ્ય શિક્ષક અને સ્થાપક કહે છે કે તમારી ભાવનાઓ હમેશા ઉચી રાખો અને તેમને પહોચવા પ્રયાસો કરશો તો બોગ ો કરવા તમે સમર્થ થશો આ સસ્થા કરતા ઉચ્ચતર અને ઉ ાત્તતર આદર્શવા ી કાળી કે ગોરી પ્રજા માટે આખા દેશમા એકે કેળવણીવિષયક સસ્થા નથી એમ કહેવુ એ તદ્દન સાચુ છે ટર્ગ્કેજી સસ્થામાથી લુહાર સુતાર છાપનાર કે એવા બીજા કોઈ કારીગર તૈયાર થઈ બહાર નીકળે છે તે જો સામાન્ય કારીગરો કરતા વિશેષ ગુણવાળા ન હોય તો તેમણે અત્રેના આદર્શો હૃદયમા ધાર્યા નથી એ નિર્વિવાદ વાત છે તેમને વારવાર ઉચી ભાવનાઓ રાખવા કહેવામા આવે છે અને તેમ કરવા જો તે ચૂકે તો તેમા દોષ તેમનો છે ટર્ગ્કેજી સસ્થાનો નહિ

વૈદ્ય તરીકે કે સુતાર તરીકે જો કેવલમદદ ન થવાય તો બન્નેમા ફેર શો ? પ્રતિષ્ઠા દરેક ધધામા જરૂરની છે પ્રતિષ્ઠા અને મર્યાદક્ષતા એ બે ગુણો ટર્ગ્કેજી સસ્થામાથી વિસ્તૃત અને વ્યવસાયી જગતમા પ્રવેશ કરતા દરેક પુત્ર પુત્રીમા હોય છે

ની સ પત્તના ગુણો શિખવવા એ કેટલુ કઠિન કામ છે ! ઈશ્વર સ્વર્ગમા છે અને દુનિયામા સૌ સારુ થાના છે આશામા જ બળ છે અને નિરાશામા નબળાઈ છે જે અસત્ય અન્યાયભરેલુ અને ખોટુ છે તે ક્ષણિક છે જે મનુષ્યો જગતના કઠણ પ્રશ્નોનો ઉકેલ કરે છે તે પ્રશ્ન ઉપસ્થિત કરી ઉકેલ નહિ કરનાર માણસો કરતા વધારે માનનીય થાય છે બુદ્ધિ સિવાય સ્વતંત્રતા મળતી નથી ઉદ્યોગ સિવાય સ્વતત્રતા મળતી નથી અને સ્ત્રી કે પુરુષમા ચારિત્ર સિવાય બળ આવતુ નથી અમારા શિક્ષણમા આવા ઘણા આદર્શો છે એમના સિવાય ટર્ગ્કેજી સસ્થા છે તેવી રહે નહિ અને એમના વડે જ તે ચેતન અને પ્રાણવત છે આપણે પ્રત્યક્ષ નહિ જોતા કે સ્વપ્નમા પણ જેમનો ખ્યાલ આપણને આવ નહિ એવા શાતિ સુખ અને બળના માર્ગો શોધી કાઢવા ટર્ગ્કેજી એ પ્રમાણે સમર્થ થશે

## પ્રકરણ ૨ જું

# સંસ્થાનાં દ્રવ્ય, જમીન અને મકાનો

### ( વૉરન લૉગન )

જ્યારે આલાબામાની સરકારે ટસ્કેજી શિક્ષણાનુભવ શાળા સ્થાપવા કાયદો પસાર કરી વાર્ષિક રકમ ૨૦૦૦ ડૉલરની બાંધી આપી ત્યારે તેણે જમીન કે મકાન માટે બિલકુલ વિચાર કર્યો નહોતો. આ શાળાનો લાભ લેનારા માણસો માટે જ જમીન અને મકાન મેળવવાનું કામ બાકી રહેવા દીધું હતું સાધન વગર સાધ્ય વસ્તુ મેળવવા જેવો આ ઘાટ હતો. પરંતુ એક રીતે તે બહુ ઉપયોગી થઈ પડ્યો. પ્રથમ તો ત્યાંના લોકોની હિંમત, સ્વાશ્રય, ખંત વગેરે ગુણોની ત્યાં કસોટી કરવાનો પ્રસંગ મળ્યો. મુખ્ય શિક્ષક વૉશિંગ્ટને ટસ્કેજી સંસ્થા સ્થાપવામાં ઉપરના ગુણો વડે દુર્લભ પ્રસિદ્ધિ મેળવી છે. જમીન કે મકાન માટે સરકાર તરફથી એક પાઈ સરખી પણ મળી નથી. તેમ આ સંસ્થાની મિલકત ઉપર દેખરેખ રાખવાનું કામ પણ સરકારે કર્યું નથી. સઘળો વહિવટ વહિવટકર્તાઓના હાથમાં સોંપ્યો છે.

તા ૪–૭–૧૮૮૧ ના રોજ આ શાળા ટસ્કેજીના દેવળમાં ઉઘાડવામાં આવી એ દેવળ હાલની શાળાના મકાનથી બે માઇલ દૂર છે. એજ વર્ષમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધવાથી અમેરિકાની અંદરઅંદરની લડાઈના સમયથી જે ઓરડામાં પ્રથમ શાળા બેસતી હતી તે ઓરડો પણ રાખવાની જરૂર પડી. ઓરડો ઘણો જીર્ણ થઈ ગયો હતો. શાળાનું

મકાન એટલી બધી ખરાબ સ્થિતિમાં હતું કે શિક્ષકો અને વિદ્યાર્થીઓને વર્ગમાં પાઠ ચાલતા હોય તે વખતે તાપ અને વરસાદથી રક્ષણ કરવા છત્રીઓ ઉઘાડી રાખવી પડતી હતી.

જે વિદ્યાર્થીઓ બહારથી આવતા તે પોતપોતાનાં સગાંવહાલાંને ત્યાં રહેતા. પરંતુ તેમને રહેવાની સગવડો જોઈએ તેવી ત્યાં નહોતી. વૉશિંગ્ટનને શાળા માટે કાયમનું મકાન મેળવવાની ખાસ જરૂર લાગતી હતી. શાળા સાથે છાત્રાલય હોય તો વિદ્યાર્થીઓ શાળા છોડે ત્યાં સુધી શિક્ષકોની દેખરેખ નીચે અહોનિશ રહે અને જીવન સુધારે એવી તેમની ઇચ્છા હતી.

આ સમયે એક જૂનું ૧૦૦ એકરનું ખેતર ટસ્કેજીના પશ્ચિમ ભાગમાં વેચવાનું હતું એ જગ્યા શાળાના કામ માટે બરાબર ઉપયોગી થાય તેવી હતી અને માત્ર ૫૦૦) ડૉલરમાં મળતી હતી પણ નાણાં લાવવાં ક્યાંથી? લોકો શાળાના કામમાં ઉત્સાહી તો હતા પણ નિર્ધન હોવાને લીધે આર્થિક મદદ આપી શકે તેમ નહોતા. વૉશિંગ્ટને હેમ્પટન સંસ્થાના ખજાનચી જનરલ જે. એફ. બી. માર્શલને બસો ડૉલર ધીરવા વિનંતિ કરી. તે તેણે સ્વીકારી જમીન વેચાતી લીધી. પછી ઉઘરાણું કર્યું તેમાં એક મિત્રે ૩૦૦) ડૉલર ભર્યા. ૨૦૦) ડૉલર જનરલ માર્શલને પરત આપ્યા અને ૩૦૦) જમીનના આપી દીધા.

જમીન મળી એટલે મકાન બાંધવાની તૈયારીઓ એકદમ કરવા માંડી. ન્યુયૉર્કના એ. એચ. પૉર્ટર નામના એક સદ્ગૃહસ્થે ૫૦૦) ડૉલર મકાન બાંધવા આપ્યા તેની યાદગીરી માટે તે મકાનને 'પૉર્ટર હૉલ' એ નામ આપવામાં આવ્યું. આ મકાન ત્રણ મજલાનું છે. નીચેના ભાગમાં પાકગૃહ, ભોજનગૃહ, વસ્ત્રધાવનગૃહ અને મોદીખાનું, પહેલે માળે ઔદ્યોગિક અને પાઠશાળાના વર્ગો, અને બીજે માળે એક મોટું સભાગૃહ છે. ત્રીજે માળે શયનગૃહો છે.

ધીમે ધીમે ટસ્કેજી શાળાની આબાદી અને વૃદ્ધિ થતી ગઈ. આ સંસ્થા પાસે ૨૩૦૦ એકર જમીન અને નાનાં મોટાં સંસ્થાના ઉપયોગ

સાઈ ૧૨૩ મકાનો છે. જેમણે આ સંસ્થા કોઈ વાર જોઈ નથી તેમને એનો ચિતાર એક ઉત્તરમાંથી દક્ષિણ તરફ પ્રવાસ કરનાર ગૃહસ્થના જવાબ ઉપરથી આવી શકશે. તેને કોઈએ પૂછ્યું કે તમે વૉશિંગ્ટનની શાળા જોઈ છે? તેણે જવાબ વાળ્યો, કે શાળા શેની! મેં તો વૉશિંગ્ટનનું શહેર જોયું છે.

હાલમાં શાળા માટે લગભગ ૧૫૦ એકર જમીન રોકાયલી છે. બાકીના જમીનમાં ખેતરો, વાડીઓ, બીડો અને ઈંટવાડો છે. ખેતરોની વચ્ચે થઈને ચારે બાજુ બે ત્રણ માઈલ સુધી સડક છે અને તે સડક ઉપર સંસ્થાનાં બધાં મકાનો આવેલાં છે. આમાંના ઘણાંખરાં મકાનો છોબંધનાં છે અને તે વિદ્યાર્થીઓએ શિક્ષકોની દેખરેખ હેઠળ બાંધેલાં છે. એ સંસ્થાના શિલ્પના વર્ગ તરફથી ૯૮ મકાનોના અસલ નકશા તૈયાર થયા હતા. જો કે બીજી સંસ્થાઓના જેવાં આ મકાનો ભપકાદાર નથી, તો પણ જે કામ માટે તે બંધાયાં છે તેને માટે તે બહુ ઉપયોગી છે. ગત દશકામાં જે નવાં મકાનો બંધાયાં છે તે ઘણાં સુંદર અને રોનકદાર છે. વિદ્યાર્થીઓએ માત્ર મકાન બાંધ્યાં છે એટલું જ નહિ પણ ઈંટો પણ ત્યાં જ પાડી છે અને કાટમાલ પણ સઘળો ત્યાંજ તૈયાર કર્યો છે. આપણે કેટલી વાર 'આપકર્મી' વિશેષણ મનુષ્યને લગાડીએ છીએ પણ અત્યાર સુધી કોઈ સંસ્થાને લગાડેલું મેં સાંભળ્યું નથી, પરંતુ ટસ્કેજી સ્પષ્ટપણે આપકર્મી જ સંસ્થા છે.

'પોર્ટર હોલ' નામનું મકાન સને ૧૮૮૩ની વસંત ઋતુમાં પૂરું થયું. બીજે વર્ષે એક બીજું મકાન બાંધવાનું શરૂ કર્યું તે બે વર્ષે પૂરું થયું. આ નવા મકાનને 'આલાબામા હોલ' એ નામથી ઓળખવામાં આવે છે. તે આકારમાં ચોખુણુ છે અને તેને ચાર માળ છે. તેમાં ભોજનશાળા, દીવાનખાનું, સ્ત્રીખાતાની મુખ્ય અધિકારિણીના ઓરડાઓ તેમ શયનગૃહો છે. આ મકાન બક્ષીસમાં મળ્યું નથી પણ સંસ્થાના કાયમફંડમાંથી જરૂર પ્રમાણે પૈસા લઈ બાંધ્યું છે. થોડા સમય

પછી એ મકાનનો એક ભાગ વધારી ભોજનગૃહો અને શયનગૃહો વધારવામાં આવ્યાં છે.

મકાન બાંધવા માટે વપરાતા નાણાંનો ટસ્કેજીમાં બે રીતે ઉપયોગ થાય છે પ્રથમ તો જે સુખ સગવડ માટે એ મકાન બાંધવા નાણાં અપાય છે તે સુખ સગવડ થાય છે એટલું જ નહિ પણ એ મકાન બાંધવામાં જે ઉદ્યોગનું કામ થાય છે તે ઉદ્યોગો વિદ્યાર્થીઓને શિખવાનો લાભ મળે છે. તરૂણ માણસો માટે વિશાળ શયનગૃહ બાંધવાનું કામ 'આલાબામા હૉલ' પછી શરૂ થયું. એ મકાન પહેલાં અને છેલ્લાં માનનીય મદદનીશ મુખ્યશિક્ષિકા ઓલીવીઆ ડેવીડસનના નામથી ઓળખાય છે. કુમારી ડેવીડસને શાળાની કીર્તિ ફેલાવવામાં અને લોકોને તેમાં રસ લેતા કરવામાં ઘણું મહત્વનું કામ કર્યું છે. આ મકાન પણ ચાર માળનું છે અને તેનો નકશો શિલ્પવર્ગના અધ્યાપકે પહેલવહેલો તૈયાર કર્યો હતો. હવે નવાં મકાનોના નકશાઓ એ ખાતાના માણસો તરફથી જ તૈયાર થાય છે. એ ખાતાના મુખ્યઅધ્યાપક આર. આર. ટેલર મેસેચ્યુસેટસ્ સંસ્થાના પદવિધર છે અને તેમના મદદનીશ ડબલ્યું એમ. પીટમેન પણ ત્યાંના છે અને ફિલાડેલફીઆની ડ્રેક્સલ સંસ્થાના પદવિધર છે.

યાંત્રિક ઉદ્યોગોના વર્ગો સને ૧૮૮૨ સુધી કામચલાઉ ઘરના ચોકડામાં બેસાડવામાં આવતા હતા. તેથી 'કેસેડી હૉલ' બાંધવાની જરૂર પડી. એ મકાન પૂર્વદ્વારની પાસે આવેલું છે. 'કેસેડી હૉલ' અને તેની પાસેના નાના મકાનમાં લોખંડની દુકાન અને વખાર છે. હાલમાં ત્રણ વર્ષ થયાં પશ્ચિમ ભાગમાં 'સ્લેટર આર્મસ્ટ્રૉંગ મેમોરિયલ ટ્રેડ્સ બિલ્ડીંગ' નામનું મકાન બાંધવામાં આવ્યું છે અને ત્યાં જે પુરૂષોના સઘળા ઔદ્યોગિક વર્ગો છે. જ્યોર્જ એફ. પીબોડીની ઉદાર બક્ષિસથી 'કેસેડી હૉલ' પુરૂષ વિદ્યાર્થીઓના શયનગૃહ તરીકે વાપરવામાં આવે છે અને તેમાં તે પ્રકારની ઉત્તમ સગવડ છે.

'ફેલ્પ્સ હૉલ' એ ન્યુયોર્કની બે ઉદાર સ્ત્રીઓએ બંધાવી આપ્યું છે. સીદી લોકોને ધર્મશાસ્ત્રનો બોધ મળે એવી તેમની ઇચ્છા હોવાથી તે મકાનમાં સીદી લોકોના છોકરાઓને 'બાઈબલ' શિખવવાના વર્ગો બેસે છે. એ મકાન લાકડાનું છે અને તેને ત્રણ માળ છે. તેમાં પઠનગૃહ, વ્યાખ્યાનગૃહ, પુસ્તકાલય અને શયનગૃહ છે. એ મકાનની ચારે બાજુ પહોળો ઓટલો છે. ગઈ સાલ બાઈબલના અભ્યાસ માટે ૫૬ વિદ્યાર્થીઓ આવ્યા હતા અને તેમાંના ઘણા તો ધર્મોપદેશકો પણ થઈ ગયા છે. ૧૮૯૨ માં આ મકાન સંસ્થાને અર્પણ કરવામાં આવ્યું હતું. ડૉ. લીમન એબટ ધર્મોપદેશ કરતા હતા અને જનરલ સેમ્યુઅલ સી. આર્મસ્ટ્રૉંગ વિવેચન કરતા હતા. આ તેમનાં છેલ્લાં જ જાહેર ભાષણો હતાં.

બીજે વર્ષે 'સાયન્સ હૉલ' નામનું મકાન બાંધવામાં આવ્યું છે અને તે મર્હુમ મેકસ બેનેટ થ્રેશરના નામથી ઓળખાય છે. એ ત્રણ માળનું સુંદર મકાન છે. તેમાંના પહેલા બે માળમાં શાળાના વર્ગો અને પ્રયોગશાળાઓ છે અને ત્રીજે માળે શયનગૃહો છે. આ જ વખતે બે માળ અને એક કાતરીયાવાળું મકાન શાળાની પાસે વોશિંગ્ટનને રહેવા માટે બાંધવામાં આવ્યું હતું. જ્યાં સુધી બ્રુકલીનના બે મિત્રોની સહાયથી હાલનું નવું મકાન બંધાયું નહોતું ત્યાં સુધી તે ત્યાં જ રહેતા હતા. વોશિંગ્ટન આ મકાનમાં સંસ્થાના મહેમાન અને શિક્ષકોની સારી મહેમાનગીરી કરે છે. પહેલાં તે જે મકાનમાં રહેતા હતા તેમાં થોડા વખત સુધી પુસ્તકાલય હતું પણ હાલમાં તેમાં વિદ્યાખાતાના મુખ્ય અધિકારી રહે છે.

'આલાબામા હૉલ' નામનું મકાન થોડા વખતમાં સ્ત્રીખાતા માટે નાનું પડ્યું. તેથી એક માળનું કામચલાઉ લાકડાનું ચોકઠું અંગ્રેજી 'ટી' અક્ષરના આકારનું ઉભું કરવામાં આવ્યું. આજ સુધી સ્ત્રીઓ માટે તે શયનગૃહ તરીકે વપરાતું હતું. પણ હવે તે સ્ત્રીઓના માટે

બાગના તથા મેદાનના કામમાં લીધું છે. મૂળ સ્ત્રીખાનાના મકાન પાસે બીજાં નાનાં મોટાં ચાર મકાનો બંધાયાં છે. તેમાંનું 'હન્ટીંગડન હૉલ' નામનું મકાન કોલીસ પી. હન્ટીંગડનની પત્નીએ બક્ષિસ આપ્યું છે. એ મકાન શાળાનાં બધાં મકાનોમાં યોજનામાં, સફાઈમાં અને સાજમાં ઉત્તમ છે.

એક શ્રીમંત પણ સાદા ગૃહસ્થે ત્રણ વર્ષ પહેલાં ૨૫૦૦૦) ડૉલરની સખાવત પોતાનું નામ પ્રસિદ્ધ નહિ કરવાની શરતે આપી હતી. તે વડે સ્ત્રીઓ માટે એક મકાન બાંધવામાં આવ્યું છે. આ મકાન સીદી લોકોમાંના કોઈ સાગ નેતાના નામથી ઓળખાવવાની દાતાની ઇચ્છા હોવાથી એને 'ડગલાસ હૉલ' એ નામ આપ્યું છે. 'ફ્રેડરીક ડગલાસ' એ સીદી લોકોનો માનનીય નેતા હતો. એ મકાન બે માળનું છે અને મધ્યભાગમાં બેઉતરીએ ૪૦ સુવાની ઓરડીઓ, સ્નાનાગારો અને મોટું સભાગૃહ છે. સભાગૃહમાં ૪૫૦ માણસો બેસી શકે એવી સગવડ છે. એમાં સ્ત્રીખાનાની મુખ્ય અધિકારિણી આરોગ્ય, નીતિ અને વિવેક વગેરે વિષયો ઉપર વ્યાખ્યાન આપવા સભા ભરે છે. એ મકાનમાં વરાળથી ગરમી પેદા કરવામાં આવે છે અને વીજળીથી દીવા થાય છે. સંસ્થાનાં બધાં મકાનોમાં એ મકાન સર્વોત્તમ છે અને જે ગૃહસ્થનું નામ એ મકાનના નામ સાથે જોડવામાં આવ્યું છે તેની કીર્તિના સ્તંભરૂપ છે.

'ધી સ્લેટર આર્મસ્ટ્રૉંગ મેમોરિયલ બિલ્ડીંગ' નામનું મકાન સને ૧૮૯૭ માં બંધાયું અને સંસ્થાને અર્પણ કરવામાં આવ્યું. જ્યારે સંયુક્ત રાજ્યોના ખેતીવાડી ખાતાના મંત્રી, માનનીય જેમ્સ વિલ્સન આ સંસ્થામાં પધાર્યા ત્યારે તેમના શુભ હસ્તે આ મકાન ખુલ્લું મૂકવામાં આવ્યું, તેમાં અઢી માળ છે. તેમાં શાળાના વર્ગો, પ્રયોગશાળા, વસ્તુભંડાર, પુસ્તકાલય અને ખેતીવાડી ખાતાની કચેરી છે. શાળાના એકંદર ખર્ચમાં ૩૦૦૦) ડૉલરનો વધારો થયો તેથી આલાબામા

રાજ્યે ૧૫૦૦) ડોલરનું વર્ષાસન ખેતીવાડી ખાતાની પ્રયોગશાળા માટે બાંધી આપ્યું છે. પ્રયોગશાળા તથા સરથાનુ આદર્શક્ષેત્ર પાસે પાસે જ છે એટલે. વિદ્યાર્થીઓ વર્ગમાં જે શિખે છે તે ક્ષેત્રમા અજમાવી શકે છે. પ્રયોગશાળામાં ઘણા અગત્યના પ્રયોગો કરવામાં આવે છે. તેમાંના ખાસ જાણવા જેવાઃ-(૧) જમીન સુધારવા સબંધી, (૨) સમુદ્રના ટાપુમાં ઉગતા કપાસનું સામાન્ય જાતના કપાસ સાથે મિશ્રણ કરવા સંબંધી (૩) ખાતર નાંખી બટાકાનો પાક વધારે ઉતરે તે સંબંધી છે. શાળાની પોચી રેતાળ જમીનમાં દર એકરે ૫૩૨ મણ જેટલો બટાકાનો પાક ઉતરે છે; જ્યારે આલાબામામાં દરેક એકરે સરાસરી ઉતાર માત્ર ૮૦ મણ જેટલો છે.

ખેતીવાડી ખાતાના આ મકાનના બંધાયા પછી એક દેવળ બાંધવામાં આવ્યું છે. ન્યુયોર્કની જે બે ઉદાર સ્ત્રીઓએ 'ફેલ્પસ હૉલ'ની બક્ષિસ આપી હતી, તેમની જ ઉદારતાથી આ ભવ્ય દેવળ બાંધવામાં આવ્યું છે. દક્ષિણમાં આના જેવું બીજું ભવ્ય દેવળ નથી. તેમાં ૧,૨૦,૦૦૦ ઈંટો વપરાઈ છે અને વિદ્યાર્થીઓએ જ ચણતર-કામ કર્યું છે. તે આકારમાં ચોકડી જેવું છે. ધર્મગુરૂ માટે સામેના ભાગમાં ઓરડીઓ છે. છતાં સાથે લગભગ ૨૪૦૦ માણસો બેસી શકે તેવી તેમાં સગવડ છે. ધાર્મિક તેમ ઇતર સભાઓ આ દેવળમાં જ ભરાય છે. જ્યારે ટસ્કેજીમાં સીદી લોકોનું સંમેલન દર વર્ષે ફેબ્રુઆરી માસમાં ભરાય છે ત્યારે તે સંમેલનની બેઠક આ દેવળમાં જ હોય છે. એ દેવળની પાસે એક માળનાં બે ઘરો છે તેમાં જે વિદ્યાર્થીઓ માટે અન્ય સારા સ્થળે સુવાડવાની સવડ ન થાય ત્યાં સુધી તેમને તેમાં સુવાડવામાં આવે છે.

'કસેડી હૉલ' અને તેની પાસેનાં મકાનોમાં જ સને ૧૯૦૦ સુધી ઔદ્યોગિક વર્ગો બેસતા હતા. ૧૯૦૦માં 'સ્લેટર આર્મસ્ટ્રોંગ મેમો-રિયલ ટ્રેડ્સ બિલ્ડીંગ' નામના વિશાળ મકાનમાં તે લઈ જવામાં આવ્યાં.

એ મકાન ચોખુણુ છે અને મધ્યભાગમાં વિશાળ ચોક છે. શાળાના બીજાં મકાનો કરતાં એમાં વધારે જગ્યા છે. બહારની બાજુએ ૨૮૩ ફુટ લાંબુ અને ૩૧૫ ફુટ પહોળું છે. આગલા ભાગમાં બે માળ છે, અને પાછલા ભાગમાં એક માળ છે. એ છોબધ મકાન છે અને એના છાપરે પતરાં જડેલાં છે. સંસ્થાના બીજાં બધાં મકાનોની માફક તેમાં વરાળથી ગરમી અને વીજળીથી પ્રકાશ આપવામાં આવે છે. આ મકાન બાંધવા માટે નાણાં ' જે. ડબલ્યુ એન્ડ બેલીન્ડા એલ. રંડોલ ચેરીટીઝ ફંડ 'માંથી અને સંસ્થાના સાચા મિત્ર ન્યુયોર્કવાસી જ્યોર્જ ફોસ્ટર તરફથી મળેલાં છે. મકાનમાં નીચે પ્રમાણે એક લેખ છે. "આ લેખ બોસ્ટનના જે. ડબલ્યુ અને બેલીન્ડા એલ. રંડોલની ઉદારતાના સ્મારક તરીકે લખવામાં આવ્યો છે. તેમણે આ મકાન બાંધવા માટે ૨૦,૦૦૦) ડોલરની ઉદાર બક્ષિસ આપી છે."

આ મકાનમાં ઉદ્યોગોની દુકાનોમાં જોઈતાં ઓજારો અને સરંજામ રાખવામાં આવે છે. તેથી વિદ્યાર્થીઓને કામ કરતાં અને શિક્ષકોને શિખવાડતાં સગવડ પડે છે. દાખલા તરીકે યંત્રભાગમાં ૧૮ ઈંચનો તથા ૧૪ ઈંચનો રંદો, ૨૦ ઈંચનો રંદો, ૧૨ ઈંચનું લાકડું સાફ કરવાનું યંત્ર, ૨૦ ઈંચની શારડી, ૬૩/૪ ઈંચનું વિંધણું, એક ઓજાર ઘસવાનું યંત્ર, એક ઝીણી રાપડી અને તે ઉપરાંત સામાન્ય ઓજારો છે. આ જ મકાનમાં વિદ્યુતોત્પાદક યંત્ર છે અને તે માત્ર સંસ્થાને જ પ્રકાશ આપતું નથી પણ ટસ્કેજીમાં કેટલાક ગૃહસ્થોને પણ અહીંથી વીજળીના દીવા આપવામાં આવ્યા છે.

સને ૧૮૯૫ માં એક કોઠાર અને સારી દૂઝણી ગાયો આગમાં બળી ગઈ. સંસ્થા સ્થપાઈ ત્યારથી અત્યાર સુધીમાં આ જ એક મોટી આગ થઈ છે. આવા મોટા-કારખાનામાં એ પ્રમાણે આગનો ભય ઓછો હોવાથી વીમો ઉતારનાર મંડળીઓ બીજી કેળવણી સંસ્થાઓ કરતાં આ સંસ્થાનો ઓછા ભાવે વીમો ઉતારે છે. સને ૧૯૦૦ સુધી

આ કોઠારની ખોટ પૂરી થઈ નહીં. ૧૯૦૦માં કેટલાક મિત્રોએ બીજો મોટો કોઠાર બાંધવા પૈસા આપ્યા. એક જ મકાનમાં બધા પૈસા નાખવા કરતાં છુટાંછવાયાં મકાન બાંધવાથી અગ્નિનો ભય અને જોખમ ઓછું થાય એમ ધારી નાનાં નાનાં મકાનો બાંધવામાં આવ્યાં છે. અત્યારે આ સંસ્થાની પાસે ૪૭ ઘોડા અને વછેરા, ૬૦૨ ભુંડો, અને ૯૭૭ જુદી જુદી જાતની મરઘીઓ છે. આ બધા પ્રાણીઓ ઉત્તમ પ્રકારના છે અને ખેતીવાડી ખાતામા કામ કરતા વિદ્યાર્થીઓ તેમની સારી સંભાળ રાખે છે.

કન્યાઓનું ઔદ્યોગિક ખાતું સને ૧૯૦૧ માં બંધાયલા 'ડોરોથી હૉલ' નામના મકાનમાં બેસે છે. છોકરાઓના ઔદ્યોગિક મકાન સામે જ આ મકાન આવેલું છે. જે અમેરિકાની બે સ્ત્રીઓએ ટેવળ અને 'ફેલ્પસ્ હૉલ' બંધાવ્યા છે તેમણે જ આ મકાન બક્ષિસ આપ્યું છે. એમાં ઉત્તમ સગવડ છે. ઓરડાઓ મોટા અને હવા અજવાળાવાળા છે. સ્ત્રી ઉપયોગી સઘળા ઉદ્યોગો અહિં શિખવવામાં આવે છે. જેમકેઃ સીવણ, સ્ત્રીઓનાં કપડાં બનાવવાં, લુગડાં ધોવાં, સ્ત્રીઓનો માથાનો પોશાક બનાવવો, રાંધણકળા, ઘરનાં બિછાનાં, પડદા વગેરે બનાવવા, ગોદડાં રજાઈ વગેરે બનાવવા, સાવરણી બનાવવી અને ટંડીઆ બનાવવા વગેરે સઘળાં સાધનો શિખવવા માટે તૈયાર હોય છે. થોડા સમય પછી 'કાર્નેગી' પુસ્તકાલયનું મકાન બંધાયું. કાર્નેગીએ ૨૦,૦૦૦) ડોલર મકાન અને સરંજામ માટે આપ્યા હતા. એ મકાન બે માળનું છે, એમાં એક વિશાળ ઓરડો, એક ઐતિહાસિક ગૃહ, વાંચનાલયો અને પુસ્તકાલયના અધિકારીની કચેરી છે. મકાન અને તેનો શણગાર વિદ્યાર્થીઓની મહેનતથી તૈયાર થયેલાં છે.

સને ૧૯૦૧ માં બોસ્ટનના કવીન્સી એ. શોની પત્નીએ ૨૦૦૦) ડોલર અને શાળાના પરિવાર વિદ્યાર્થીઓએ ૧૦૦) ડોલર 'બાલગૃહ' બાંધવા માટે આપ્યા હતા. આ એક માળનું સુંદર મકાન છે અને

તેમા શહેરની પ્રાથમિક શાળા બેસે છે તેમા આ સસ્થાના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાના પ્રસગો આપવામા આવે છે એક 'બાલોદ્યાન' શાળા પણ છે

રોકફેલરે છોકરાઓ વાસ્તે શયનગૃહ આપ્યુ છે તે મકાન ગઈ સાલે પૂરૂ થયુ અને તે જ સાલે ઉપયોગમા લીધુ છે શરૂઆતથી શયનગૃહની ખોટ હતી તે ખોટ આ ત્રણ માળના અને ૧૫૦ વિદ્યાર્થીઓને સુવાની સગવડવાળા મકાનથી પૂરી પડી છે. એક અમેરિકાની જુલીઆ એમરી નામની સ્ત્રીએ બીજા ત્રણ નાના છાત્રાલય મકાનો આપ્યાં છે અને તે પણ શયનગૃહ તરીકે વપરાય છે તેમાના બે મકાન તૈયાર થયા છે અને ત્રીજુ થોડા વખતમા તૈયાર થશે ત્રણે મકાનોને બે માળ છે અને ત્રણેની વચ્ચે એક મોટો ઓરડો છે અને એકદર ૪૦ ઓરડીઓ છે ગઈ સાલ સુધી સસ્થાની બધી કચેરીઓ છુટી છુટી બેસતી હતી એક ન્યુયોર્કના મિત્રે સસ્થાનો કારભાર સુવ્યવસ્થિત રીતે ચાલે તે માટે ૧૯૦૦૦) ડોલર આપી બધી કચેરીઓ એક જ મકાનમા બેસાડવાની સવડ કરી આપી. પરતુ એ સદ્ગૃહસ્થ પોતાનુ નામ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા રાખતા નથી ૧૯૦૩ મા એ મકાન તૈયાર થયુ તેમા ૨½ માળ છે અને મુખ્યશિક્ષક, તેમના મત્રી, ખજાનચી, હિસાબ તપાસનાર, દલાલ, દફતરદાર, ટપાલ અને બચત નાણા જમે કરાવવાની પેઢીની કચેરીઓ બેસે છે

સૌથી સુદર મકાન 'કોલીસ પી હન્ટીંગડન મેમોરિયલ બિલ્ડીગ' નામનું છે તેમા શાળાના બધા વર્ગો બેસે છે ટસ્કેજી સસ્થાના પરમ મિત્ર હન્ટીગડનની પત્નીએ પોતાના પતિના સ્મારક તરીકે એ મકાન સસ્થાને અર્પણ કર્યું છે તેમા ચાર માળ છે નીચે સ્ત્રીઓ માટે કસરતશાળા છે અને છેલ્લે માળે ૮૦૦ માણસો બેસી શકે એવુ સભાગૃહ છે. 'પૉર્ટર હૉલ' નામના અસલ મકાન પાસે જ એ બાધ્યુ છે અને શાળાના વર્ગો બેસાડવા માટે મધ્યમા મા આવેલુ છે તેની લબાઈ ૧૮૩ અને પહોળાઈ ૧૦૩ ફુટ છે. તે પીળા રગથી રંગેલુ છે.

'પોર્ટર હોલ' ૧૮૮૨ માં બીજા માણસો પાસેથી બંધાવવામાં આવ્યું હતું 'હન્ટિંગટન હૉલ' એ વિદ્યાર્થીઓએ ૧૮૦૪ માં બાંધ્યું છે અને તે સ્પષ્ટ રીતે બતાવે છે કે દિવસે દિવસે કારીગીરી ન રીતિ કામ અને માન ચડતા પ્રકારના થતા જાય છે આજુબાજુ છૂટે છૂટે શાળાના શિક્ષકો અને અધિકારીઓના રહેવાના ઘર છે

મકાનો અને તેના શણગારો જુદા જુદા ખાતાઓ તરફથી વિદ્યાર્થીઓએ જ તૈયાર કરેલા છે અને ઉપયોગી વસ્તુ બનાવવાની સાથે તે કામ પણ તેઓ શિખ્યા છે

આ સંસ્થાનો વાર્ષિક ખર્ચ ૧૫૦,૦૦૦) ડૉલર છે આ રકમ બહુ મોટી જણાય છે પણ જો કેટલીક હકી ત લક્ષમાં લેવામાં આવે તો વધારે નથી એમ લાગશે આ સંસ્થામાં ત્રણ પ્રકારની શાળા છે, દિવસ રાત્રિની અને ઉદ્યોગની એને લીધે વધારે શિક્ષકો રાખવાની જરૂર પડે છે જો માત્ર એક જ નંબરે દિવસમાં શાળાના વર્ગો ભરવામાં આવે તો શિક્ષકોની સંખ્યા બહુ ઓછી જોઈએ તદુપરાંત ઔદ્યોગિક શિક્ષણ આપનાર શિક્ષકો મોટા જ પગારે મળી શકે છે આવા કારણોને લઈને ખર્ચ વિશેષ થાય છે

બીજું શાળાનું કામ વિદ્યાર્થીઓના હસ્તે થાય છે જ્યારે વિદ્યાર્થીઓ તૈયાર થાય છે ત્યારે તેઓ શાળા છોડી અન્ય સ્થળે જાય છે અને બીનઅનુભવી વિદ્યાર્થીઓ પાસેથી કામ લેતા સમય અને વ્યય વધારે થાય છે તેમ ટસ્કેજી સંસ્થાના હજી મકાનો, જમીન સુધારણા અને જુદા જુદા ખાતાઓની જરૂરિયાતો પૂરી પાડવા સંબંધી કમીઓમાં બાલ્યાવસ્થા છે જ્યારે ઉપરની આવશ્યકતાઓ પૂરી પડી રહેશે અને જ્યારે સોદી લોકો પોતાના બાળકોની કેળવણી માટે વધારે પૈસા આપી શકશે ત્યારે આ સંસ્થાના ખર્ચનો ભાર લોકોને ઘણો ઓછો થશે.

નીચેની સંસ્થાઓ તરફથી શાળાનો ખર્ચ ચાલે છે—આલાબામા રાજ્ય તરફથી ૪૫૦૦) ડૉલર, જોન. એફ. સ્લેટર ફંડમાંથી ૧૦,૦૦૦) ડૉલર, મુખ્ય કેળવણી મંડળ તરફથી ૧૦,૦૦૦) ડૉલર, ધી પીબોડી

ફંડમાંથી ૧૫૦૦) ડોલર, સંસ્થાના કાયમ ફંડમાંથી ૪૦,૦૦૦ ડોલર, લોકો અને ધાર્મિક સંસ્થાઓના દેણગીમ.થી ૮૪૦૦૦) ડોલર, વ્યક્તિવાર દેણગીઓ નાની નાની હોય છે અને તે સાધારણ સ્થિતિવાળા મનુષ્યો હોય છે છતાં દરવર્ષે સંસ્થાને શ્રીમંત લોકો તરફથી મોટી બક્ષિસો મળે છે.

૫૦) ડોલરની શિષ્યવૃત્તિઓ માટે લોકોને ખાસ વિનતિ કરવામાં આવે છે; કારણ કે વિદ્યાર્થીઓ પોતાના કામથી અન્ન ખર્ચ પૂરો કરી શકે છે પણ શિક્ષણખર્ચ તરફ તેઓ કાંઈ આપી શકતા નથી. આ શિષ્યવૃત્તિનાં નાણાં વિદ્યાર્થીઓને આપવામાં આવતાં નથી. પણ સંસ્થા પોતાની પાસે રાખી મૂકે છે અને તેના જ હિત માટે ગ્હેવા દે છે. વિદ્યાર્થીઓ પણ પોતાના સ્વાશ્રયથી જે મેળવી શકે તેને માટે મદદ ન કરવાથી તેમનામાં સ્વાશ્રયનો ગુણ બહુ ખીલી નિકળે છે.

કાયમના ફંડ સિવાયની બીજી મોટી સખાવતો વડે જરૂરી મકાનો અને જમીન લેવાય છે કારણ કે ખેતીવાડી ખાતું દિવસે દિવસે વધતું જાય છે.

હવે ખાસ જરૂરની વાત એ છે કે ભવિષ્ય ઉજ્જવળ રહેવા માટે સંસ્થાના ખર્ચ સારૂ મોટું કાયમનું ફંડ થવું જોઈએ.

એ ફંડ તૈયાર કરવામાં ઘણો શુભ પ્રયાસ થઈ ચુકયો છે. લોકોને સુવિદિત છે કે એન્ડ્રુ કાર્નેગીએ રાજીને છાજે એવી ૬,૦૦,૦૦૦) ડોલરની બક્ષિસ આપી છે. એ સિવાય ૪,૦૦,૦૦૦) ડોલર અન્ય સ્થળેથી ભેગા થયા છે તેમાં એક જ માણસે મોટી રકમ આપી હોય એવી સખાવત ૫૦,૦૦૦) ડોલરની કોલીસ પી. હન્ટીંગડનની છે.

હાલના ફંડની વાર્ષિક આવક ૪૦,૦૦૦) ડોલરની છે. એ રકમ સંસ્થાના એકંદર ખર્ચના ⅓ ભાગ કરતાં સ્હેજ મોટી છે. હજી ૩,૦૦૦,૦૦૦) ડોલરની રકમ ભેગી થયા સિવાય સંસ્થાનો કાયમનો ખર્ચ નભે તેમ નથી.

પ્રકરણ ૩ જું

# કેળવણીના આદર્શો

(રોસ્કો કૅાન્કલીંગ બ્રુસ)

સીદી લોકોને હાલમાં ઔદ્યોગિક કેળવણીની ઘણી જ જરૂર છે કારણ કે સતત કામ કરવાની શક્તિ સુધરેલા જીવનની ખાસ આવશ્યકતા છે સામાજીક ઉન્નતિનું પ્રથમ પગથિયું આર્થિક છે, ગોરા લોકોની મજુરી અને તીવ્ર પ્રતિસ્પર્ધાએ કાળા લોકોને ગુલામગિરિએ ઘેરી લીધેના ઔદ્યોગિક ઉદ્યોગનો નાશ કર્યો છે, અને છેવટે જનસમાજ માટે સાનંદ અને બુદ્ધિપૂર્વક કામ કરવા સિવાય નૈતિક કેળવણીનું બીજું એક પણ વધારે અસરકારક સાધન નથી આવા વિચારો વડે અને દક્ષિણના ગોરા લોક તરફની અસાધારણ ઉદારવૃત્તિ વડે ગુલામગિરિમાંથી છુટવા તનતોડ મહેનત કરનાર માણસો એક ઉંચી ટેકરી ઉપર ચઢી શકયા છે આવા વિચાર અને વૃત્તિ વડે આવા માણસો સામાન્ય માણસોથી જુદા પડે છે તે તેમના સ્વભાવ, બુદ્ધિ અને દૃષ્ટિબિન્દુના સૂચક છે. પણ તેટલાથી તેમના ગુણની પરિસમાપ્તિ થતી નથી તેવી જ રીતે ટસ્કેજી સંસ્થા અન્ય સંસ્થાઓથી ભિન્ન હોવા બદલનું ચિહ્ન—ઔદ્યોગિક કેળવણી માટે યોગ્ય ગોઠવણ—છે, તેથી જ તે બીજી સંસ્થા કરતા એક ઉચ્ચતર સ્થાન ભોગવે છે. પણ વગર વિચારે કેટલાક લોકો આ મુખ્ય ઉદ્દેશને જ એમનો એક ઉદ્દેશ માની બેસે છે તે ભૂલ છે. એક ક્ષણના વિચારથી તે ભૂલ સાબિત થશે.

ટસ્કેજીના ઉદ્યોગો શાળાના લાંબા વખતના અભ્યાસ સિવાય શિખી શકાતા નથી. ટસ્કેજી કાંઈ ગોવાળીઆને પદવી આપતી નથી. ખેતીને ખાસ મહત્તા આપે છે, કારણ કે સીદી પ્રજાનો મુખ્ય ધંધો ખેતી છે, અને દિનપ્રતિદિન વધતી જતી ક્રૂર પ્રતિસ્પર્ધાને લીધે હજારો સીદી પુરુષો સ્ત્રીઓ અને છોકરાંઓને એકનું એક કામ નવાં સંસ્થાનોમાં કરવું પડે છે અને ત્યાં કેવળ અનારોગ્ય ઝુંપડાઓમાં રહેવું પડે છે. આથી મરણનું પ્રમાણ વધતું જાય છે અને તે અટકાવવાની ખાસ જરૂર છે. ખેતીના શિક્ષણમાં પણ શાળાના અભ્યાસની ખાસ જરૂર છે. 'બાલોદ્યાન' શાળામાંથી તૈયાર થયેલા વિદ્યાર્થીઓ કદાચ સારી વાડી બનાવી શકે પરંતુ જેને રસાયણશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન નથી એવા વિદ્યાર્થીથી ઔદ્યોગિક ખાતરનું પૃથક્કરણ શી રીતે થઈ શકશે? કેવળ અજ્ઞાન માણસથી તોળાટનું કામ શી રીતે બનશે! તેવી જ રીતે વસ્ત્રધાવનગૃહમાં બાળાઓ માત્ર નિયમના ઉચ્ચારણથી સાબુ બનાવતી નથી પણ તે નિયમોના પ્રયોગથી બનાવે છે. કપડાં બનાવવાની દુકાનમાં બાળાઓ અનુમાન, દૈવયોગે કે એવા જ કારણથી કપડાં બરાબર વેતરવા સમર્થ થતી નથી પણ ભૂમિતિશાસ્ત્રના નિયમોના આધારે તે કામ કરે છે. તેથી શાળાના કે મહાવિદ્યાલયના અભ્યાસની ઔદ્યોગિક શિક્ષણમાં કાંઈ થોડી ઘણી જરૂર પડતી નથી.

ટસ્કેજી અને હેમ્પટન સંસ્થાની ઔદ્યોગિક કેળવણીથી વિદ્યાર્થી માત્ર ઉદ્યોગ શિખે છે, અભ્યાસ કરે છે એટલું જ નહીં પણ શાળામાં કરેલી મહેનત બદલ પૈસા પણ મેળવે છે. આ એક ત્યાંની પદ્ધતિની નવીનતા છે. જેવી રીતે નીચે પડતા પદાર્થની કસોટી ગુરુત્વાકર્ષણથી થાય છે તેવી સખત કસોટી અહીં વિદ્યાર્થીની મહેનતની કરવામાં આવે છે. અહીંના કામની સંગીનતા, આવા શિક્ષણથી વ્યવસ્થિત કામ કરવાની ટેવ, અને મજુરીથી (જો કે મજુરી અસાધારણ ઉત્સાહી અને તીખા સ્વભાવના મનુષ્યને ફાવતી નથી તો પણ તેમાં એક પ્રકારનો કિંમતી હીરો છે, તેથી) કેળવાતા ગુણોને મળતું ઉત્તેજન, અને જોખમદારીની

તીવ્ર લાગણી–એ બધી વસ્તુઓ આ શિક્ષણની ખાસ ખૂબીઓ છે. શિક્ષકો જો આ પ્રમાણે વિદ્યાર્થીના કામ ઉપર ચોકસાઈ અને ડહાપણથી પોતાના માથે જવાબદારી ન રાખે તો દ્રવ્યનો ઘણો વ્યય નિર્થક જાય, સંસ્થાની પ્રતિષ્ઠા ઓછી થાય અને પોતાના જીવનની ઉન્નતિનો નાશ થાય. આવું કાળજીભરેલું શિક્ષણ એ જ કેળવણી છે.

જો વિદ્યાર્થીની કેળવણીમાં જનસ્વભાવના ઉદાર આદર્શો અને જીવનના અંતઃસ્થ સદ્ગુણો તરફ બેદરકારી જ રાખવામાં આવે તો તેને ભાગ્યે જ કેળવણીનું નામ આપી શકાય. જો માત્ર ૪૦ એકર જમીન અને એક ખચ્ચરથી સીદી લોકની મહેચ્છા પરિપૂર્ણ કરી શકાતી હોય તો તેમને મનુષ્ય શા માટે કહેવા? જો તેમને શરારી હિસાબ કરતાં આવડે અને તેથી જો તેમના સુખની સીમા પૂરી થતી હોય તો એ સુખમાં મનુષ્યતા કયા આવી? જો ઉત્તમ જીવન માટે કેળવણી હોય તો ધાર્મિકતાના ગુણો વિદ્યાર્થીઓમાં પેદા કરવા જ જોઈએ. ઈતિહાસ અને સાહિત્યદ્વારા વિદ્યાર્થીને જીવનના ધ્યેય અને ઉચ્ચતર ગુણોનો પરિચય અત્રે કરાવવામાં આવે છે. આવી પ્રાથમિક કેળવણીને પણ ગમે તેવો સખત ટીકાકાર 'કેળવણી' કહ્યા સિવાય રહેશે નહિ.

અંધકારમાથી બહાર નિકળતા સીદી લોકોના કેટલાક ગંભીર પ્રશ્નો સંબંધી વિચાર કરતાં વાચકને ગભરાવવાનું કારણ નથી. જો સીદી લોકો લૉન્ગ ફેલોના કાવ્ય, હોથોર્નની નવલકથા અને એમર્સનના તત્વજ્ઞાનના કરતાં નીચ આદર્શ તરફ પ્રયાણ કરતા હોય તો જ સમાજને તે બોજારૂપ છે. પણ આ સંસ્થા માટે તેવી ચિંતા રાખવાની જરૂર નથી.

બીજો મહત્વનો પ્રશ્ન એ છે કે ટસ્કેજી સંસ્થામાં રહેતા જ માણસોનું જીવન સુખી કરવામાં ટસ્કેજીની પ્રતિષ્ઠા છે? તેમાં રહી મહેનત કરનાર માણસો જ શક્તિવાળા થાય છે કે કેમ? આ પ્રશ્નોનો જવાબ દરેક શિક્ષક અને વિદ્યાર્થી નિર્ભયતાથી સાફ 'ના' આપશે.

ટસ્કેજી સંસ્થાની ખરી કિંમત તેમાંથી તૈયાર થયેલા માણસો જ્યાં જઈ રહે છે ત્યાં તેમણે કરેલી લોકસેવા ઉપરથી જ અંકાય છે. ગમે તેટલી ખંતથી લાકડાં કે લોઢાં સાથે કામ કરનાર માણસને સમાજસેવા કરવાનો ઉત્સાહ હોતો નથી. તેને માટે તો સોના કરતાં પણ ઉંચા પદાર્થની જરૂર છે. તેથી જ ટસ્કેજીની યોજના અને મૂળ હેતુ ઈતિહાસ અને સાહિત્યના આધાર સિવાય બર આવી શકે તેમ નથી.

છેવટે શાળાના અભ્યાસ સાથે શિક્ષણાનુભવથી ટસ્કેજી બરાબર શિક્ષણાનુભવશાળા થઈ છે. સંયુક્ત રાજ્યોમાં વસ્તીગણત્રીના વર્ષમાં ૨૧૦૦૦ સીદીઓ શાળાના શિક્ષકો હતા; સને ૧૮૯ –૧૯૦૦ના દસકામાં સીદી પ્રજાના વધારાની સરાસરી કરતાં શિક્ષકોના વધારાની સરાસરી બમણી હતી. દક્ષિણમાં ગોરા લોકના ૧૦,૦૦૦ બાળકો માટે જેટલા શિક્ષકો ૧૯૦૦માં હતા, તેથી બમણા સીદી શિક્ષકો સીદી લોકના ૧૦,૦૦૦ બાળકો માટે હતા. પરંતુ છોકરાંઓના શિક્ષણ માટે આવા આંકડાઓ ઉપરથી બરાબર જ્ઞાન થાય તેમ નથી; કારણ કે શિક્ષણ આપવાની પદ્ધતિ અને શક્તિ ઉપર ઘણો આધાર રહે છે.

ગોરા લોકના એક વિશ્વવિદ્યાલયનો પદવિધર મારો મિત્ર છે. તે દક્ષિણના એક રાજ્યનો શાળાના શિક્ષકો માટે પ્રમાણપત્ર આપવાની પરીક્ષાના ઉત્તરપત્રો તપાસનાર સમિતિનો સભ્ય હતો. આ શાળામાં સીદી લોકો માટે ભણવાનાં બેહદ સારાં સાધન હતાં. પરંતુ તેણે મને વારંવાર કહેલું કે એક પણ ઉત્તરપત્રમાં પ્રમાણપત્ર આપવા જેટલા ગુણ આપી શકાય તેમ નથી. પરંતુ પરીક્ષાસમિતિને પ્રમાણપત્ર આપવાની ફરજ હતી. બહાર શિક્ષકો પૂરા પાડવા જ જોઈએ. કારણકે શિક્ષકોનો દુકાળ હતો. ટસ્કેજીનો ઉદ્દેશ શાળા માટે ઉત્તમ જ્ઞાન અને શક્તિવાળા શિક્ષકો પૂરા પાડવાનો છે. એ શિક્ષકો વ્યાકરણ અને ગણિત તેમ બાગ અને સુતારી કામ સારી રીતે શિખવી શકે તેવા છે; એ શિક્ષકો પોતાના સમાજનું જીવન ઉન્નત કરી શકે છે; તેમાંના નીચ

હલકા પદાર્થોને ઉખેડી નાખી સંગીન અને સારા વિચારો ઉપર સમાજ-જીવનની ઈમારત ચણી શકે છે તેથી ટસ્કેજી પોતાના કાર્યમા શાળાનો અભ્યાસ જોડે રાખે છે

સંસ્થાનુ કામ આપણે બારિકાઈથી તપાસીએ વિદ્યાર્થીઓના મુખ્ય બે ભાગ છે (૧) દિવસે ભણનારા અને (૨) રાત્રે ભણનારા રાત્રે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ દરરોજ આખો દિવસ સાધારણ મજુરીનાં કામ કરે છે આ કામમાથી તેમનો જમણખર્ચ નિકળે છે અને સંસ્થાની ત્રીજોરીમા દિવસની શાળામા દાખલ થવા માટે જમા થઈ શકે છે

દિવસે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓના પણ બે વિભાગ છે. પ્રથમ વિભાગમા દર અઠવાડીએ ત્રણ દિવસ વિદ્યાર્થીઓ ઔદ્યોગિક વર્ગોમા બેસે છે અને બાકીના ત્રણ દિવસ શાળાના અભ્યાસમા ગાળે છે બીજા વિભાગમા વિદ્યાર્થીઓનો અભ્યાસક્રમ પહેલા વિભાગ કરતાં ઉલટો છે એમા વિદ્યાર્થીઓ અઠવાડીઆના પહેલા ત્રણ દિવસ શાળામા ગાળે છે અને પછીના ત્રણ દિવસ ઔદ્યોગિક વર્ગમા કાઢે છે તેથી જે ત્રણ દિવસોમા પહેલા વિભાગના વિદ્યાર્થીઓ ઔદ્યોગિક વર્ગોમા જાય છે તે જ દિવસોમા બીજા વિભાગના વિદ્યાર્થીઓ શાળાના વર્ગોમા બેસે છે આથી દરેક વિભાગના વિદ્યાર્થીઓમા તીવ્ર સ્પર્ધા થાય છે અને બધા વિદ્યાર્થીઓને સરખી શક્તિ અને આવડત મેળવવાનો પ્રસગ મળે છે

દિવસની શાળામા બે પ્રકારના વિદ્યાર્થીઓ દાખલ થાય છે પહેલા પ્રકારમા જે વિદ્યાર્થીઓ રાત્રિશાળામા અભ્યાસ કરી દિવસે સાધારણ મજુરીમાથી ખર્ચ કાઢતા યોગ્ય રકમ પોતાના નામે જમા કરાવી હોય તેવા, અને બીજા પ્રકારમા જેમના માતાપિતા વધારે શ્રીમંત હોય અને જેમનો ખર્ચ પોતે આપી શકતા હોય એવા વિદ્યાર્થીઓનો સમાવેશ થાય છે દિવસે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ પોતાના જમણ

ખર્ચ જેટલા પૈસા પેદા કરી શકતા નથી. પરંતુ એ વિદ્યાર્થીઓ પ્રથમથી જ બુદ્ધિવાળા ઉદ્યોગમાં પડી અભ્યાસ કરી શકે છે એ મોટો ફાયદો છે.

રાત્રિશાળાનો વિદ્યાર્થી મોટી વયનો અને અનુભવી હોવાથી પોતાનો અભ્યાસ અત્યંત ખંતથી કરે છે. એટલે દિવસે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ કરતાં અર્ધો અભ્યાસ કરી શકે છે. આ વાત કાંઈ કેવળ તર્કની નથી, કે કોઈ અત્યંત ભિન્ન પરિસ્થિતિવાળા દેશની કેળવણી વિષયક પદ્ધતિનું અંધ અનુકરણ નથી પરંતુ સંસ્થાની આવશ્યકતામાંથી જ ઉદ્ભવેલી ખરી વસ્તુસ્થિતિ છે, એની નવીનતા નહિ પણ ઉપયોગિતા જ ખરૂં ગર્વસ્થાન છે. જો કે તે સંપૂર્ણ આદર્શરૂપ નહિ હોય તો પણ વ્યવહારૂ છે. ટસ્કેજી સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે ઔદ્યોગિક શિક્ષણ માટે પુષ્કળ સમય જાય છતાં શાળાના અભ્યાસ માટે પણ ઓછો સમય જવા દેવો નહિ

મારા ઉપરના વચનોના વધુ ખુલાસા માટે અંગ્રેજી અને ગણિત-શાસ્ત્રના અભ્યાસક્રમને વધારે વિસ્તારથી તપાસીએ.

શાળાના અભ્યાસમાં ગણિતશાસ્ત્ર મુખ્ય ભાગ ભજવે છે અને તેનું જ્ઞાન ઔદ્યોગિક શિક્ષણમાં પણ ઘણું ઉપયોગી છે. દિવસની શાળા તથા રાત્રિશાળાના છેલ્લા વર્ગમાં અંકગણિતનાં કોષ્ટકો પરિપૂર્ણ રીતે શિખવવામાં આવે છે, અને અપૂર્ણાંકની માહિતી, પ્રવાહી પદાર્થ, ઘન-પદાર્થ, લંબાઈ પહોળાઈ અને કામના માપના કોષ્ટકો સાથે આપવામાં આવે છે. તેથી ઉપરના વર્ગમાં ચોરસ આકૃતિ દ્વારા અક્ષરગણિત અને અનેકખુણ આકૃતિઓ દ્વારા ઘન ભૂમિતિ શિખવાય છે. ઉત્તર અમેરિકાની શાળાઓના ચોથા ધોરણમાં જેટલું ગણિત શિખવાય છે તેટલું જ ગણિત અહીંના છેલ્લા વર્ગમાં શિખવાય છે, અને ત્યાંની માધ્યમિક શાળાના પ્રથમ કે બીજા ધોરણમાં જેટલું ગણિત શિખવાય છે તેટલું જ ગણિત અહીંના ઉપરના વર્ગમાં શિખવાય છે. માત્ર અહીં પરદેશી ભાષાઓનો અભ્યાસ અંતર્ગત કરેલો નથી.

થોડા સમયમાં અહીંના વિદ્યાર્થીઓ ઉત્તરની સંસ્થાઓના વિદ્યાર્થીઓ સાથે સરખા ઉતરે છે, તેના અનેક કારણો છે. અહિંના વિદ્યાર્થીઓ મોટી વયના હોય છે અને ગંભીરતાથી અભ્યાસ કરે છે. કેટલાક વિષયો જે બિલકુલ ઉપયોગના નથી તે અભ્યાસક્રમમાંથી કાઢી નાખવામાં આવે છે; જેમકઃ–ગણિતમાં બેથી વધારે પ્રમાણનો ગુણાકાર, ઘનમૂળ વગેરે. ગણિતશાસ્ત્રના અભ્યાસની ઉપયોગીતા પ્રત્યક્ષ વર્ગમાં અને વખારમાં બતાવવામાં આવે છે. અહીંના વિદ્યાર્થીઓ પોપટની પેઠે વ્યાખ્યાઓ અને નિયમો ગોખતા નથી પણ જુદા જુદા દૃષ્ટાંતમાંથી પૃથક્કરણ કરી સિદ્ધાંત શિખે છે.

અંગ્રેજી ભાષાનો અભ્યાસ મન ઉપર ઉદાર અસર કરે છે. તેની કિંમત ઉપયોગિતાના ધોરણે અંકાતી નથી છેલ્લા વર્ગમાં ભાષાના મોઢે કરવાના પાઠો આપવામાં આવે છે. માધ્યમિક વર્ગમાં વ્યાકરણ થોડું શિખવવામાં આવે છે અને ઉત્તમવર્ગમાં અલંકારશાસ્ત્ર શિખવાય છે. તદુપરાંત નિબંધો લખવા અપાય છે તેથી માત્ર શુદ્ધ લાગણીઓ, વિચારસંકલના અને ઉત્તમ ભાષા જ શિખાતી નથી પણ અવલોકન કરવાની શક્તિ અને પોતાના દૈનિક જીવનમાંથી કેટલાક ઉપયોગી તત્વો શોધી કાઢવાની શક્તિ પણ કેળવવામાં આવે છે. વાંચનમાળાનો ઉપયોગ નીચલા વર્ગોમાં કરવામાં આવે છે કારણ કે વાંચનમાળા ટુંકામાં સાહિત્યની શૈલી અને પદ્ધતિની બારાખડી રૂપે છે.

ધીમે ધીમે આ વાંચનમાળા સાથે સાહિત્યનાં ઉત્તમ પુસ્તકો વાંચવામાં આવે છે. 'રોબીન્સન ક્રુઝો', 'આઈવેન્હો', 'રીપવાન વીન્કલ', 'ધી હાઉસ ઑફ સેવન ગેબલ્સ', 'ધી મર્ચન્ટ ઑફ વેનીસ'–આમાંનું ગમે તે પુસ્તક હોય પણ તે સાહિત્યના એક આખા પુસ્તક તરીકે શિખવાય છે તેથી વિદ્યાર્થીઓને સાહિત્યનું જ્ઞાન થાય છે. સાહિત્યના અભ્યાસનો પ્રધાન હેતુ રસ કેળવવાનો હોય છે અને તે હેતુ અહીં ઘણી સારી રીતે સચવાય છે.

સાહિત્યના અભ્યાસના હેતુ ગમે તેવા ઉદાર હોય તો પણ શિક્ષકની યોગ્યતા અને શક્તિ ઉપર ઘણો આધાર રહે છે મુખ્ય-શિક્ષક વોશિંગ્ટને ઉત્તમ વિશ્વવિદ્યાલયો અને શિક્ષણાનુભવ શાળાઓમાથી અદ્ભુત શક્તિવાળા શિક્ષકો શોધી કાઢ્યા છે આ શિક્ષકો માત્ર અભ્યાસ કરવાની પદ્ધતિ શિખવનારા નથી પણ પોતાના સુચારિત્રની ઉંડી છાપ વિદ્યાર્થીઓના હૃદય ઉપર પાડનારા છે, તેથી ઉત્તમ અભ્યાસક્રમ આવા શિક્ષકોના હાથમા ઉત્તમોત્તમ નિવડે છે

શાળાના ઔદ્યોગિક સંસ્થાના શિક્ષકો ઐક્યથી જોડાયેલા છે, તેથી જુદા જુદા ધર્મ અને ન્યાતની તકરારો ઉભી થતી નથી સ્ત્રીપુરુષોને જીવન કાર્યમા સફળ થવા માટે ઐક્યભાવનાની વિદ્યાર્થીઓના મન ઉપર સચોટ છાપ પાડવામા આવે છે નવી વાડીમા કામ કરનાર અજ્ઞાન, અધ અને મૂર્ખ છોકરો પણ ચાર વર્ષના ટસ્કેજીમા નિવાસ પછી છટાદાર ભાષણ, ચાલાકી અને એક હુન્નરસહ ત્યાથી નીકળે છે, અને સમાજસેવા કરવાની શક્તિવાળો હોય છે કેળવણીમા એથી વિશેષ શુ હોઈ શકે ?

## પ્રકરણ ૪ થું

# કન્યાકેળવણી અને તેની પદ્ધતિ

## ( બુકર ટી. વૉશિંગ્ટનની પત્ની )

ઘણા હુતો પોતાની કન્યાઓને કોઈ પણ જાતનો હુન્નર શિખવવાની ઇચ્છા રાખે છે કારણ કે તેમના જેવુ કામ કન્યાઓથી થઈ શકતુ નથી. મીસ સુસન બી એન્થની લખે છે કે તમે કન્યાઓને શિવણ, ગૃહકાર્ય અને રસોઈ સિવાય અન્ય કળાઓનુ જ્ઞાન વૃત્તિ માટે આપવા ઘણા ઈંતેજાર છો તેથી સાવરણી બનાવવાનો ઉદ્યોગ તમે નવો દાખલ કરો એવી મારી ઇચ્છા છે નીચેના પ્રશ્નનો ઉકેલ કરવા ટસ્કેજી ૨૦ વર્ષથી મહેનત કરી રહી છે. હાલની વિસ્તૃત થએલી ઔદ્યોગિક અને કેળવણીવિષયક પ્રવૃત્તિઓમાં ઉત્તમ શિક્ષિકાઓની ખોટ શી રીતે પૂરી પડે તે નજરમાં રાખી કયી કળા અને કયી કેળવણી કન્યાઓને સૌથી વધારે ઉપયોગી થશે ?

આલાબામા, જ્યોર્જીઆ, ટેનેસી કે ફ્લોરિડામાથી તેમનાં મજબૂત માબાપ સાથે આ સંસ્થામાં આવનારી કન્યાઓનો મોટો ભાગ લુગડાં બનાવવાનો ઉદ્યોગ શિખવાના ઉદ્દેશથી શિવણ કામ શીખે છે. દુઃખિત હૃદયે પોતાની કન્યાઓને ' સંભાળીને રહેજે ' એવો ઉપદેશ દઈ તે દૃઢ બાંધાનાં માબાપ પાછા ઘર તરફ વળે છે તેમનો વિયોગ તેમને સાલે છે. નવી વાડીઓમા તેમના કામમાં તેમની મદદની ખોટ સહન કરવા તેઓ તૈયાર થાય છે કારણ કે તેમ કર્યા સિવાય તેમને કેળવણી આપવાનું બની શકતુ નથી

કન્યાઓ ઘણે ભાગે રાત્રિશાળામાં છેલ્લા વર્ગથી અભ્યાસ શરૂ કરે છે. તેમનાં માબાપ નાનાલ ઉપર તેમને પહેરવાનાં કપડાં મોકલે છે. પરંતુ તેમનાં લુગડાંલત્તાં માટે મોટી ભેટો ઉત્તરદેશના મિત્રો તરફથી મળે છે.

ઉન્હાળાની રજાઓમાં કન્યાઓ શાળામાં રહે છે અને એ વર્ષમાં પોતાના સંપૂર્ણ અભ્યાસના ખર્ચ જેટલી સારી શિલક જમા કરી શકે છે. જ્યારે ૭ સાત વર્ષ જેટલી લાંબી મુદતે તેમનાં માબાપ તેમને પદવિધર થયેલી જુએ છે ત્યારે તેમની આશા ફલિત થએલી જોઈને અતિ હર્ષ પામે છે. ગામડી કપડાં પહેરતી તેમની કન્યાઓને શ્વેત વસ્ત્રો ધારણ કરી પ્રમાણપત્ર લઈને ઉભી રહેલી જોઈને માબાપનાં નયનોમાંથી અસ્ખલિત આનંદાશ્રુનો પ્રવાહ ચાલે છે અને અંતરથી બોલ્યા સિવાય તેમનાં મુખ ઈશ્વરની પ્રાર્થના કરે છે.

હમણાં જ એક ૨૫ વર્ષની સ્ત્રી પદવિધર થઈ છે. તે શાળામાં ૧૮ મા વર્ષે આલાબામાના જંગલમાંથી આવી હતી. તેને છેક નીચલા વર્ગમાં દાખલ કરી હતી. પણ તે તેનું કામ કરવામાં ઉત્સાહી અને પ્રમાણિક હતી. પ્રથમ લુગડાં ધોવાના વર્ગમાં દાખલ થઈ. તે એક પછી બીજા વર્ગમાં દાખલ થતી ગઈ અને રજાઓના દિવસોમાં પણ શાળામાં કામ કરતી. વસ્ત્રધાવનશાળામાં બે વર્ષ ગાળ્યા પછી તેને સાદું શિવણકામ સોંપવામાં આવ્યું. પછી ત્રીજા વર્ષના અંતે લુગડાં ધોવાના વર્ગમાં દાખલ કરી તેને બે વર્ષ પછી પ્રમાણપત્ર આપવામાં આવ્યું. છેલ્લાં બે વર્ષ તેણે સ્ત્રીઓનાં કપડાં બનાવવાના વર્ગમાં ગાળ્યાં અને ત્યાંથી તેમ વિદ્યાલયમાંથી પ્રથમ પદવિનું પ્રમાણપત્ર મેળવ્યું. આ બે વર્ષમાં ટસ્કેજી શહેરની રાત્રિશાળામાં શિવણવર્ગમાં તે શિક્ષિકાનું કામ કરતી હતી. પહેલા વર્ષના વેચાણથી વધેલા એક ડૉલર વડે તેણે પ્રથમ સામગ્રી આણી. આટલી અલ્પ સામગ્રીમાંથી તેણે ૧૭ કન્યાઓને શિવણ કામ શિખવવા માંડ્યું પણ તે એવી કાર્યદક્ષ અને કરકસર કરવાવાળી હતી કે તે કપડાં વેચતી, માલ લાવતી અને વર્ષના અંતે ત્રીજોરીમાં ૩૪૫ ડૉલર મુકી શકી.

આ તો માત્ર એક કન્યાના ઇતિહાસનુ એક પાનું છે ૧૯૦૩–૪મા આ સંસ્થામાં ૫૨૦ કન્યાઓ દાખલ થઈ હતી તેમાની ૪૫૮ કન્યાઓ આખા વર્ષ સુધી રહી છે સયુક્ત રાજ્યોના જુદા જુદા ભાગમાથી આ કન્યાઓ આવેલી છે તેમાની ઘણીખરી કન્યાઓએ સ્ત્રીઓના કપડાં બનાવવાના વર્ગમા દાખલ થવાની ઇચ્છા દર્શાવેલી પણ આ સંસ્થામા અનેક ઉદ્યોગો જોઈ જુદા જુદા ઉદ્યોગોમા દાખલ થઈ છે, છતા તેમનો મોટો ભાગ સ્ત્રીઓના કપડા બનાવવાના વર્ગોમા અને માથાનો પોશાક બનાવવાના વર્ગોમાં જ છે. રાત્રિશાળામાં અભ્યાસ કરતી અને દિવસે જુદા જુદા ઉદ્યોગો શિખતી કન્યાઓની સખ્યા નીચે પ્રમાણે છે –

બાગકામ–૪, ગઘણકળા–૧૩, ગૃહકાર્ય–૮, ભોજનશાળા–૨૯, આરોગ્યશાળા–૨૦, શાકની વાડી બનાવરી–૮, ગૃહપક્ષીપાલન કલા–૭, સૂચિકર્મ–૧૪, ગોરસમાળા–૧૦, મુદ્રણ વિદ્યા–૬ સાવરણી બનાવવાનો ઉદ્યોગ–૨૬, ગોદડાં, રજાઈ વગેરે બનાવવાનો ઉદ્યોગ–૧૮, ગૃહોપસ્કાર વિક્રય–૧૮, લુગડા ધોવાનો ઉદ્યોગ–૫૪, સગળ ગીવણ–૭૨, સ્ત્રીઓનો માથાનો પોશાક બનાવવાનો ઉદ્યોગ–૫૧, અને તેમનાં કપડા બનાવવાનો ઉદ્યોગ–૬૯ બધી કન્યાઓને અઠવાડિયે બે વખત ગમોર્ડનું કામ શિખવુ પડે છે અને શિક્ષણાનુભવ શાળાની ૨૦૯ કન્યાઓ ટંડીઆ બનાવવાનું કામ શિખે છે.

શાળાના અભ્યાસક્રમમાં ઉદ્યોગોનો સમાવેશ થતો હોવાથી ઘણી કન્યાઓ આ શાળા તરફ આકર્ષાઈ છે. તેથી તેમના બે વિભાગ પાડવાનું વાસ્તવિક લાગ્યુ છે. આથી દરેક કન્યાને વિદ્યાલયનું જ્ઞાન તથા ઉદ્યોગનું જ્ઞાન મળી શકે છે. આ વર્ષે એક વિભાગ સોમ, બુધ અને શુક્રવારે વિદ્યાલયમા અભ્યાસ કરતો હતો અને મગળ, ગુરૂ અને શનિવારે જુદા જુદા ઔદ્યોગિક વર્ગમાં જતો હતો. તે જ પ્રમાણે બીજો વિભાગ સોમ, બુધ અને શુક્રવારે ઔદ્યોગિક વર્ગોમા અને મંગળ, ગુરૂ અને શનિવારે વિદ્યાલયમાં ભણતો હતો.

દરરોજમાં કન્યાનું જીવન અવિશ્રાંત છે. જો કે અભ્યાસ અને ઉદ્યોગ એ બે મુખ્ય વિષય છે છતાં મગજ અને સ્નાયુની કેળવણી સાથે ચારિત્ર પણ ઉત્તમ રીતે ઘડાય છે. સતત કામ પછીના આરામનો સમય જ ઉત્તમ પ્રકારનું સુખ આપે છે. પોતાની શક્તિઓની ખિલવણી કરી ઉન્નત પદ પ્રાપ્ત કરવાનો કન્યાઓનો દાખલ થતી વખતનો ઉદ્દેશ જો કે અવ્યક્ત હોય છે છતાં અન્યને પોતે ઉપયોગી થાય એ તત્ત્વ હરહંમેશ તેમની સામે ખડું રહે છે. શાળામાં કન્યાકેળવણી તે આનું જ નામ. દૂરના ગામ કે શહેરમાંથી આવતી કન્યાને અહીં નવા જ પ્રકારનું જીવન શરૂ કરવાનું હોય છે. શાળાના શયનગૃહમાં અનેક કન્યાઓ સાથે તેને રહેવું પડે છે. પોતાનાં સગાં વહાલાં કે સાહેલીઓ સાથે હોતી નથી. જ્યાં જુએ ત્યાં નવું નવું જ; નવા ભાવો, નવા સંકલ્પો, નવા વ્યવસાયો તેના મનમાં એક પછી એક ઉદ્ભવ્યા કરે છે તેથી પોતે પણ પોતાના આત્મા સાથે અપરિચિત હોય તેમ તેને લાગે છે. પણ ધીમે ધીમે પોતાની ઓરડીમાં પ્રથમ મમત્વ બાંધે છે. અહીં જુદા જુદા દેશોમાંથી આવતી કન્યાઓ ભેગી થાય છે.

ઓરડીના સાદા સરંજામમાં બે પથારીઓ, ખુરશીઓ, મેજ, આરશી, પુસ્તકો મૂકવાનું કબાટ અને પાણીનું વાસણ મૂકવાની ઘોડી તથા પડદો હોય છે. આ બધી વસ્તુઓ શાળામાં જ બનાવેલી હોય છે. પણ થોડાંક ચિત્રો, દરેક પથારી સાથે નાની શેત્રંજી, મેજ ઉપર પાથરવાનો બનાતનો કકડો વગેરે ઓરડીને ગૃહનું સ્વરૂપ આપે છે. દરેક કન્યાને પોતાના કર્તવ્યની ક્રમમાળા હોય છે અને તેથી કામ કરવાની વ્યવસ્થા અને પદ્ધતિ તે સારી રીતે શિખે છે.

શાળાના છાત્રાલયમાં રહેતી બાળાનું ભાવસાહચર્ય કેટલું બધું વિવિધ હોય છે? શાળાના વર્ગમાં કે કારખાનામાં અન્ય દિવસોમાં નાહિંમત થયેલી બાળા ત્યાં વિસામો લે છે તો રવિવારે સ્વર્ગની શાંતિ અનુભવે છે. એક કન્યા બીજીને મળે છે. એકબીજીના દોષની ક્ષમા-

યાચના થાય છે, અને આ પ્રમાણે નાના કલહો જન્મતા જ નાશ પામે છે એટલે ભવિષ્યમા તેઓ મોટા કલહથી પણ પરાજીત થતી નથી પરોઢીએ પાચ વાગ્યાના ઘટ સાથે બધી બાળાઓ પથારીમાથી ઉઠી જાય છે અને તરત જ પોતાની ઓરડી સબધીનુ કામકાજ આટોપી લઈ પથારીને તડકે નાખી દે છે છ વાગતામા સવારે હાજરી કરી લે છે સામાજીક મધુરતા, પીરસવામા ચતુરાઈ, વાક્‌પાટવ વગેરેથી દરેક કન્યાની કસોટી થાય છે અને નવી આવેલી કન્યાની પરીક્ષા ભોજન વેળાએ થઈ જાય છે આથી બાળાઓમા એક નવા પ્રકારનુ બળપોષક તત્ત્વ ઉમેરાય છે અને તે તેમના ચારિત્ર બાધવામા અતિ ઉપયોગી નિવડે છે પોતાની સખીઓની સાચી ટીકાથી દરેક બાળા પોતાની ઉન્નતિ કરી શકે છે

એકદર ખાણા માટે ૮૯ બેનો છે તે માટે ૪૫ કન્યાઓ વારાફરતી પીરસવાનુ કામ કરે છે જે બાળાઓને માથે તે કામ હોય તે બીજી બાળાઓ જમીને ઉઠી જાય ત્યાર પછી ભોજન કરે છે અને પોતાનું કામ કરી રહ્યા પછી જે વર્ગમા જવાનુ હોય ત્યા કલાક ૬–૫૦ મિનિટે જાય છે. જો કોઈ બાળાને વાસણો સાફ કરવાનુ કામ હોય તો તે પોતાના વર્ગમા કામમાથી પરવારી રહ્યા પછી ૭–૩૦ વાગે જાય છે

ઉદ્યાનકલા અને વિદેશી છોડ માટે કાચગૃહ બનાવવાની કલા સૃષ્ટિવિદ્યાદ્વારા બહુ આકર્ષક થઈ પડી છે અને તેથી શિવણવર્ગમાથી આ વર્ગમા દાખલ થવાની પુષ્કળ અરજીઓ આવે છે ગીંગ્હેમ નામના કાપડમાથી બનાવેલુ મલવસ્ત્ર તથા શિરોવેષ્ટન ધારણ કરીને કન્યા પોતાનુ કામ શરૂ કરે છે અને વસતઋતુમા જે કન્યા શાકભાજીનો ટોપલો સૌથી પહેલા શિક્ષકોના ઓરડા આગળ લઈ જાય છે તેના ગર્વની સીમા રહેતી નથી

" રસોડા માટે અને સ્થાનિક બજાર માટે કૃષિક્ષેત્રમાથી ફળ વીણી લાવવા માટે બધી કન્યાઓને સાથે જવાનુ હોય છે ત્યારે બે માઈલની

અત્યંત આનંદની અહેન થાય છે જ્યારે તે બીજે દિવસે પોતાના સેહેનનું વર્ણન કરે છે ત્યારે તે વર્ણન તાદૃશ હોય છે

શિવણવર્ગમાં જે ન્યાઓ બાપજના સાદા પડા વિક્રયશાળા માટે બનાવે છે તેમને અગ્રેજીમાં તે વિષયને વગના જ પાઠ શિખવાય છે આથી સિદ્ધાંત અને પ્રયોગ સાથે સાથે શિખાય છે વગનો અને પ્રયોગશાળાનો સબધ ઘણો ઘાડો થાય છે

સ્ત્રીઓના પડા બનાવવાના વર્ગમ સવારના ૭ થી તે સાંજના ૫-૩૦ સુધી વાળી પોશાક બનાવવામાં દરજીએ બનાવના સુતરાઉ અને રેશમી પોશાકની માગણીઓ નોધવામાં માપ લેવામાં, કપડું કાતરવામાં અને વેતરવામાં, કન્યાઓ ગુથાઈ રહે છે બીજે દિવસે શાળામાં પણ તેજ વિષયો ઉપર પાઠો શિખે છે તેવાં માપ માટે ગણિતશાસ્ત્રના દૃષ્ટાંતો આપવાથી અગર આગને વિષે પ્રયોગશાળાના અનુભવો ફરી કહી સમજાવવાથી સિદ્ધાંત શિખવવાનો વર્ગ પ્રયોગ શાળાને ઉપયોગી થાય છે

સ્ત્રીઓનો માથાનો પોશાક બનાવવાની શાળામાં કન્યાઓ જુદા જુદા ઘાટો તૈયાર કરવામાં શિરોવેષ્ટન શણગારવામાં અને કાપડના વણાટ અને પોત પારખવામાં ત્રણ દિવસ ગાળ્યા પછી ત્રણ દિવસ સુધી અતિ આનંદથી પાઠો શિખે છે જો તે ઉપલા વર્ગમાં હોય તો ભૂમિતિશાસ્ત્રનો અને ચિત્રકામનો ઊંડો અભ્યાસ કરે છે જ્યારે તણે પોતાનો ચિત્રકામનો અભ્યાસ પૂરો કર્યો હોય છે અને શિરોવેષ્ટન બનાવવાનું શરૂ કરે છે ત્યારે તેણે બનાવેલા શિરોવેષ્ટનો અર્ગ સ્ત્રીઓનો માથાનો પોશાક બનાવનાર સ્ત્રીઓમાં વખણાય છે તે ધીમે ધીમે એક પછી એક શિરોવેષ્ટન બનાવતી જાય છે અને છેવટે તેની પોતાની કૃતિ-નમુનેદાર અને અતિ રમણીય-બહાર આવે છે તે કૃતિ તેની માતા અગર પાડોશણો પામે જાય છે ત્યારે તેમના તરફથી સન્યા તરફથી આવેલી પ્રશંસા સોના કરતા પણ મોઘી લેખાય છે

પરંતુ બધી કન્યાઓ એકસરખી હોશિયાર હોતી નથી કેટલીક ભરતકામમા, કેટલીક ગલપટા બનાવવામા તો કેટલીક અન્ય મોજની વસ્તુઓ બનાવવામા પ્રવિણ હોય છે પણ તેમને શિરોવેષ્ટન શણગારતા કે બનાવતા આવડતુ નથી કેટલીક કન્યાઓના માબાપ તેમને પોતાના ગામમા સ્ત્રીઓનો માથાનો પોશાક બનાવવાનો ધધો કરાવવાની ઇચ્છા રાખે છે તેમા તે મહેનત કરે છે પણ છેવટે તે તેના શિક્ષક સાથે સમત થાય છે કે ગોદડા રજાઈ વગેરે બનાવવામા અગર બિછાના કે પડદા બનાવવાના ઉદ્યોગમા જ તે ફાવશે

છાત્રાલય ખાતા તરફથી અનેક વસ્તુઓની માગણી થાય છે તે પ્રમાણે પ્રથમ ગોદડા રજાઈ વગેરે બનાવવાની શાળામા ચાદર, ઓશિકાના ગલેફ, મેજપોષ વગેરે બનાવવામા આવે છે સુજની રૂ ભરીને બનાવવી એ એક આગળનુ પગથિયુ છે નિમાળા ભરવા કરતા રૂ ભરવુ સેહેલુ પડે છે અને ભરતકામની બાબતમા પણ તે સારૂ હોય છે અનેક ઓરડી માટે સુતારી કામના વર્ગમાથી આવેલા પડદાના ચોકઠા મઢવા પડે છે પલગને, ફરતી ખુરશીઓને, પાદપીઠોને નેતર ભરવાનુ વગેરે કામ આ વર્ગમા થાય છે જ્યા સુધી કન્યાઓ આ બધુ શિખતી નથી ત્યા સુધી તેમને પ્રમાણપત્ર આપવામા આવતુ નથી પ્રમાણપત્ર લેતા પહેલા તેમણે શયનગૃહના ઓરડાના સટ પીપોમાથી બનાવવાના હોય છે અને તેને સારા રંગીન કાપડથી મઢવાના હોય છે અહીં સબળ શિક્ષણના વર્ગની પેઠે અઠવાડિયાના ત્રણ દિવસના સિદ્ધાંત શિખવવાના વર્ગમા પણ શિખવાનુ હોય છે અને કન્યાઓ સોય, હથોડી અને કરવતના નાના કામ માટે પારગત હોય એવુ અભિમાન રાખે છે

જ્યારે સાવરણી બનાવવા માટે યત્રો લાવવામા આવ્યા ત્યારે તેના સાહિત્ય તરફ કન્યાઓ ગાડી નજરે જોઈને ઉભી રહી પણ જ્યારે ક્ષેત્રમાથી સાવરણીના છોડ લઇ લાવવામા આવ્યા અને જ્યારે અગ્રેસર કન્યાએ તેમાથી બીજ ચૂટી કાઢયા ત્યારે તે કાર્યના જ્ઞાન,

અભ્યાસ અને બનાવટ માટે કન્યાઓને રસ પડ્યો છે. કારણ કે આ ધંધો બહુ લાભદાયક છે અને ટસ્કેજી સંસ્થાને તો સાવરણીનું કારખાનું ઘણો નફો આપે છે. ગૃહપક્ષીપાલન-વર્ધન શાળામાં સાવરણીના ડુંડાંમાંથી નિકળેલાં બીયા વેચાતાં આપવામાં આવે છે. આવાં હજારો ડુંડાં વગર કિંમતે મળે છે અને જ્યારે તાર બાંધવાનું, ટાંકા મારવાનું અને કાપવાનું કામ પૂરૂં થયું અને જ્યારે પહેલી સાવરણી કન્યાઓએ તૈયાર થયેલી જોઈ ત્યારે વિજયઘોષ થઈ રહ્યો. સૌથી આ ધંધામાં ઓછા દામ જોઈએ છે છતા તેમાં અહીંથી શિખવાતા સઘળા ધંધાઓ કરતાં નફો વધારે મળે છે. સાધારણ સાવરણીઓ પહેલાં વહાણમાં ઓરડીઓ સાફ કરવા વપરાતી હતી, તેને બદલે હાલની અહીંની છાપવાળી સાવરણી જોઈ ને કન્યાઓ બહુ ખુશ થઈ છે. તેમણે સિદ્ધાંત શિખવવાના વર્ગમાં જે જે આશ્ચર્યો સાંભળેલાં તે ચમત્કારિક રીતે આમ પ્રત્યક્ષ થયેલાં જોયાં છે તેથી સાવરણી બનાવવાનો ઉદ્યોગ અહીં દાખલ થયેલો જોવામાં આવે છે.

હોય છે દરે. અઠવાડિયામા થોડા દિવસ લુગડા ધોવા સબંધી રસાયણશાસ્ત્ર શિખવાય છે દાગ કુગ અને તેના ડાઘા દૂર કરવા એ આ ખાતાના મોટા પ્રશ્નો છે તેમનો પણ ત્યા ગ્તો નીકળે છે સાબુ આગ, પાણી અને રંગ–એમના ગુણો અને મૂળતત્વાનુ ત્યા પૃથક્કરણ કરવામા આવે છે અને શાળાના સિદ્ધાન્ત શિખવવાના વર્ગમા અને પ્રયોગશાળામા આવા ધાડો સબધ બીજે ભાગે હશે

ટંકારાજી સસ્થામા ભણતી દરેક કન્યાને એક પણ ઉદ્યોગમા પ્રવિણતા મેળવવી પડે છે, તો પણ દરેકને ગ્મોઈ તો અવશ્ય શિખવી પડે છે શાળાના કેટલાક વર્ગમા સાથે ભણતી કન્યાઓ જુદા જુદા ઔદ્યોગિક વર્ગોમા દાખલ થયેલી હોય છે નક્કી કરેલા વખતે ઘટ વાગતાની સાથે દરેક એવા વર્ગમાથી કન્યાઓ નિકળીને ગ્મોડામા દાખલ થાય છે અઠવાડિયામા એક દિવસ દરક કન્યાને ત્યા જવુ પડ છે શિક્ષણાનુભવશાળામા એક કલાક સિદ્ધાત અને એક કલાક પ્રયોગ–એમ હોય છે પ્રાથમિક શાળામા ઉદ્યોગ માટે અઠવાડિયે એક કલાક રાખેલ છે

શિક્ષણાનુભવશાળાની કન્યાઓને પણ એક કલાક કડીઆ બનાવવાની શાળામા જવુ પડે છે એટલે તેમને પણ અઠવાડિયે ત્રણ કલાક પોતાના ઉદ્યોગ સિવાયના વર્ગમા જવુ પડે છે સિદ્ધાત અને પ્રયોગનું અતિ સુદર મિશ્રણ કરવામા આવે છે, અને ટોપલીઓ ભરવા સાથે અનેક સુદર વિચારો પણ તેમા ભરાય છે પરાળની ટોપીઓ અને સાદડીઓ ઘાટમા એવી બધી વિદેશી લાગે છે કે એક જ પદાર્થમાથી આવી અત્યત જુદી જુદી વસ્તુઓ શી રીતે બનાવી એમ પ્રેક્ષકને ઘણી નવાઈ લાગે છે, પણ અહીંની કન્યા ઉત્તરોત્તર કળામા વધતી જાય છે અને ઘણી વેળા પરાળની ટોપી પહેરતી કન્યાઓ પરદેશમા એનેની વિદ્યાર્થીની તરીકે ઓળખાણની વાતો સભળાય છે એ ધધામા એટલો બધો નફો મળે છે કે એ પરાળની ટોપીઓના વેચાણમાથી આખા વર્ષના પુસ્તકો અને દાખલ ફી પેદા કર્યાના ઘણા દાખલા મળેલા છે

ઘણી થોડી કન્યાઓ અક્ષરનાં બીબાં ગોઠવવાનું કામ કરે છે. આ કામ અને શિવણકામ કન્યાઓ છોકરાઓ સાથે શિખે છે અને તેમાં પ્રતિસ્પર્ધા ચાલે છે. એમાંની ઘણીખરી કન્યાઓ રાત્રિશાળામાં ભણે છે. અત્યાર સુધી તેમના કામમાં બહુ કમાઈ કન્યાઓ કરી શકી નથી. પહેલાં કન્યાઓની ઘણીખરી સંખ્યા શાળાના વર્ગમાં તેમ ઔદ્યોગિક વર્ગમાં ભણવા જેટલો ખર્ચ જાનમહેનનથી પૂરો કરતી હતી. ગયે વર્ષે પગારનો દર ઓછો કરવામાં આવ્યો અને ઘણી કન્યાઓ તરફથી આર્થિક મદદ માટે અરજીઓ આવે છે. જે કન્યાના નામે વર્ષ આખરે ૧૫) ડોલર બાકી રહ્યા હતા તેણે આ પ્રમાણે મને કાગળ લખ્યો હતો:

"વ્હાલાં બ્હેન,

મારા જમણ ખર્ચની દેણેયાંદી પેરે મોટી રકમની હું દેવાદાર છું. તેની ખબર આપવા હું આપને આ પત્ર લખું છું; મને તેથી સંતોષ થતો નથી કારણ કે જીવનમાં મારે કાંઈક નામના મેળવવી છે. પણ સંજોગ અને સાધન જોતાં મારાથી તેમ થઈ શકે તેમ લાગતું નથી. અમારે ત્યાંના લોકો મને મદદ કરવાને બહુ ઈંતેજાર છે પણ મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે તેમ કરવા તેઓ સમર્થ નથી.

મારી માતાએ આઠ છોકરાં ઉછેરવા બનતો પ્રયાસ કર્યો છે. હવે એવી સ્થિતિ આવી છે કે તેનાથી મારે માટે કાંઈ થઈ શકે તેમ નથી. તેથી મારે આગળ વધવા માટે સ્વાશ્રય સિવાય અન્ય આધાર નથી. મારે દિવસની શાળામાં દાખલ થઈ શાળાનો તેમ ઉદ્યોગનો અભ્યાસ પૂરો કરવો છે અને હું એક સારી ઉદાર સ્ત્રી છું અને મારું ભરણ-પોષણ મારી મેળે કરી શકું એવી છું એમ મારી માતાની મારે ખાત્રી કરી આપવી છે.

તો માગ જમણખર્ચની ફેણેનાદી માટે બને તેમ
જલદી અને મને તેની મદદ . ગો તો હુ અતિ ઉપકૃત
થ ઉશ લી

**આપની સદા આભારી "**

નવી પદ્ધતિ પ્રમાણે દિવસની શાળામા ભણતી કન્યાઓ પણ મહેનત કરી શકે છે એટલે રાત્રિશાળાની કન્યાઓની મહેનતની બહુ જરૂર રહેતી નથી શાળાના અને વિદ્યાર્થીઓના હિત માટે જેમ ઓછી સખ્યા સ્વાશ્રયથી અભ્યાસ કરી શકે તેમ સારૂ અને હાલના સજોગોમા આ વાત જ ખરી છે છોકરો કે છોકરી અભ્યાસ કરવામા એકાદ વખત નિરાશ થાય ખરા પણ ધારેલો હેતુ બર લાવવામા છેવટે વધારે નિશ્ચયવાળી થશે

પ્રસગોપાત દરેક કન્યાને ગૃહકાર્ય શિખવવામા આવ છે પણ જેમને એ ખાતામા નિયમિત કામ કરવાનુ હોય છે તેમને દરેક જાતનુ કામ શિખવવામા આવે છે બે વર્ષનો અભ્યાસક્રમ બરાબર આલેખેલો હોય છે, અને જ્યારે ઉપલા વર્ગમા કન્યા જાય છે ત્યારે અનુભવ દાખલ ચાર ઓરડી સબધી ગૃહકાર્ય વારાફરતી શિખવવામા આવે છે કોઈ પણ કન્યાને ગૃહકાર્યનો થોડો ઘણો અનુભવ આપ્યા સિવાય પ્રમાણપત્ર અપાતુ નથી હાટ માડવી, રસોઈ બનાવવી, ને પીરસવી, મેજ અને શયનગૃહના કપડાની સભાળ રાખવી, ગૃહમા સ્વચ્છતા રાખવી, અને તે સિવાય સારૂ ગૃહ રાખવાના આવશ્યક કામો ગૃહવિદ્યાના શિક્ષક શિખવે છે આ શિક્ષક પાકાચાર્ય પણ હોય છે, અને તેના હાથ નીચે રસોઈ સબધી પાઠો ઉપલા વર્ગની કન્યાઓ શિખે છે જ્યારે રસોઈમા નિપુણતા પ્રાપ્ત થાય છે ત્યારે તેવી કન્યાઓને અતિથિ વિશેષ ભાગે રસોઈ બનાવવાનુ કામ સોપે છે.

જ્યારે શાળાની મિલકતના એક સદસ્ય અને પ્રિય વહિવટ કરનાર ગૃહસ્થ અહીં પધાર્યા અને ત્યા જમવાની ઇચ્છા દર્શાવી ત્યાર તત્ નિસ

શાળાના ઇતિહાસમાં એક અતિ આનંદનો દિવસ મનાયો છે. આ જ સદ્‌ગૃહસ્થ વનમાંથી આવતાં તેમની સાથે ઉત્તમ પુષ્પો લઈ આવ્યા હતા, તેના વડે જ ભોજનમેજ શણગારવામાં આવ્યું. આવા સ્વાદિષ્ટ ભોજન જમનારા અતિથિ માટે યોગ્ય રસોઈ બનશે કે નહિ એવી શંકાવાળી કન્યાઓની ભ્રાંતિ, જ્યારે શાકભાજી અને છેવટના ફળો પીરસતાંની સાથે ઉપડી ગયાં ત્યારે જતી રહી. રોટલી અપૂર્વ ગણાઈ અને એકંદર રસોઈ અતિ સ્વાદિષ્ટ લેખાઈ. જો ભવિષ્યમાં આમાંની એકાદ વસ્તુ તે માયાળુ હૃદયને ભૂલી જશે તો દક્ષિણ બાજુ પોતાની દક્ષતા પણ ભૂલી જશે.

દિવસો કામ અને અભ્યાસમાં વહ્યા જાય છે. સાંજે ૭ વાગે વાળુ કર્યા પછી શિક્ષણાનુભવ શાળાની કન્યાઓ પોતાની ઓરડીમાં જાય છે અગર કાર્નેગી પુસ્તકાલયમાં અભ્યાસ માટે જાય છે. પ્રાથમિક વર્ગની કન્યાઓ પોતાના વર્ગમાં ભણવા જાય છે અને દિવસે પોતાનો ઉદ્યોગ શિખનારી કન્યાઓ રાત્રિશાળામાં બે કલાક અભ્યાસ કરી દિવસની શાળામાં ભણનારી કન્યાઓનો અર્ધો અભ્યાસ કરે છે. આથી તેમને શાળામાં વધારે વખત ગાળવો પડે છે. સાડા આઠના ઘંટે બધી કન્યાઓ હારબંધ ઉભી રહી દેવળમાં પ્રાર્થના માટે જાય છે.

એક જ જાતના પોશાકમાં દરેક કન્યા પોતાનું વ્યક્તિત્વ ભૂલી જાય છે, અને દેવળમાંથી રાત્રે પોતાની ઓરડીમાં આવે છે ત્યારે દિવસનું કામ અને અભ્યાસ પૂરા થયેલા હોય છે. પોતાના વર્ગમાંની પોતાની સ્થિતિ પ્રમાણે દરેક કન્યાની ચાલ હોય છે, અને તરતની આવેલી કન્યામાં અને અહીં થોડાં વર્ષ રહેલી કન્યામાં પ્રેક્ષકને સહેલાઈથી અંતર માલમ પડે છે.

શુક્રવારે પાછલા પહોરે ભાષણો, કન્યાઓની રમતગમત માટે મંડળીઓ, અગર મીજબાનીઓ માટે એક કલાક રાખેલો હોય છે. શનિવારે સાંજે કામ કરવું યા ન કરવું એ પોતપોતાની મરજીની વાત

છે. અંગકસરત, તરણ અને શિવણ માટે નક્કી કરેલો વખત બહુ આનંદથી ગાળવામાં આવે છે. રવિવારે સવારે અગીઆર વાગે દેવળમા કન્યાઓ જાય છે. રવિવારની શાળામાં એક વાગે જાય છે અને ભોજન પછી ત્રણથી ચાર વાગ્યા સુધીનો ૧ કલાક પોતાની ઓરડીમાં વાંચનમા શાંતિથી ગાળવો પડે છે. પછી મેદાનમા વાજાનુ જાહેર ગાનતાન થાય છે તેમાં બધી કન્યાઓ સાંભળવા આવે છે. તે વખતે કેટલીક કન્યાઓ ફરતી હોય છે, કેટલીક પાટલીઓ ઉપર બેસે છે પણ બધી કન્યાઓએ શ્વેત કમરપટા અને નીલ ઘાઘરો પહેરેલો હોય છે તેથી તે દશ્ય અતિ મનોહર લાગે છે.

આ પ્રમાણે દિવસો અને અઠવાડિયાં શાળાના નિર્દોષ આનદ અને શોકમાં, ઉત્સાહ અને નિરાશામાં વહી જાય છે. માસો અને ઋતુઓ આવે છે ને જાય છે અને ઘણી કન્યાઓ જાણતી નહીં હોય છતાં તેમના જીવનનું પ્રથમ અઠવાડિયું અહીં શરૂ થાય છે, અને સેંકડો યુવકો અને યુવતીઓ અત્રે પરસ્પર સંબંધમાં આવ્યા પછી પોતપોતાને ઘેર જાય છે. કેટલાક જનસમાજ માટે ઉપયોગી કામ કરનારાઓ થયા છે અને પોતાના જીવનવડે બીજાને આભારી બનાવે છે. ઘણા પોતાનું આદરેલું કાર્ય પૂરૂં કરવા પાછા આવશે પણ બધા અત્રેનો અક્ષયજ્ઞાન-પ્રકાશ સર્વત્ર ફેલાવશે. કેટલાકની બુદ્ધિ દશગણી હોય છે તો કેટલાકની પાંચગણી અને કોઈની એકગણી હોય છે. પણ બધા એ બુદ્ધિનો ઉપયોગ આ સંસારમાં સ્વર્ગનું રાજ્ય બનાવવામાં કરશે એવી અમારી આશા છે.

### પ્રકરણ ૫ મું

## હેમ્પટન સંસ્થાનો ટસ્કેજી સાથેનો સંબંધ

### (રૉબર્ટ આર મૉટન)

૧૯૦૩ ના મે માસમા હેમ્પટન સસ્થાના સ્થાપક અને ૨૫ વર્ષ સુધીના મુખ્ય અધ્યાપક જનરલ સેમ્યુઅલ ચેપમેન આર્મસ્ટ્રૉંગની ઉત્તરક્રિયા વખતે ડૉક્ટર વૉશિંગ્ટને પોતાના ભાષણમા જણાવ્યુ હતુ કે થોડા દિવસ પહેલા જ્યારે આ નાનામાના અરણ્યમા હુ ગાડીમા બેસી જતો હતો ત્યારે મે દૂરથી એક મોટો જાગતો ભડકો જોયો હુ જ્યારે તેની પાસે ગયો ત્યારે મે જાણ્યુ કે એ અગ્નિના પ્રકાશ વડે ૨૫ વર્ષ સુધીના પોતાના લાકડાની એક ઓરડીવાળા ગૃહને બદલે સુન્દર ચોકસાવાળુ ગૃહ એક કુટુમ્બના ઉદ્યોગી માણસો બનાવતા હતા એ અગ્નિ જનરલ આર્મસ્ટ્રૉંગે પ્રગટાવ્યો હતો એ અગ્નિપ્રકાશ ૨૫ વર્ષ સુધી હેમ્પટનમાંથી ટસ્કેજી તરફ અને ટસ્કેજીમાથી તે નિર્જન અરણ્યમાની નિર્જન જગ્યાએ વહેતો હતો એ પ્રકાશે ફળદાયક કામ કર્યું છે અને કર્યા કરશે

હેમ્પટન અને ટસ્કેજી સસ્થાનો સબધ પિતાપુત્રનો છે જેમ પિતા પોતાના પુત્રને શૈશવમાથી સક્રમણ કરી પૂર્ણ યુવાવસ્થા પ્રાપ્ત થયેલો જોઈ અને તેને અનેક કાર્યમા વિજયી નિવડેલો તથા ભવિષ્યમા વધારે મોટા અને દર રિ કાર્યોમા વિજયી નિવડશે એવી ખાત્રી આપતો જોઈ સગર્વ આનદ માને છે તેમ હેમ્પટન પણ ટસ્કેજીની પૂર્ણ યુવાવસ્થા જોઈ અતિ પ્રમોદિત થાય છે પુત્રને એક એવો દિવસ આ

નથી કે જ્યારે તે પોતાના કોઈ પણ કાર્યમા પિનાની શિખામણ અને આશિષ મેળવતો નથી અગર જો તો ઉપદેશ અને મદદ લેતો નથી

ટસ્કેજીની બાલ્યાવસ્થામા સ્વાભાવિક અને વાસ્તવિક રીતે ડૉક્ટર વૉશિંગ્ટન જરૂર પડે ત્યારે હેમ્પટન તરફ દૃષ્ટિ નાખતા અને તે વાત પોતે આત્મચરિત્રમા સુંદર રીતે પ્રતિપાદિત કરે છે. લાંબા કાળ સુધી વૉશિંગ્ટનને મદદ કરનારા સ્ત્રીપુરુષો હેમ્પટન સંસ્થાના માણસો હતા અને તેમની સખ્યા ૫૦ કરતાં વધારે હતી.

ટસ્કેજી સસ્થાના ઔદ્યોગિક ખાતાઓમા જો કે હેમ્પટન સંસ્થાના ઘણા પદવિધરો છે તો પણ કેવળ શાળાના વર્ગોમાં તો આખા દેશના ઉત્તમ વિદ્યાલયોમાંથી ૧૨ અગર તેથી વધારે પદવિધરો આવેલા છે. હેમ્પટનમા પણ તે જ પ્રમાણે છે.

આઠ દશ વર્ષ પૂર્વે આપણે 'ટસ્કેજી'ને નાની હેમ્પટન એ નામથી પણ ઓળખતા હતા પણ હવે ટસ્કેજીને 'નાની' કહી શકાય તેમ નથી તેમ 'મોટી હેમ્પટન સસ્થા' એ નામથી પણ ટસ્કેજીનું બરાબર સ્વરૂપ સમજાય તેમ રહ્યુ નથી.

ટસ્કેજી સંસ્થાની રચના હેમ્પટનના જેવી જ છે, અને તે જ પ્રમાણે એ સંસ્થા ચાલે છે. જો કે આ બન્ને ઔદ્યોગિક વિશ્વ-વિદ્યાલયોના ઉદ્દેશ અને ભાવ એક જ છે તો પણ બાહ્યસ્વરૂપ અને આંતરિક વ્યવસ્થામાં ભેદ છે. ખરેખરા અને વિસ્તૃત અર્થમાં સુધારાની અને ક્રિશ્ચિયન ધર્મની જીવત શક્તિઓ રૂપ સેંકડો યુવકો અને યુવતીઓ આ બન્ને સસ્થા દક્ષિણના અજ્ઞાનાન્ધકારમા ડુબી ગયેલા દેશોમા મોકલે છે. હેમ્પટન તો વિશેષમા પશ્ચિમ વિભાગમા પણ ત્યાંના શિક્ષિત યુવકવર્ગને મોકલે છે આથી રાષ્ટ્રના કેટલાક ગૂઢ પ્રશ્નોનો ઉકેલ પણ થઈ જાય છે.

સયોગ, પરિસ્થિતિ અને ભેદને લઈને બન્ને સસ્થાના વિકાસમા પણ ભેદ ઉદ્ભવ્યો છે. બન્ને સસ્થાના માણસો પણ જુદા છે. હેમ્પટન

સંસ્થાના વ્યવસ્થાપકો અને નિયામકો ગોરા લોક છે અને તેના શિક્ષકો ઉત્તર દેશના ઉત્તમ કુટુંબોમાંથી આવેલા છે. ટસ્કેજીનો સ્થાપક સીદી છે અને તેના શિક્ષકો અને અધિકારીઓ અમેરિકાના સીદી લોકોમાંથી આવેલા છે. હેમ્પટનના વિદ્યાર્થીઓ પણ અહીંના વિદ્યાર્થીઓથી જુદા છે. હેમ્પટનમાં અમેરિકાના અસલ રહેવાસીઓનો પણ સમાવેશ થાય છે. તે સીદીથી લક્ષણ, વિશેષગુણ, અને ચારિત્રમાં પણ જુદા છે તેમ ઉત્પત્તિ અને દેખાવમાં પણ જુદા છે. આ બાહ્ય ભેદો છે, અને તેને લીધે બન્ને સંસ્થાની આંતરિક વ્યવસ્થા તેમ ચારિત્રમાં પણ ભેદ અવશ્ય પડે છે.

બન્ને સંસ્થામાંથી એકેને આથી દોષારોપ થતો નથી, કારણ કે દરેક પોતપોતાના સ્થાને અપૂર્વ અને પૂર્ણ છે અને તેની વ્યવસ્થામાં જો પ્રતિભેદ જેવો ભેદ દાખલ કરવામાં આવે તો પરિણામ સારૂં આવે નહીં. હેમ્પટન એ હાલની કેળવણીમાં પ્રાચીન અંગ્રેજ લોકોના વિચારોનું ભવ્ય ચિત્ર છે, જ્યારે ટસ્કેજી સ્પષ્ટ રીતે પારમાર્થિક દષ્ટિએ સીદી લોકોનાં મહાન્ કૃત્યોનું ઉત્તમ પ્રતિપાદન કરનારી સંસ્થા છે, અને હાલમાં સ્વતંત્ર થએલા માણસોના છોકરાઓ કર્તવ્યદક્ષ થઈને ઉન્નતિ અને સુધારા કરી શકે છે તેમ પરસ્પર સ્નેહ અને મદદથી સીદી લોકો કામ કરી શકે છે તેનો એ પ્રત્યક્ષ પુરાવો છે. જ્યારે ટસ્કેજી સંસ્થા શરૂ થઈ ત્યારે ઘણા લોકોને શક હતો કે સીદી લોકો ઉદ્યોગમાં કે કેળવણી વિષયમાં એક થઈ શકશે કે નહીં, અત્યાર સુધી તેમનામાં સંપ માત્ર દેવળમાં અને ગુપ્ત સમાજોમાં હતો.

ભૌતિક સુધારામાં, વિદ્યાર્થીની ઉન્નતિ અને સુધરતી ભરતીમાં, ઉપયોગિતાની શક્તિઓ વધારવામાં, દેશની અને આખી દુનિયાની કેળવણી વિષયક પદ્ધતિઓ ઉપર સત્તા જમાવવામાં, ટસ્કેજીના સ્થાપક અને મુખ્ય શિક્ષકના લેખો અને ભાષણોથી સીદી લોકો માટે માન અને સહાનુભૂતિ દર્શાવવામાં, ટસ્કેજી સંસ્થા માટે આગમાં સારી આશા રાખનારાઓની આશાઓ કરતાં પણ તે ખરેખર આગળ વધી છે.

જનરલ આર્મસ્ટ્રૉંગના અભિમાથી ઘણા વર્ષ પૂર્વે સગગાવેલી ટસ્કેજીની મશાન દક્ષિણના હજારો ઘરો અને કુટુમ્બોમા પોતાનો પ્રકાશ ફેલાવી રહી છે અને હેમ્પટન સસ્થાની કીર્તિ અને ગર્વનું સ્થાન બની છે ને હેમ્પટનનું કાર્ય કરનાર સ્ત્રી-પુરૂષોને પ્રેરણા અને ઉત્સાહનુ સ્થાન બની છે.

હેમ્પટન સબધી એક શહેરમા મારા ભાષણના અતે મે ડાકટર ફ્રેરીના શબ્દોમા કહ્યું હતુ કે જો હેમ્પટને વૉશિંગ્ટન સિવાય બીજુ કશુ આપ્યુ ન હોત તો પણ તેનો ઈતિહાસ અમર થાત

'ન્યુ ઈંગ્લાડ'ની ખાનદાન કુટુબની એક સ્ત્રીએ, જ્યારે મે હેમ્પટનમાથી ટસ્કેજીની ઉત્પત્તિ થઈ છે એમ કહ્યુ ત્યારે મને ઉપકો લીધો હતો તેની તો ખાત્રીજ હતી કે તેથી ઉલટુ સાચુ હોવુ જોઈએ આથી વિશેષ પ્રશસા હેમ્પટન કે ટસ્કેજીને આપી શકાય તેમ નથી

હાલના કેટલાક વર્ષોથી વૉશિંગ્ટનની વાસ્તવિક લોકપ્રિયતા અને પ્રસિદ્ધિથી ટસ્કેજી હમ્હમેશ લોકપ્રિય થઈ રહી છે તેથી હેમ્પટનને કોઈ જાતનો ગેરલાભ નથી પણ ઉલટો સ્પષ્ટ લાભ એ છે કે સીદી લોકોનો મોટામા મોટો પુરુષ, અને મોટામા મોટી અત્યત રસિક અને ઉત્તમ વ્યવસ્થાવાળી સસ્થા, જે વિશિષ્ટ કેળવણી માટે હેમ્પટન સસ્થા ઉદ્ભવી છે તે જ કેળવણીના ઉત્તમ અને જગપ્રસિદ્ધ ફળો છે એમ લોકોને બતાવી આપવા હેમ્પટન સમર્થ થઈ છે

કેટલીક બાબતોમા ન્યાય પૂર્વગામી હેમ્પટન કરતા ટસ્કેજીની ખ્યાતિ વધારે હશે પણ ટસ્કેજીના અસ્તિત્વ વડે જ હેમ્પટનની ખ્યાતિ વધે છે અને લોકોનુ માન પણ તેના તરફ વિશેષ થાય છે

મુખ્ય શિક્ષક નુ વ્યક્તિત્વ બાદ કરીએ તો પણ ટસ્કેજી એની હાલની અભિવૃદ્ધિના સમયે આ યુગની એક અદ્ભુત વાત છે જેમને સ્વતત્ર થયાને એક પણ જમાનો પૂરો થયો નથી એવા બે હજાર સીદી લોકોને, તેમની જ જાતના ૧૦૦ માણસો ત્યા કેળવે છે અને

શિક્ષણ આપે છે. ૨૦૦૦ સીદી લોકોને અહિં ઔદ્યોગિક, નૈતિક અને માનસિક કેળવણી આપવામાં આવે છે, સર્વસાધનસંપન્ન, ૧૦ મોટાં મકાન અને સારી સુંદર જમીનવાળું ઔદ્યોગિક વિશ્વવિદ્યાલય, ઉદ્યોગોના અવાજ અને ઘોંઘાટથી પ્રતિદિનિત થઈ રહે છે. ઉદ્યોગો વિજ્ઞાનશાસ્ત્રાનુસાર અને પ્રયોગો સાથે મનુષ્યજાતની હલકામાં હલકી ગણાતી જાતિથી શિખવવામાં આવે છે. ઘણા શુભચિંતકો માનતા હતા કે સીદી લોકો આવા પ્રકારના સુધારા માટે નાલાયક છે અને આર્ય પ્રજાની અંગત દેખરેખ સિવાય કોઈ પણ મોટા કાર્યમાં બેગા થઈ વિજય મેળવી શકે નહિ. આવી અનેક કલ્પનાઓ આ સંસ્થાએ ખોટી પાડી છે. પોતાના સ્વાતંત્ર્યની ટુંક મુદતમાં આ એક મહાભારત કામ સીદી લોકોએ કર્યું કહેવાય.

હેમ્પટન જે કે ટસ્કેજી કરતાં ૧૨ વર્ષ મોટી છે, ઔદ્યોગિક કેળવણીની અગ્રેસર છે, ટસ્કેજી સંસ્થા જેટલી જ સાધનસંપન્ન છે, વ્યવસ્થા પણ તેટલી જ ઉત્તમ છે, જે પ્રજા માટે તેનો કાર્યારંભ છે તે પ્રજાની ઉન્નતિ પણ તેટલી જ કરી છે, હાલની કેળવણીમાં તેટલું જ ઉપયોગી સ્થાન ધરાવે છે તો પણ ટસ્કેજી જેટલી ચિત્તરંજક કે વિસ્મયકર નથી. કારણ કે આર્યભાવના અને આર્યબુદ્ધિનું તે પરિણામ છે. હજારો વર્ષ થયાં નવા વિચારો, નૂતન પદ્ધતિઓ, નવીન શોધો, અને નવી ઘટનાઓ અને સંસ્થાઓ ગોરી પ્રજામાં પ્રસિદ્ધ થઈ રહી છે. જનરલ આર્મસ્ટ્રૉંગનાં ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ ખરેખર આશ્ચર્યકારક હતાં અને તે જ પ્રમાણે તેમના ઉત્તરાધિકારી ડૉ. એચ. બી. ફ્રીઝલમાં પણ છે. જનરલ આર્મસ્ટ્રૉંગને પસંદ પડે તેવી રીતે ડૉ. ફ્રીઝલની દેખરેખ નીચે આ સંસ્થા શક્તિ અને ઉપયોગિતામાં વધી છે. પણ જો હેમ્પટન કોઈ સીદીથી સ્થાપિત થઈ હોત, અને આટલી જાહોજલાલી ભોગવતી હોત અને તેનું અધિષ્ઠાતૃ બળ જો આફ્રિકાનું હોત તો ખરેખર એ સંસ્થા અતિ મનોહર અને અદ્ભુત ગણાત. સારાંશ એ છે કે ગોરી પ્રજાને અનેક યુગોના અનુભવનો લાભ છે. તે પ્રજા

બીજી પ્રજા માટે પ્રમાણભૂત ગણાય છે જે પ્રજાના રાજ્યમાં અને સુધારામાં સીદી લોકો ભાગ લેતા હોય તેવી પ્રજા ઉપર તેમના રુદાન મર્યાનું શું પરિણામ આવ્યું તે ઉપરથી તેમની કિંમત આંકવી જોઇએ

હેમ્પટન કરતા ટસ્કેજી ઔદ્યોગિક કેળવણીની પ્રતિનિધિ તરીકે વધારે આગળ પડે છે, અને તે સબબે તેના ઉપર ટીકાઓ પણ ઘણી થઇ છે કારણ કે પોતાની જાતિમાં આવી કેળવણી માટે સીદી લોકોનીજ પ્રથમ વિશેષ હોવાથી તેના વિરૂદ્ધ પ્રથમનો વિરોધ કરવામાં આવ્યો છે બન્ને વર્ણના કેટલાક લોકો હેમ્પટન અને ટસ્કેજીની કેળવણી વિષયક પદ્ધતિના વિરોધી નથી જ્યારે આ બે સંસ્થાની અને તેવીજ બીજી સંસ્થાઓની વધતી જતી સત્તા અને ઉપયોગિતાને લીધે ગાઢ રીતથી માને છે કે એ વાત તો સંપૂર્ણપણે સિદ્ધ થઇ કે સીદી લોકોને માત્ર અલગત સંમિશ્રિત ઔદ્યોગિક કેળવણીની જરૂર છે અને તેટલી જ તેમની યોગ્યતા [illegible] સંમિશ્રિત કેળવણીમાં કેવી રીત પ્રમાણે કામ કરનાર સુતાર વગેરે માણસોનો સમાવેશ થાય છે તે લોકોના કામમાં ઘોરણ આગળ પદ્ધતિ હોતી નથી પણ માત્ર ઉપયોગીયા અનુભવથી તે કામ કરે છે તેમને તેમના કામ હેઠળ રહેના વિજ્ઞાનશાસ્ત્રના નિયમોનુ જ્ઞાન હોતુ નથી અને તેમનુ ગણિતશાસ્ત્રનું જ્ઞાન કપાસના કે અનાજના જ ગાંસડીની હારોના અંતરથી મર્યાદિત થએલું હોય છે

આ દેશના માણસોમાં આવા વિચારો સ્થિર રહ્યા—જો બનવું અસંભવિત છે—એ ભવિષ્યમાં અમારા લોકોને ઘણા જમાના સુધી અનર્થભરેલું ગણાય અને અમારા લોકોના હાલના રાજ્યસંધારણ અનુસાર પ્રાપ્ત થએલા નાગરિક તરીકેના તથા રાજકીય હક્કો છીનવી લેવાનું કામ હાલના કરતા વધારે સરળ થાય ખરેખર એમ થાય તો હેમ્પટન અને ટસ્કેજી સંસ્થાઓ જે ઉદ્દેશો માટે અત્યાર સુધી ફતેહમંદ રીતે મહેનત કરી રહી છે તે ઉંધા વળી જાય

જેમને આ બે સંસ્થાના અભ્યાસક્રમનો પરિચય છે તેઓ આવો પ્રશ્ન કદી કરશે નહિ. અર્થશાસ્ત્રીય ઉપયોગિતાને બાજુએ મૂકીએ તો પણ ઔદ્યોગિક કેળવણીની જેવી કિંમત જનરલ આર્મસ્ટ્રોંગને જણાઈ હતી તેવી ઘણા થોડા જ માણસોને જણાઈ હશે. તેણે અત્યાર સુધી અજ્ઞાત એવા જુદા જ પાયા ઉપર સંસ્થા સ્થાપી છે અને વ્યવહારૂ કેળવણી, ઔદ્યોગિક કેળવણી અને સ્વાશ્રય દ્વારા ચારિત્ર ઘડવાનો પાયો નાંખ્યો છે.

હેમ્પટને તેના ૩૬ વર્ષના ઇતિહાસમાં ૧૨૦૦ પદવીધરો અને ૫૦૦૦ બીન પદવીધરો જગતને આપ્યા છે. તેમાંના ઘણાએ પોતાને મળેલા પ્રકાશ વડે દક્ષિણના સીદી લોકોમાં અને પશ્ચિમના અસલ રહેવાસીઓમાં બીજી નાની મોટી ઘણી હેમ્પટનો સ્થાપી છે. હેમ્પટનની અને સામાન્યતઃ સર્વ સંસ્થાની ફત્તેહ તેના વિદ્યાર્થીની વિદ્વત્તાથી અંકાતી નથી પણ વિદ્યાર્થીઓએ કરેલાં મોટાં કામોથી અંકાય છે. હેમ્પટન મગરૂર થાય છે અને મગરૂર થવાને સબળ કારણ એ છે કે તેના વિદ્યાર્થીઓ જે તત્ત્વો અને જે પરંપરાથી ચાલી આવેલી આખ્યાયિકાઓ શિખેલા હોય છે તે જ તત્ત્વો અને આખ્યાયિકાઓ પ્રમાણે બીજી સંસ્થાઓ ચલાવે છે. હેમ્પટન ટસ્કેજીને લીધે મગરૂર થાય છે કારણ કે જીવનના સાચા સુધારાના ખરા પ્રકાશનો તેણે અનેક કુટુંબોમાં ફેલાવો કર્યો છે. જે પ્રેરણા અને જે ઉત્સાહ હેમ્પટનના દૂરદર્શી સ્થાપકે જોયાં હતાં તે જ પ્રેરણા અને તે જ ઉત્સાહન અતિ સુંદર અને સંપૂર્ણ રીતે ટસ્કેજીએ સિદ્ધ કર્યાં છે.

આ બે સંસ્થાનો પરસ્પર સંબંધ તેમના સ્થાપકોના સ્વમુખના શબ્દો કરતાં બીજા કોઈ પ્રકારે સારી રીતે વર્ણવી શકાશે નહીં. ટસ્કેજીની એક વાર મુલાકાત લીધા પછી જનરલ આર્મસ્ટ્રોંગે કહ્યું હતું કે "ટસ્કેજી સંસ્થા એ અતિ આશ્ચર્યકારક કામ છે, અને વોશિંગ્ટન અતિ અદ્ભૂત માણસ છે. તેણે મસ્તક, હસ્ત અને હૃદય અને

અને સંપૂર્ણ રીતે કેળવવાનો સંકલ્પ ફળીભૂત કર્યો છે આ સંસ્થા હેમ્પટનને બહુ રીતે મળતી આવે છે, અને તે સામ્ય ગમે તે માણસને દેખાઈ આવે તેમ છે પણ તેમાં તેણે ઘણા સુધારા કર્યા છે. એ સંસ્થા કાંઈ હેમ્પટનનું કેવળ અનુકરણ નથી. હેમ્પટનનો સંકલ્પ આલાબામાના સીદી લોકોને અનુકૂળ આવે એવી ફળદાયક રીતે તે પાર પડ્યો છે" મારા લેખના અગ્ર ભાગમાં આર્મસ્ટ્રોંગની ઉત્તર ક્રિયા વખતે વોશિંગ્ટનના ભાષણમાંથી ઉતારો આપ્યો છે તે જ ભાષણના શબ્દોમાં વૉશિંગ્ટને કહ્યું હતું કે 'તેની કબર ઉપર તેની ટસ્કેજી સંસ્થાના કાર્યરૂપી ગુલાબનું પુષ્પ હું મૂકું છું."

હેમ્પટન અને ટસ્કેજી બન્ને એકજ ઉદ્દેશ માટે એકજ પદ્ધતિએ કામ કરી રહી છે તેમનો સંબંધ ઘણો ગાઢો છે, પરસ્પર આશ્રય આપે છે અને લે છે, એકબીજાના ગુણદોષનું વિનાસંકોચે વિવેચન કરે છે અને સલાહ આપે છે અને લે છે. દરેકને એકબીજાની ફતેહથી લાભ થાય છે અને બન્ને, જે જીવનહેતુ માટે આખી સૃષ્ટિનો વ્યાપાર ચાલી રહ્યો છે તે હેતુને પહોંચવા કામ કરી રહી છે.

પ્રકરણ ૧૯ મું

## એક મહાવિદ્યાલયના મુખ્ય અધિકારીની આત્મકથા

### ( આઈઝેક ફીશર )

**પેરીની** વાડીમાં હું સને ૧૮૭૭ના જાન્યુઆરી માસની ૧૮ મી તારીખે જન્મ્યો હતો. હું મારા માબાપનો ૧૬ મો અને છેલ્લો પુત્ર હતો. મારી બાલ્યાવસ્થામાં ખાસ જાણવાજોગ બનાવો બન્યા નથી. માત્ર ૧૮૮૨ માં મીસીસીપી નદીનું માટીનું બાંધકામ ભાંગી જવાથી અમારે રંગા કારખાનામાં ૭ માસ સુધી રહેવું પડ્યું હતું. ત્યાં અમારું ભરણપોષણ સંયુક્ત સરકાર તરફથી થતું હતું. ત્યાર પછી એ નદી પાસે ફરી નહીં રહેવાનો મેં નિશ્ચય કર્યો છે. બીજો બનાવ સને ૧૮૮૦ માં મારી માતાના સ્વર્ગવાસનો છે.

સને ૧૮૮૬ સુધી કપાસનાં ક્ષેત્રોમાં કામ કરતા અન્ય સીદીના બાળકો જેવી જ મારી સ્થિતિ હતી. ક્ષેત્રજીવનની મજુરીનો ભાર અનુભવવા જેવી મારી ઉમ્મર નહોતી તો પણ સીદી કુટુંબોના સંકુચિત અને અધમ જીવનનો સારો અનુભવ મને થયો હતો. તેથી ક્ષેત્ર અને તેની આજુબાજુની પરિસ્થિતિને હું આ લોકનું સાક્ષાત નરક માનતો હતો. પરંતુ મારા બાલ્યાવસ્થાના ગ્રામ્યજીવન સંબંધી વિચારો ત્યાંના અધમ જીવનના કારણોના જ્ઞાન પછી બદલાયા છે અને કુદરતી લીલા

પ્રત્યક્ષ જોવાના પ્રસગો આપનાર ગ્રામજીવનને શહેરના સ્વાર્થી અને વૈરાગભરેલા જીવન કરતા હુ વધારે પસદ કરુ છુ

મારી માતાના સ્વર્ગવાસ પછી ક્ષેત્ર છોડીને શહેરમા રહેવાનો મારો માર્ગ સરળ થયો તેથી હુ મારી બ્હેનને ત્યા વીક્સબર્ગમા રહેવા ગયો શાળામા અભ્યાસ કરવાની મને તીવ્ર ઈચ્છા હતી એ વર્ષ સુધી મારા વતની પાસેની ગ્રામ્ય શાળામા મે અભ્યાસ કર્યો હતો પણ વીક્સબર્ગમા માત્ર એક વર્ષ સુધી જ હું શાળામા ગયો, ત્યાર પછી એક ભડીઆરાને ત્યા કામ કરવા ગયો થોડા સમય પછી શહેરમા ખાનગી નોકરી કરવા માડી જ્યારે હું ભડીઆરાને ત્યા નોકરી કરતો હતો ત્યારે વર્તમાનપત્રો અને જે મળે તે પુસ્તકો વાચવાનો મને બહુ શોખ હતો પણ ઉપરની બન્ને જગાએ મારે સતત કામ કરવુ પડતુ હતુ અને મને વાચવા માટે સમય ઘણો અલ્પ મળતો

છેવટે 'ડબલ્યુ એચ જોન્સ એન્ડ બ્રધર્સ' નામની ગાધીની દુકાને હુ ગયો અહિં મારા કામથી અને શેઠની સજ્જનતાથી મારા જીવનમા ઘણો ફેરફાર થયો, કારણ કે અહિંના કામમા બુદ્ધિનો ઉપયોગ કરવાનો હતો મને અહિં અભ્યાસ કરવાનો થોડો અવકાશ હતો જ્યારે શેઠે જાણ્યુ કે મને વર્તમાનપત્રો માસિકો અને વૈદ્યકીય પત્રો વાચવાનો શોખ છે ત્યારે તેમણે પોતાની દુકાનમા તેમનો ખપ નહોતો છતા મારે માટે મગાવી આપ્યા જ્યારે જ્યારે હુ વીક્સબર્ગનુ નામ લઉ છુ ત્યારે ત્યારે ડબલ્યુ એચ જોન્સનુ નામ ખાસ કરીને સ્મરણમા લઉ છુ જોન્સ માત્ર વિચારશીલ અને માયાળુ શેઠ જ નહોતો પણ ગોરો માણસ કાળા માણસના ભવિષ્યમા રસ લે છે એ વાત હુ એના કાર્યોમાથી શિખ્યો અત્યાર પહેલા ગમે તેટલી દલીલોથી જે વાત હુ માની શકતો નહીં તે હુ તેના વર્તનથી માની શક્યો

ટસ્કેજી સસ્થામા ગમે તે સીદીનો છોકરો પોતાની જાતમહેનતથી શિક્ષણ ખર્ચ કાઢી શકે છે એવી મને ખબર મળી સાભળતાની

સાથે જ મેં તેમ કરવાનો નિશ્ચય કર્યો. મેં વેર્નિંટનને પત્ર લખી એ વાત ખરી છે કે કેમ તે પૂછ્યું. તેમનો જવાબ હકારમાં આવ્યો. સપ્ટેમ્બર માસમાં શાળા ઉઘડવાની હતી. મેં ઓગસ્ટ માસના મધ્ય ભાગમાં શાળા ઉઘડતા પહેલાં જ જવાનું નક્કી કર્યું. તે વખતે હું નાનો હતો અને સાત ચોપડી પહોંચી રહ્યો હતો. પણ મારે ત્યાં જવા માટે પૈસા ભેગા કરવા મેં એ જાતનું ભારણ કર્યું. મારા ભાઈની અમર જોઈએ તેવી થઈ કે નહીં તે હું કહી શકતો નહીં. પરંતુ ટસ્કેજી જવા પૂરતું ભાડું મને મળ્યું અને નીગ્રોવર્ગના મેથાડીસ્ટ સંપ્રદાયના દેવળના ધર્મગુરુએ તે દેવળના ખર્ચે મને એક શિષ્યવૃત્તિ આપવાની ઈચ્છા દર્શાવી. આવી મોટી બક્ષીસ લઈને અમુક સંપ્રદાય માટે જીવનને બંધનમાં નાખવું મને ઉચિત લાગ્યું નહીં. તેથી મેં તે સ્વીકારવાની ના પાડી. પણ ત્યાર પછી એ દેવળ માટે મને બહુ સારી લાગણી થઈ છે.

મોન્ટગોમેરીની વખારમાં મેં વેરિંગ્ટનના પ્રથમ દર્શન કર્યાં. ત્યાં હું અને મારો મિત્ર ટસ્કેજીની ગાડીમાં બેસવા માટે ઉતર્યા હતા, અને આગગાડીના સ્ટેશન ઉપર વિશ્રાંતિગૃહમાં બેઠા હતા. ત્યાં બે સદ્‌ગૃહસ્થો આવ્યા. તેમાંનો એક સુંદર આકૃતિ અને મધુર ભાષણવાળો જણાતો હતો. બીજા માણસે અમને પૂછ્યું કે તમે ક્યાં જાઓ છો? અમે ટસ્કેજી જઈએ છીએ એવું જ્યારે અમે કહ્યું ત્યારે તેણે જણાવ્યું કે ટસ્કેજી તો બહુ ખરાબ જગ્યા છે, ત્યાં વિદ્યાર્થીઓને બહુ સખ્ત કામ કરવું પડે છે, અને ખોરાક પણ મહા સાદો અને હલકો હોય છે. મને તો લાગે છે કે ત્રણ માસ પણ તમે ત્યાં રહી શકશો નહીં. અમે તેને જણાવ્યું કે સખ્ત કામની અમને બ્હીક નથી અને અમે તો અમારો અભ્યાસ પૂરો કરવા ઈચ્છા રાખીએ છીએ. પછી તે ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી પેલો સુંદર આકૃતિવાળો માણસ આવ્યો અને તેને અમે પાછળથી ટસ્કેજીના ખજાનચી તરીકે ઓળખ્યો. તેણે અમને

કહ્યુ કે જેની સાથે તમે વાત કરતા હતા તેજ ટસ્કેજીના મુખ્ય શિક્ષક છે

ટસ્કેજી સસ્થામા આવ્યા પછી બહારની મદદની સિનકુલ આશા સિવાય પોતાની જાતમહેનત ઉપર આધાર રાખી વગર પૈસે શાળામા શી રીતે રહેવાય તેનો મને સપૂર્ણ અનુભવ થયો ઔદ્યોગિક ખાતાના અધિકારી જોન. એચ વાશિંગ્ટન, વોશિંગ્ટનના ભાઇ, વિદ્યાર્થીઓમા 'વૃદ્ધ જોન' તરીકે ઓળખાતા પોતાની કેળવણી માટે મહેનત કરનાર વિદ્યાર્થીઓની તે સખ્ત કસોટી કરતા અને માત્ર ઉત્તમોત્તમ વિદ્યાર્થીઓ જ તેમા ટકી રહેતા શીલાડેલફીયાની એક દક્ષ સ્ત્રીવૈદ્યની નીચે મારે કામ કરવાનુ હતુ જ્યારે તેણે માસિક નિવેદન કર્યું ત્યારે મને ખાસ કરીને સાભરે છે કે આરોગ્યખાતાના આઈઝેક ફીશરના નામે ૧૨–૫૦ ડોલર જમા છે એમ જણાવ્યુ હતુ દરરોજ સવારે મારે ૬૦૦ વિદ્યાર્થીઓમા કોઈ માદુ છે કે કેમ તે જોવા જવાનું, જે માદા હોય તેને દવાખાનામા લઈ જવાનુ એવા દરેક દરદીની ચાર ખાતામા ખબર આપવાનુ, દવાખાનામા પથારીવશ થયેલાને ખાવાનુ પહોચાડવાનુ, તેમને જોઈતી ચીજ આણી આપવાનું, તેમની ઓરડીઓમા ગરમી રાખવાનુ વગેરે અનેક કામો મારે કરવાના હતા પરતુ અહીં બધા કામો ગણવા બેસુ તો પાર આવે નહીં આટલા બધા કામો દિવસે કર્યા પછી રાત્રિશાળામા હું બે કલાક અભ્યાસ કરતો

કોઈ પણ ઉદ્યોગ શિખવાની ઇચ્છાથી આવતા વર્ષે છાપકામ ખાતામા દાખલ થવાની મે પરવાનગી માગી હુ ઉન્હાળામા શાળા છોડી બીજી જગ્યાએ જાઉ નહીં અને નવા વર્ષની શરૂઆત સુધી ત્યા રહી કામ શિખુ એવી શરતે મને પરવાનગી આપી તેથી બીજા વર્ષના પ્રારભમા મે તે ખાતામ ઉમેદવારી કરવા માડી તે વર્ષે મારે જોડા અને કપડાની હાડમારી વેઠવી પડી હતી આ વાત વોશિંગ્ટનના પત્નીની નજરમા આવી અમારા જેવા વિદ્યાર્થીઓ માટે ઉત્તર અમેરિકામાથી

ઉતરેલા જોડા અને કપડા આવ્યા હતા તેમાથી તેણે મને આપ્યાં  તે વર્ષની આખરે મારી તબીયત એવી નરમ થઈ ગઈ હતી કે વૈદે મને તે ખાતામાથી લઈ લેવાની સલામણ કરી મે જ્યારે એનીવાડીખાતામા જવાની માગણી કરી ત્યારે જ્યોન વોશિંગ્ટનને બહુ નવાઈ લાગી પરંતુ શાળાના ક્ષેત્રોમા મારા કામથી તેમની ખાત્રી થઈ કે જે ખાતામા હુ જાઉં છુ ત્યા કામ કરી શકુ છુ

આ જ વર્ષે ઉન્હાળામા હુ વોશિંગ્ટનનુ ધ્યાન મારા તરફ ખેંચી શક્યો  મે સાપ્તાહિક પ્રાર્થનાના  અંતે પેની પાદરી આગળ કર્નલ રોબર્ટ જી ઈન્ગરસૅાલના અજ્ઞાનવાદ સબધી થોડી ચર્ચા વોશિંગ્ટનની સમક્ષ કરી હતી બીજે દિવસે તેમણે મને બોલાવી મારી ઉમ્મર અને વર્ગ સબધી પ્રશ્ન પૂછ્યા અને પ્રાર્થના સમયે મે જે ચર્ચા કરી હતી તે સબધમા થોડા પ્રિયવચનો કહ્યા,  અને મારી મૈત્રી કરવા શરતી વચન આપ્યુ મારી અતિ  અયોગ્યતા હોવા  છતા તે વચન  તેમણે ઉદાર રીતે પાળ્યુ છે બીજા વર્ષના અંતે કામ કરી અભ્યાસ કરનાર વિદ્યાર્થી તરીકેની મારી અગવડી હકીકતે દૂર થઈ હતી

ત્રીજા વર્ષે હુ દિવસની શાળામા દાખલ થયો  દર અઠવાડિયે એક દિવસ અને દર બીજા શનિવારે હુ  કામ  કરતો અને  બાકીના દિવસોએ  શાળામા ભણતો. શાળામા દરેક વિદ્યાર્થીએ કામ કરી પૈસા મેળવવાનુ  યોગ્ય ફરજીઆત કર્યુ હતુ પણ  અમુક રકમથી વિશેષ કમાવુ નહીં  એવી મર્યાદા બાધી નહોતી  તેથી ઘણા નાના કામો કરી અને તેટલુ કમાવાનો મે નિશ્ચય કર્યો હુ દર માસ ડોલર ૨૦ કમાતો અને શાળામા અભ્યાસ પણ કરતો. સામાન્યત અન્ય વિદ્યાર્થીઓ પાચ કે છ ડોલર કમાઈ શકતા  એક વખતે મહિનામા હુ આઠ દિવસ ખેતરમા કામ કરતો, શાળા સબધી હકીકત ગોદી લોકોના ૧૨૭ વર્તમાનપત્રોમા મોકલતો, એક  પ્રયોગશાળા સાફ કરતો, એ પ્રકારના વાદ્યમડળમા  વાદ્ય વગાડતો, શાળાની સેનાનું બ્યુગલ વગાડતો અને

ગત્રિશાળામા બે વર્ગોને ભણાવવાનો હતો આ દરેક કામ બદલ મને પગાર મળતો જો કે આના અને શ્રમોને લીધે પદવી મેળવ્યા પછી મારી તબીયતને ઘણી માઠી અસર થઈ છે છતા મારા ધાર્યા પ્રમાણે મે અભ્યાસ પૂરો કર્યો

ચોથા વર્ષમા મે ર૧) ડોલરનુ દ્વિતિય ઇનામ મેળવ્યુ તે પછીના વર્ષમા લોગરીદમનુ ઇનામ મેળવ્યુ અને મારા સહાધ્યાયીઓના ચરિતવચન મેળવી સને ૧૮૯૮ મા પદવીધર થઈ મે શાળા છોડી મને તરત જ ટસ્કેજી શાળામા મોકલ્યો ત્યા મારે ટસ્કેજી સસ્થા પ્રમાણે ખેડુતોની સસ્થાઓની યોજના ઘડવાની હતી અને શિક્ષક તરીકે કામ કરવાનુ હતુ એ પ્રમાણે એક વર્ષ કામ કર્યા પછી વોશિંગ્ટને મને ઉત્તર વિભાગના ટસ્કેજી સસ્થાના ધનાધિકારીના મદદનીશ તરીકે કામ સોપ્યુ મે તે સ્વીકાર્યુ, અને 'ન્યુ ઇગ્લાડ'મા એ વર્ષ રહ્યો ત્યાના લોકોને ટસ્કેજી સસ્થામા રસ લેતા કર્યા મારી માગણી પ્રમાણે ઉત્તરમાથી મને દક્ષિણમા મોકલ્યો ત્યા જતા પહેલા ટસ્કેજીની એક કન્યા-કુમારી સેલી મેમકેન સાથે મે લગ્ન કર્યાં

થોડા માસ પછી મોન્ટગોમેરીની 'સ્વેન' સાર્વજનિક શાળા માટે અધ્યયનકાળની અધવચમા મુખ્ય શિક્ષકની જરૂર પડી વોશિંગ્ટને મારૂ નામ આપ્યુ અને મારી પસદગી થઈ અધ્યયનકાળની સમાપ્તિ થઈ એટલે ન્યુયોર્કમા સાર્વજનિક શાળાઓની શિક્ષણપદ્ધતિનો મે અભ્યાસ કરવા માડ્યો હુ ન્યુયોર્કમા હતો ત્યા મારી બીજા વર્ષે પણ તે જગ્યા માટે પસદગી થઈ અને તેની ખબર મને ત્યા જ મળી થોડા કાળ પછી આર્કેનસી વિશ્વવિદ્યાલયના મત્રીનો પત્ર મને મળ્યો અને તેમા જણાવ્યુ હતુ કે મારી પસદગી તે રાજ્યના શિક્ષણાનુભવ મહાવિદ્યાલયના મુખ્ય અધ્યાપક તરીકે થઈ છે તે જગ્યા માટે મારી માગણી નહોતી પણ તેમા જનસમાજને વધારે ઉપયોગી થઈ શકીશ એ વિચારથી મારા ૨૫ મા વર્ષે તે જગ્યા નોકરી અને હમણા ત્રીજા વર્ષે

માટે મારી પુન પસદગી થઈ છે આ મહાવિદ્યાલય ૧૮૭૫મા સ્થપાયુ હતું અને તેની પાસે આજે ૧,૦૦,૦૦૦ ડૉલરની મિ ન્ન છે

મારી બેઠક પાસે ટસ્કેગીના મુખ્ય શિક્ષકની છબી ગખી છે અને તે મસ્થાના વિચારો મારી બેઠકમા ઓતપ્રોત થએલા છે પણ તે મ્થાય દૂર થાય પરતુ માગ સ્મૃતિપટમા અને માગ હૃદયના ગૂઢ ભાગોમા મે બે મૂર્તિઓ કોતરી ગખી છે અને તે બે મૂર્તિ તે માગી ટસ્કેગીની અને બીજી હામ્ટ ની વોર્શિગ્ટનની છે તેઓ ઈશ્વર અને માબાપની પેઠે માગ જીવનના નિરતા અને માર્ગદર્શક છે

## પ્રકરણ બીજું

# એક મુખ્ય શિક્ષકની આત્મકથા

## ( વીલીઅમ એસ. હોલ્ટઝ કલો )

આલાબામામા રેન્ડોલ્ફ પરગણાના રોનોક નામના નાના ગામની પાસે મારો જન્મ થયો હતો જે ગૃહમા મને પ્રથમ સૂર્યપ્રકાશના દર્શન થયા, અગર જે ગૃહના બાકામાથી મે સૂર્યપ્રકાશની ઝાખી કરી, તે ગૃહ "૧૦ "x ૧૦ " ફૂટની એક લાકડાની ઓરડી રૂપે હતુ તેમા બિલકુલ બારી હતી નહીં મારા પૂર્વજો કોણ હતા તે મને ખબર નથી માત્ર હુ એટલુ જાણુ છુ કે મારી મા તેની માતાના શેઠની છોકરી હતી તે ગુલામગીરીના દિવસોમા જન્મી હતી અને ઇ સ ૧૮૬૪ સુધી પોતે તેના ઓરમાન ભાઈની ગુલામ હતી તેનો જન્મ જ્યોર્જીઆ રાજ્યમા થયો હતો મારા પિતાનો જન્મ એલ્બર્ટ પરગણામ થયો હતો તેમને તેમના પિતા સબધી બિલકુલ જ્ઞાન નહેતુ પણ તેમને તેમની માતા અને અગીઆર ભાઈઓની સ્મૃતિ હતી મારા પિતા સાથે લગ્ન કરતા પહેલા મારી માએ બે વાર લગ્ન કર્યા હતા પહેલવહેલુ લગ્ન તેણે ૧૫ વર્ષની વયે કર્યુ હતુ મારી માના ૧૫ બાળકોમા હુ પાચમો છુ, અને મારા પિતાનો જ્યેષ્ઠ પુત્ર છુ મારા માતપિતા લખી વાંચી શકતા નહોતા મારી માતા બાઈબલના કેટલાક પૃષ્ઠોમાના કેટલાક શબ્દો અક્ષર વાચી ઉકેલી શકતી હતી

મારી બાલ્યાવસ્થા એનગ્મા વ્યતીત થઈ હું ચાર વર્ષનો થયો ત્યારે મારા જેવું કામ મને મે નામા આવ્યુ હુ એક આધળા અને બહેરા ખચ્ચર ઉપર સ્વારી કરતો, અને મારો ભાઈ તેને હાંકતો હતો પાછળથી ખચ્ચર પોતાને મારશે એવી તેને બિલકુલ ધાસ્તી નહોતી અમે એક ગોરા માણસ માટે ½ પાક લઈ કામ કરતા હતા મુડી, જમીન અને બી તે આપતો હતો અને અમે મહેનત કરતા હતા અમારો શેઠ ગમડાના તે મોસમ પ્રમાણે ૧૫ થી ૧૦૦ ટકા પ્રમાણે અમને પૈસા ધીરતો તે દર વર્ષે વધારે શ્રીમત થતો હતો, અને અમે પ્રતિવર્ષે વધારે ને વધારે ગરીબ થતા હતા હુ ૫૬૨ વર્ષનો થયો તે પહેલા આ બાબતનો અન્યાય મને સ્વાભાવિક રીતે માલમ પડ્યો હતો જ્યારે પાક વહેચી લેવામા આવતો, ત્યારે અમને એક ભાગ મળતો, અને ત્રણ ભાગ તે લેતો, છતા ૩ મધુ તેના ભાગમા જતુ અમારા ભાગમા રૂની એક પણ ગાસડી કદી આવતી નહીં

અમારે માટે તે બહુ દુખના દિવસ હતા, કારણ કે તે વખતે રાજ્યની પુનર્રચના થતી હતી અને અમારા લોકોને સ્વતન નહીં થવા દેવા માટે અમેરિકાના દક્ષિણ રાજ્યોમા એક ગુપ્ત મડળી સ્થપાયુ હતુ આવા સજોગોમા મારા તરૂણ અને બિન-અનુભવી પિતાએ ૭ માણસના કુટુંબનો ભાર માથે લીધો હતો, તેથી તે વખતની અમારી સ્થિતિનો ચીતાર ધ્યાનમા લેવા જેવો છે મને હજી યાદ છે કે ઘણા દિવસો મે કડાકા કરી નાખ્યા હતા, અને ભૂખે હુ કેવળ ગાંડો બની જતો હતો મારા માબાપ ઓછ મજુરી રોજની મોડા રાત્રે આવતા, છતા તેમનું હૃદય નરમ રહેતુ કારણ કે તે અમારુ ભરણપોષણ કરવા અસમર્થ હતાં તે જે ઘર લાવતા તે વડે અમને જીવતા રાખતા હુ સવારમા ઉઠતો તે પહેલા તો તે પોતાની ખૂબ માટે કયાનાયે ચાલી નીકળતા

ભૂખ અમને ઘણી વાર ગાડા બનાવી મૂકતી મને અને મારા ભાઈને એક દિવસે એક ગોરા માણસના ઘરના ઉચ્છિષ્ટ ટુકડા આપવામા આવ્યા, અને અમે તે ખાતા હતા તેવામા અમારો ' બક ' નામનો ભૂખ્યા વરૂ જેવો કુતરો તેમાથી એક ટુકડો લઈ ગયો અમે તેને ચહાતા હતા, પણ અમારી જીદગી અમને તેની જીદગી કરતા વધારે વહાલી હતી તેથી મારો ભાઈ તેના ઉપર કુદ્યો, અને બરાબર દ્વદ્વ યુદ્ધ જામ્યુ મારો ભાઈ પાછળ પડવા માડ્યો એટલે હુ તેની મદદે દોડ્યો અમે તેને હરાવી ટુકડો લઈ લીધો, પણ અમને બન્નેને નખોરીઆ બચકા તેણે ભર્યા હતા

હુ છઠ્ઠા વર્ષે નિશાળે બેઠો અમને ભણાવવાનો અમારા માબાપે નિશ્ચય કર્યો હતો જુલાઈ અને ઑગસ્ટ એ બે માસ શાળા ચાલતી તે અમારા ઘરથી દોઢ કોશ દૂર હતી અમે દરરોજ ચાલીને જતા, અને જ્યારે હુ થાકી જતો ત્યારે મારી બ્હેન મને ખાધે બેસાડી લઈ જતી કેટલીક વખાએ ભોજનમા અમને એક લીલા અનાજનુ ડુડુ અગર રોટલો બગારે મળતો પણ ઘણી વેળા માત્ર ખારેક અગર અમારા શેઠની વાડી કે જગલમાના ફળ મળતા.

' ઑગસ્ટ ' માસમા જ્યારે કપાસ ફુટવા માડ્યો, ત્યારે શેઠે અમને નિશાળે જવાની મનાઈ કરી, અને કપાસ વીણવાનુ કામ મને ચોક્કસ થયુ કે કે મારી માતાએ તેના હુકમનો અનાદર કરીને જગલને રસ્તે મને નિશાળે મોકલ્યો અધારામા અને કાદવ કીચડમાથી જ્યા સુધી હુ ધીરે રસ્તે પડ્યો, ત્યા સુધી તે મારી સાથે આવી પછી તે પાછી વળી અમે બને મળી જેટલુ કામ કરી શકત, તેટલુ કામ તે એકલી કરવા મડી પડી જ્યારે શેઠ મને પરોઢીએ વહેલો જોવા માટે આવતો ત્યારે મારી મા મને મોટા વાસણો તળે સતાડી રાખતી જ્યારે હુ મોટો થયો ત્યારે મારે મારૂ કામ ખેતરમા કરવુ પડતુ મારી માએ બીજી યુક્તિ શોધી કાઢી હુ અને મારો ભાઈ વારાફરતી નિશાળે

જતા અને તે જે શીખી આવતા તે હુ નાત્રે તેની પાસેથી શીખી લેતો, અને એવી રીતે અમે શાળા અને એનગ ાને સાચવતા આથી અમે વર્ષમા એક માસ નિશાળે જઈ શક્તા અને ઘેર અભ્યાસ કરતા શીખ્યા

અમારા કુટુમ્બમાં ઉતાવળે ભ તી થવા મ ડી અને તેવા સ જોગોમા અમને જોઈતા કપડા અને પૂરતુ અન્ન મળે તો ઘસ હતુ જ્યારે શાળામા પ્રદર્શન ભરાયુ, ત્યારે કન્યાઓએ શ્વેત વસ્ત્રો પહેરી તથા છોકરાઓએ શ્વેત સુરવાળ પહેરી જવાનુ હતુ મારી મા તે વખતે ધર્મસ કટમા આવી પડી હતી મારા પિતા એ બાબતમા ધ્યાન આપતાજ નહોતા, કેમકે તેમને એ વાત નકામી લાગતી પણ શિક્ષકે કહ્યુ હતુ કે શ્વેત વસ્ત્રોની જરૂર છે, અને તેના વચન તે અમારા લોકોમા વેદવાક્ય જેવા ગણાતાં હતા પ્રદર્શનનો દિવસ આવી પહોચ્યો, પણ સુરવાળની જોગવાઈ થઈ નહીં છેવટે તે દિવસ આવ્યો, અને મારી માએ તે પ્રશ્નનો ઉકેલ કરી નાખ્યો તે જ દિવસે સવાર થતા પહેલા ઉઠી પોતાનો લગ્નપ્રસંગે દિવસે પહેરવાનો જે સફેદ ચણિયો હતો તેમાથી અમારા ત્રણ જણના સુરવાળ તેણે બનાવ્યા મારી મા અ ગ નિશ્ચય વાળી હતી, અને તે ગૃહકાર્યમા દરેક પ્રસગનો ઉકેલ કરવા ભા ે ચૂકતી અમે પણ બીજા છોકરાઓની માફક શ્વેત વસ્ત્રોમા શોભતા એમ અમને તો લાગ્યુ, અને તેટલુ બસ હતુ પણ એટલુ લક્ષમા રાખવુ જોઈએ કે ચણિયામા એટલુ જ કપડુ હતુ વધારે નહોતુ તેવી અમારા સુરવાળ તગ સીવેલા હતા શાળાની ઉચી મેડ ઉપર ચડતા પહેલા મારે કાળજી રાખવાની જરૂર પડી હતી

પ્રતિવર્ષ અમારો શિક્ષક બદલાતો, કારણ કે ઘણા શિક્ષકો એક અધ્યયનકાળ સુધી રહી બીજી જગાએ ચાલ્યો જતો આ નિશાળના ઓરડાઓ હજી મને યાદ છે એક શિક્ષક મને ત્રીજી ચોપડી અને અપૂર્ણાંક શિખવતો, અને બીજો પાચમી ચોપડી સાથે સરવાળા

શિખવનો. જ્યારે શિક્ષકે મને ‘ સંયુક્ત રાજ્યોનો ઈતિહાસ ’ એ નામનું પુસ્તક લાવવા કહ્યું, ત્યારે તે પુસ્તક-ભંડારમાં મળતું નહોતું તેથી તેને બદલે દુકાનદારે મને ‘ માર્ટિન લ્યુથર ’નું જીવનચરિત્ર આપ્યું. હું એમ સમજતો હતો કે હું સંયુક્ત રાજ્યો સંબંધી કાંઈક શીખું છું. અને ખબર નહોતી કે સંયુક્ત રાજ્યો શું છે અને તે ક્યાં આવ્યાં છે ? ભૂગોળનો મેં થોડો અભ્યાસ કર્યો હતો, અને દક્ષિણ અમેરિકા અને આફ્રિકાનો મને કાંઈક ખ્યાલ હતો. મારો શિક્ષક તે વખતે સજ્જન હતો, પણ તેટલું જ. મારા ઘણા શિક્ષકો બહુ વિદ્વાન નહોતા, પણ મને લાગતું કે તેઓ સર્વજ્ઞ હતા, અને તેટલું બસ હતું. કારણકે તેમનું શિક્ષણ પથ્ય હતું. તેમાના એક બે શિક્ષકનું કામ તો મને હજી યાદ આવે છે, અને તેમના જેવું કામ કરનાર શિક્ષક આજે પણ ભાગ્યે મળી આવશે

હું મોટો થયો એટલે કુટુંબના ભરણપોષણ માટે મારે રોજે કામ કરવા જવું પડતું ભણવાનો અંત આવ્યો એમ મને લાગ્યું અને તેથી ખેતરમાં કામ કરતી વખતે મારૂં ચિત્ત સ્વસ્થ રહેતું નહોતું હું નિરાગીર થતો સાર્વજનિક કામોમાં ભાગ લેવાનું મેં બિલકુલ છોડી દીધું. સભાઓમાં જવાનું છોડ્યું માત્ર માસિક ધાર્મિક સભાઓમાં ભાગ લેતો, અને જંગલમાં જઈ મારી પાસે જે કંઈ હોય તે વાચતો આ જ સમયે અકસ્માતે અને સદ્દભાગ્યે ‘ ઇગ્નેશીયસ સાન્કો ’નું જીવન-ચરિત્ર મારે હાથ આવી ચડ્યું હતું આ પુસ્તકમાંથી મને જેવું પ્રોત્સાહન મળ્યું છે, તેવું બીજા કોઈ પુસ્તકમાંથી ભાગ્યે મળ્યું હશે દરેક સીદીના છોકરાએ તે પુસ્તક વાચવું એવી મારી ઇચ્છા છે હું વાંચતો ગયો, કામ કરતો ગયો, અને કુટુંબને મદદ પણ કરતો ગયો મેં પ્રતિજ્ઞા

લાભી ચાલ્યા હું ગત્રિ શાળામાં શિખવતો, અને ત્યાં ઘણા તરૂણ વિદ્યાર્થીઓ આવતા

અત્યાર સુધી મારા પિતા આસામી તરીકે કામ કરતા હતા. પણ હવે તેમણે નવી યોજના ગોઠવી કાઢી. તેમણે ઢોર ઢાખર ખરીદ્યા, અને ગણોતે જમીન લીધી પણ જે ખરચ તેમણે લીધું તે પાછળથી તરત ખોડું નિવડ્યું તે વિચિત્ર પ્રકારની માંદગી ભોગવતું હતું એક વખત કાંઈ પણ અડચણ સિવાય તે આખો દિવસ કામ કરતું, પણ જ્યારે રાત્રે તે સુઈ જતું, ત્યારે સવારે મદદ સિવાય ઉઠી શકતું નહોતું તે આખી મોસમમાં દરરોજ સવારે મારા પિતાના હું નીચેના શબ્દો સાંભળતો. 'છોકરાઓ! ઉઠો, ચાલો આપણે જઈને પેલા ઘરડા ખચ્ચરને મદદ કરીએ' દરરોજ સવાર અમારે પાડોશીની પણ મદદ માગવી પડતી મોસમ આખરે શાળા ઉઘડી અમને શાળામાં જવાની અતિ ઉત્સુકતા હતી, તેથી અમે તે ખચ્ચરને મદદ કરવાનો નિશ્ચય કર્યો. હું અને મારો ભાઈ હળે જોડાયા, અને અમારી બહેને એનર ચલાવ્યું.

મારા પિતા તથા બીજા કેટલાક માણસોએ દેવળના લાભના કાપી લાવી એક નાની શાળાનું મકાન બાંધ્યું શિક્ષક પરદેશી હતો, એટલે સઘળા વિદ્યાર્થીઓ શાળામાં દાખલ થયા પણ પોતાની મનગમતી શિષ્યિકા સાથે પ્રેમ થતાં તેને લઈને નાસી ગયો, તે માટે હું તેને માફી આપી શકતો નથી

ઈ સ ૧૮૮૯ના નાતાલની રાત્રે હું બાળક તરીકે સુઈ ગયો હતો, પણ બીજે દિવસે સવારે નાસ્તો કર્યા પછી હું 'ભાયડો' બન્યો હું સ્વતંત્ર થયો નાસ્તો કર્યા પછી મારા પિતાએ મને આંગણામાં બોલાવ્યો, અને અમે એક મોટા 'ઓક' વૃક્ષની નીચે પથરાયેલા મૂળીઆ ઉપર બેઠા, અને ત્યાં તેમણે મને સંબોધન કર્યો

'હે પુત્ર! તમે હવે પુખ્ત વયે પહોંચ્યા છો હું તમને સંપૂર્ણ કેળવણી આપી શક્યો નથી, અને જો તમે મારી સાથે રહેશો તો

તમે ૨૧ વર્ષના થશો ત્યારે મારાથી તમને મદદ થવાની નથી. જો તમે તમારી જાતે કેળવણી લેવાનુ વચન આપો, તો અમે તમને છૂટા કરવાનો નિશ્ચય કર્યો છે'

એટલામા મારી માતા પણ ત્યા આવી પહોચી. હુ રડી પડયો, મારી માતાની આખમા આસુ આવ્યા, અને મારા પિતા પણ હૈયુ કઠણ કરી શક્યા નહીં મે તે માગણી સ્વીકારી, અને અમે બેસતા વર્ષ સુધી નાતાલના દિવસો રિવાજ મુજબ ગાળ્યા પણ મારી નાતાલનો તો તે દિવસથી અત આવ્યો હતો તે દિવસે સવારે હુ બાપડો બન્યો હોઉ એવુ મને લાગ્યુ મે શાત થવા પ્રયત્ન કર્યો પણ જળ વિનાની માછલી પેઠે મારી દશા મને લાગી

કોઈ પણ કામ શોધી પૈસા મેળવી શાળામાં દાખલ થવાની મારી ધારણા હતી જગલમા જતા અડધા ગાઉ ઉપર એક માણસ મને મળ્યો, તેણે મને નોકર રાખ્યો, અને દર મહિને દશ ડોલર પ્રમાણે નવ માસ રાખવા કબુલ કર્યું

૭ માસ પૂરા થયા એટલે ટસ્કેજી શિક્ષણાનુભવ શાળા, તથા ઔદ્યોગિક સસ્થા તરફથી પ્રસિદ્ધ થતુ 'ટસ્કેજી સ્ટુડન્ટ' નામનુ માસાહિક વર્તમાનપત્ર મારે હાથ આવી ચઢ્યુ તેમાંની એકેએક લીટી મે વાચી પહેલા પાન ઉપર જાહેરાત હતી કે આ સસ્થામા થોડા તરુણ અને સશક્ત માણસોને દાખલ થઈ પોતાનો માર્ગ પોતે ખોળી લેવાનો અવકાશ છે માટે જેમને તેવી ઇચ્છા હોય તેમણે તુર્ત 'બુકર ટી વોશિંગ્ટન, મુખ્ય શિક્ષક' એમના ઉપર અરજી કરવી

'પોતાનો માર્ગ ખોળી લેવો' એ વાત કદી પૂર્વે મેં સાભળી નહોતી મે ટસ્કેજીનુ નામ પણ કદી સાભળ્યુ નહોતુ મે મારી અરજી મોકલી પરતુ સરનામુ શી રીતે કરવુ તેની મને બરાબર ખબર નહોતી તેથી પાકીટ ઉપર મે માત્ર "બુકર ટી. વોશિંગ્ટન" એટલુ જ લખ્યુ. અરજી પહોચી ખરી અને ત્યા દાખલ થવાની મને પરવાનગી પણ મળી.

શાળા ઉઘડતા પહેલા મારે તૈયારીઓ થઈ રહી હું મારા શેઠ પાસેથી આઠ ડૉલર અને એક પોશાકનો જોગ કરી છૂટો થયો મારી છૂટા થવાની પીડા જોઈ મારા મિત્રે મને મદદ કરવાનું કહ્યુ, ના, મને થોડા મરઘીના બચ્ચા ચોરી તેને વેચી પૈસા સહેલાઈથી મેળવવાનો માર્ગ તેણે બતાવ્યો તે ખરેખર મોટુ પ્રલોભન હતુ પણ મારી માતાના પ્રથમ ઉપદેશથી તદ્દન વિરુદ્ધ હતું તેણે દલીલ કરવા માડી મારી માતા પણ ( પાસે નહોતી, છતા ) તેની સામે દલીલો કરવા માડી હું તેને હા પાડી શક્યો નહીં મારા મિત્રને મારી દયા આવી તેણે તે કામ પોતે કરવાનુ માથે લીધુ

ટસ્કેજીમા પહેરવા માટે વસ્ત્રોની સગવડ ક્યાથી કરવી તે એક મોટો પ્રશ્ન હતો અત્યાર સુધી મે કદી પહેરણ તળીઓ ચુસ્ત ખમીસ કે ગળપટો પહેર્યો નહોતો આ બધા કપડા મારે મેળવવાના હતા એટલુ જ નહીં પણ તેમને પહેરતા પણ શીખવાનુ હતું મારા ખમીસો અને ગળપટા એક ગોરા પાડોશી પાસેથી જૂના હતા તે વેચાતા લીધા પણ તે મને ઘણા મોટા પડ્યા

૧૮૯૦ ના સપ્ટેમ્બર માસના ૭'મા દિવસે હું ટસ્કેજી જવા માટે નીકળ્યો હું જ્યારે ત્યા ગયો ત્યારે વોરિંગ્ટને મને પ્રશ્ન પૂછ્યો કે તમે ક્યા રહો છો ? હું તરુણ હતો છતા જવાબ આપી શક્યો નહીં તેણે મને કેટલીક આનાકાનીની સાથે દાખલ તો કર્યો, અને દિવસે ખેતરમા કામ અને રાત્રે શાળામા અભ્યાસ કરવા માટે એક વર્ગ રાખ્યો

ટસ્કેજીની શોભા નિહાળી હું અજાઈ ગયો 'આર્મસ્ટ્રોંગ' નામનુ મોટુ મકાન અતિ ભવ્ય હતુ પછી તેનુ મોટુ મકાન 'આલાબામા' નામનુ હતુ અને ત્યા કન્યાઓ રહેતી હતી મને એમજ લાગ્યુ કે હું સ્વપ્નદશામા છુ, અને જાગવાની મારી હિંમત થઈ નહીં હું એ આ બે વચ્ચે રાત્રે સૂતો હતો તે મને રુચ્યુ નહીં લગભગ બાર વાગે એક અમલદાર મારી ઓરડીમા આવ્યો અને મારી ચાદર ખસેડી નાખી

મને રાતે પહેરવાનાં ખમીસ, કાંસકી, વસ્ત્ર સાફ કરવાની પીંછી, દાંતની પીંછી વગેરે વિષે કેટલાક પ્રશ્નો પૂછ્યા. આ બધી વસ્તુઓને હુ હજી બરાબર ઓળખતો નહોતો. તેણે મને ઉઘાડ્યો, અને મોજા, ગલેબંધ, ગળાપટો અને ખમીસ કાઢી નાખવા કહ્યુ, અને ઉમેર્યુ કે હુ એ વસ્ત્રો સિવાય સારી રીતે ઉંઘી શકું. તેના વચનોમા મને શ્રદ્ધા નહોતી, પણ મે તેની આજ્ઞાની અવગણના કરી નહીં.

બીજે દિવસે સવારે મે પૂર્વે કદી નહીં જોયેલી એવી પ્રવૃત્તિ સીદી લોકોમાં જોઈ દરેક જણ કામે વળગ્યો હતો એટલુ જ નહી, પણ દરેક જણ ગંભીરતાથી કામ કરતો હતો. મેં એરણ પર હથોડાના પ્રહારનો ભારે અવાજ અને યત્રોનો ખડખડાટ સાંભળ્યો. મારી પાસે મોટા જાડા ખચ્ચરની જોડ ઉભી હતી, અને તે તદ્દન નવા પ્રકારના યંત્ર વડે ખેતર ચાસતી હતી. ચાસ ઘણો ઉંડો જતો હતો. એક બાજુએ દોનુ ટોળું હતુ. બીજે ઠેકાણે ગાયોનું ટોળું હતું. એક પાસા એક ગંજાવર વરાળયંત્ર ધમ્મ ધમ્મ ધમકારા સાથે યંત્રને ગતિ આપતું હતું, અને તેથી દરરોજ હજારો ઈંટો તૈયાર થતી હતી બીજી પાસા તેવું બીજું યત્ર દેવદારનો હજારો ગજ સુધી અટાળો કાઢતું હતુ. માનનીય શિક્ષકો, યુવકો અને યુવતીઓને પોતપોતાના વર્ગમાં શિક્ષણ આપતા હતા, અને એ બધા વચ્ચે બુકર ટી. વોશિંગ્ટનની અદ્દભૂત વ્યક્તિ ફરતી હતી.

અહીં મારા જીવનમાં એકદમ પરિવર્તન થયું. **कार्यं साधयामि वा देहं पातयामि** જેવો અભ્યાસ કરવાનો કે કાં તો તે સંસ્થાની સ્મશાનભૂમિમાં દેહ પાડવાનો નિશ્ચય કર્યો. પોતે ઉપાડેલા આ મહાન્ કાર્યમાં માર્ગોપદેશ તથા ઈશ્વરી પ્રેરણા માટે જ્યારે વોશિંગ્ટને વેદી પાસે ઉભા રહી ઈશ્વરની દૃઢ પ્રાર્થના કરી, ત્યારે હુ ત્યાં હાજર હતો. મને લાગ્યું કે જરૂર આ મહાપુરૂષની પ્રાર્થના ઈશ્વર સાંભળશે. ત્યાર પછી આખા દેશમાં તેમ પરદેશમાં હું ગયો છું, પણ ઉપરની પ્રાર્થનાએ

મારા મન ઉપર જેવી સચોટ અસર કરી છે, તેવી અસર હજી સુધી કોઈ વસ્તુએ કરી નથી.

એક બાજુ સ્વકેળવણી માટે તક મળી, તેની સાથે ખરાં સંકટો પણ આવીને ઉભાં રહ્યાં. કલ્પિત સંકટોનો તો પાર નહોતો. આ સંકટને લીધે હું મારા શરીરનું રક્ષણ કરી શક્યો નહી. શિયાળો બેસવાની તૈયારી હતી, અને ટાઢમાં રક્ષણ કરે એવાં કપડાં મારી પાસે ન હતાં. મારી પાસે માત્ર એક પહેરણ અને બે સુરવાળ હતી. કપડાં મારાથી ધોબીને ધોવા અપાય તેમ નહોતું: તેથી મારે કપડાં અઠવાડીઆ સુધી પહેરી શનિવારે રાત્રે ધોઈ સવાર થતાં પહેલાં સુકવવાં પડતાં, રવિવારને દિવસે સવારે મારે ઘણી વેળા ભીનાં કપડાં પહેરવાં પડતાં. તેમ કર્યા સિવાય મારે ચાલે તેમ નહોતું. શાળામાં જવાનું બંધ રાખું તો ભીનાં કપડાં પહેરવાનું દૂર થાય એમ હતું, પણ શાળામાં હાજર રહેવાનો મારો નિશ્ચય હતો. હું મારા કામમાં મશગુલ રહેતો, તેથી સાધારણ મજુરના દરજ્જામાંથી ઘોડાના હવાલમાં મૂકેલા વિદ્યાર્થીઓનો હું ઉપરી થયો ત્યાર પછી દૃષ્ટિતંત્રના ખાસ મદદનીશની પદવી જગ્યાએ મારી નિમણુંક થઈ.

મારા પૂર્વ જીવનની ભૂલો હવે મને માલુમ પડી: મને લાગ્યું મેં ઘણો સમય ગુમાવ્યો છે, અને તેથી ખંતથી હું મારૂં કામ કરવા મંડ્યો. મારૂં પુસ્તક હું જ્યાં જાઉં ત્યાં સાથે ને સાથે રાખતો. એક ક્ષણ પણ નકામી ગુમાવતો નહીં. લાકડાં વહી જતાં ખચ્ચરોને હાંકતાં હાંકતાં હું જ્યાં સુધી લાકડાં ઉતારવાની જગ્યા આવે ત્યાં સુધી વાંચતો. વૉશિંગ્ટને આ મારી ટેવની નોંધ કરી હતી, અને એક સમયે છોકરાઓને પોતાના સમયનો સદુપયોગ કરવા ઉપદેશ કરતાં તેમણે કહ્યું આપણે ત્યાં એક તરૂણ માણસનું નામ તમે પ્રસિદ્ધ થયેલું જલ્દી જોશો. કારણ કે તે પોતાના અભ્યાસ અને કામમાં બહુ ખંત રાખે છે. મેં તે સાંભળ્યું. મને લાગ્યું કે મારા વિષે તેણે એ શબ્દો કાઢ્યા છે; અને

પણ હજી મારે માટે તે શાળામાં દાખલ થવાનું નિર્માણ થયું નહોતું. મારા પિતાનો એવો પત્ર આવ્યો કે જો મને જીવતા મળવાની તારી ઇચ્છા હોય તો તું તુર્ત આવજે. હું ગયો. મારા ગયા પછી થોડા દિવસે મારા પિતાએ સ્વર્ગવાસ કર્યો.

હવે ફરી શાળામાં અભ્યાસ કરવાની આશા નષ્ટપ્રાય થઈ એમ મને લાગ્યું; કારણ કે મારા માથા ઉપર હવે આખા કુટુંબની ધુંસરી હતી. શાળામાં પહેરવાનાં કપડાં મેં ફેંકી દીધાં, અને ખેતરમાં કામ કરવા માંડ્યું. મારા પિતાએ અધુરૂં મૂકેલું કામ મેં પૂરૂં કર્યું. માથે મોટું દેવું પણ હતું. તેથી જે અલ્પ જ્ઞાન મને હતું તે મેં શાળામાં શિખવવા માંડ્યું. હું ઘણી બાબતોમાં અજ્ઞાન છું એમ મને લાગતું.

મારા શિક્ષણથી લોકોને કાંઈક ફાયદો થયો છે એમ મને જણાયું. મેં ટસ્કેજીમાં વિદ્યાભ્યાસ તો બહુ નહોતો કર્યો, પણ વૉશિંગ્ટનના દેવળમાં રવિવારની વાતોમાંથી મને ઘણું શિખવાનું મળ્યું હતું. હું તેમનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળતો, અને તેનાં વચનો મારા હૃદયમાં કોતરી રાખતો. મને લાગતું કે ટસ્કેજી માટે વૉશિંગ્ટન જેવી મહેનત કરે છે, તેવી મહેનત મારે મારી આસપાસના લોકો માટે કરવી જોઈએ. તેથી લોકોને તેમનાં ઘરો ધોળાવવા અને તેમનાં રહેઠાણ કાયમનાં કરવા મેં કહ્યું: તે ઘણા ગરીબ હતા, એટલે તેઓ મને કાંઈ આપી શકે તેમ નહોતું તેથી મેં કહ્યું કે અનાજ—વટાણા, બટાકા, શરબત, માંસ વગેરે જે હશે તે હું મારા પગાર તરીકે લઈશ.

લોકોએ ગાડાં ભરાવી ઉપરની વસ્તુઓ મારે ઘેર રવાના કરી. થોડા દિવસ જાતજાતનો માલ મારે ઘેર આવ્યો. તે મેં શિયાળા માટે ભરી રાખ્યો. એક વિધવા સ્ત્રીને ત્યાં હું ગયો. તેણે મને કહ્યું: "ભાઈ, મારી પાસે તમને આપવા જેવું કાંઈ નથી. જો તમારી ઇચ્છા હોય તો મારા ઘરની બિલાડી તમને આપું. મારે તમારૂં ૨૫ સેન્ટનું દેવું છે અને તે મારે આપવું છે. મારી છોકરી ઉપર તમારા જેટલો

મારૂં નામ પ્રસિદ્ધ થશે એ તેમના ઉદ્ગારોથી મારો નિશ્ચય વધારે દૃઢ થયો.

સને ૧૮૯૧ ના સપ્ટેમ્બર માસમાં મારે નામે સંસ્થાની ત્રીજોરીમાં ૧૦૦ ડોલર જમા હતા. તેથી દહાડાની નિશાળમાં દાખલ થવા અને વધારે ભાગ્યશાળી અન્ય છોકરાઓ સાથે પ્રતિસ્પર્ધામાં ઉતરવા હું તૈયાર હતો. પણ દુર્દૈવે હું માંદો પડ્યો અને બે માસ દવાખાનામા ગાળ્યા પછી બહાર આવ્યો, ત્યારે વૈદ્યની દેણીયાદી બરાબર ૧૦૦ ડોલરની થઈ. મારી પુંછ તેમાં વપરાઈ ગઈ.

દરિદ્રાવસ્થામાંથી ઉન્નત સ્થિતિમાં પ્રવેશ કરવાની આ શિક્ષા હતી. હું મારે ઘેર પહેરણ વગેરે કાંઈ પહેરતો નહોતો. પણ રોજની ટેવને લીધે મારી તબીઅત બગડતી નહોતી. હવે જ્યારે એક અડવાડીયું તે પહેરવા મળતું ત્યારે પહેરતો અને નહોતું મળતું ત્યારે નહોતો પહેરતો, એટલે મારી તબીયત બગડવા માંડી. આ અનિયમિતતા જ તેનું કારણ હતું. હું લાકડાની ઓરડીમાં રહેતો હતો. ત્યાં ઘર માંહેના બાકાંમાંથી હવા અજવાળું આપોઆપ આવતું. અહીં બારી ઉઘાડી રાખવાથી હવા અજવાળું વિશેષ આવતું કે બારી બંધ કર્યાથી ઓછું આવતું. તેથી ગરીબ અવસ્થામાંથી ઉંચી સ્થિતિમાં સંક્રમણ કરવું બહુ દુષ્કર છે. તેમાં અનેક વિઘ્નો નડે છે, અને ઘણા રસ્તામાં જ પડે છે.

હું મારી તબીઅત સુધારવા પાછો ઘેર ગયો, અને થોડાં અઠવાડીયાં ત્યાં રહી પાછો ટસ્કેજી આવ્યો. મારી પાસે પૈસા નહોતા, એટલે મને પાછો રાત્રિશાળામાં દાખલ કર્યો, અને દિવસે બીજું કામ કરતો. આ વખતે મેં છાપખાનાનું કામ શિખવા માંડ્યું. ૭ માસની ઠરેલી મુદતનો ભંગ કરી હું એક માસ પછી કચેરીમાં અક્ષરનાં બીબાં ગોઠવવા લાગ્યો. ૭ માસમાં એક નિયમિત બીબાં ગોઠવનાર થયો, અને એક અધ્યયન-કાળમાં તો દહાડાની શાળામાં દાખલ થવા જેટલી રકમ મેં મારે નામે જમા કરાવી દીધી.

પણ હજી મારે માટે તે શાળામાં દાખલ થવાનું નિર્માણ થયું નહોતું. મારા પિતાનો એવો પત્ર આવ્યો કે જો મને જીવતા મળવાની તારી ઈચ્છા હોય તો તું તુર્ત આવજે. હું ગયો. મારા ગયા પછી થોડા દિવસે મારા પિતાએ સ્વર્ગવાસ કર્યો.

હવે ફરી શાળામાં અભ્યાસ કરવાની આશા નષ્ટપ્રાય થઈ એમ મને લાગ્યું; કારણ કે મારા માથા ઉપર હવે આખા કુટુંબની ધુંસરી હતી. શાળામાં પહેરવાનાં કપડાં મેં ફેંકી દીધાં, અને ખેતરમાં કામ કરવા માંડ્યું. મારા પિતાએ અધુરૂં મૂકેલું કામ મેં પૂરૂં કર્યું. માથે મોટું દેવું પણ હતું. તેથી જે અલ્પ જ્ઞાન મને હતું તે મેં શાળામાં શિખવવા માંડ્યું. હું ઘણી બાબતોમાં અજ્ઞાન છું એમ મને લાગતું.

મારા શિક્ષણથી લોકોને કાંઈક ફાયદો થયો છે એમ મને જણાયું. મેં ટસ્કેજીમાં વિદ્યાભ્યાસ તો બહુ નહોતો કર્યો, પણ વોશિંગ્ટનના દેવળમાં રવિવારની વાતોમાંથી મને ઘણું શિખવાનું મળ્યું હતું. હું તેમનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળતો, અને તેનાં વચનો મારા હૃદયમાં કોતરી રાખતો. મને લાગતું કે ટસ્કેજી માટે વોશિંગ્ટન જેવી મહેનત કરે છે, તેવી મહેનત મારે મારી આસપાસના લોકો માટે કરવી જોઈએ. તેથી લોકોને તેમનાં ઘરો ધોળાવવા અને તેમનાં રહેઠાણ કાયમનાં કરવા મેં કહ્યું: તે ઘણા ગરીબ હતા, એટલે તેઓ મને કાંઈ આપી શકે તેમ નહોતું. તેથી મેં કહ્યું કે અનાજ-વટાણા, બટાકા, શરબત, માંસ વગેરે જે હશે તે હું મારા પગાર તરીકે લઈશ.

લોકોએ ગાડાં ભરાવી ઉપરની વસ્તુઓ મારે ઘેર રવાના કરી. થોડા દિવસ જાતજાતનો માલ મારે ઘેર આવ્યો. તે મેં શિયાળા માટે ભરી રાખ્યો. એક વિધવા સ્ત્રીને ત્યાં હું ગયો. તેણે મને કહ્યું: "ભાઈ, મારી પાસે તમને આપવા જેવું કાંઈ નથી. જો તમારી ઈચ્છા હોય તો મારા ઘરની બિલાડી તમને આપું. મારે તમારૂં ૨૫ સેન્ટનું દેવું છે અને તે મારે આપવું છે. મારી ઓરડી ઉપર તમારા જેટલો

ઇંગ્લંડથી નિષ્ફળ થયો તે વખતે હાલ મારી આર્થિક સ્થિતિ નરમ ભારી હતી. પણ હવે વસ્તુસ્થિતિને અનુકૂળ કરી શાળા નહીં છોડવાની કળા હું શિખ્યો હતો. દરરોજ મેટ્રિકથી એક ડોલર કમાઈ શકું એવો ધંધો મને આવડતો હતો. લાંબી રજાઓમાં હું શિક્ષક નું પણ કામ કરતો. એક વર્ષ સુધી તો ગાડું ગમે ચાલ્યું. પછી મારો ભાઈ ત્યાં આવ્યો તેને માટે કેટલીક અંશે મદદ કરવી પડી. જેમતેમ કરી અમારા બન્નેનો ખર્ચ નિભાવવા હું સમર્થ થયો, એટલે મારી બહેન ત્યાં આવી. મારે તો તેનો બધો ખર્ચ વેઠવો હતો. તેથી કેટલીક વખત શાળા છોડી દેવાનો મને વિચાર આવતો, કારણ કે ત્રણ જણનો ખર્ચ મને વિશેષ લાગતો. પણ મેં નિભાવી લીધું. આવી મારે શાળાના જીવનના કેટલાક નિર્દોષ આનંદનો ભોગ આપવો પડ્યો. મારે બે સુરવાળ અને એક તંગીઆવડે ચલાવવું પડયું. મને યાદ છે કે એક રવિવારને દિવસે એક મોટા પાદરી શાળામાં છોકરાઓને ધર્મોપદેશ કરતા હતા ત્યારે હું એક ખૂણામાં બેઠો બેઠો મારી એ ની સુરવાળના થીંગડાને સન્સ વડે ચોગડતો હતો. તે સુરવાળને એટલા બધા થીંગડા મારેલા હતા કે તે સન્સ વડે ચોગડી શકાય તેમ નહોતું. થોડા દિવસ આ સુરવાળ મેં પહેરી ત્યારે શું થયું તે હું તમને કહેવા માગતો નથી.

આવા શાળાના જીવનથી વિરુદ્ધ સંજોગોમાં પણ મને અપૂર્વ આનંદ મળતો. મનુષ્યના જીવનમાં જે જે વસ્તુ જોવા જાણવાની મળે છે, તે મારા જોવા અને અનુભવમાં આવી ત્યારે મોનેરી તક આવ લાગે ત્યારે તેનો આત્મભોગ આપીએ તો એ વખતે કહેવાય નહીં મારા વિચારો તેના તેજ છે મુખ્ય શિક્ષક વાશિંગ્ટનની રવિવારે સાંજની એક બે શિખામણની વાતો સાંભળતા આખા વર્ષનું દુઃખ વિસરે પડતું

હું પદવીધર થયો તે પહેલાના બે વર્ષથી મને એમ વિચાર આવ્યા કરતો કે મારા જીવનનો ઉદ્દેશ શો છે? મારે કયો ધંધો કરવો એ પ્રશ્નનો ઉત્તર કરવાનું કામ અતિ કઠિન હતું. પરંતુ વોશિંગ્ટનના ઉપદેશથી

બીજા કોઈ શિક્ષકે ઉપકાર કર્યો નથી. હજી તે સત્રામાં ઉઠી મોં સિવાય રહેતી નથી"

મેં ઘણી ખુશીથી મિલાડી લેવા કહ્યું, અને હિસાબ ર થયો એમ માની લીધું.

બીજી સ્ત્રીએ કહ્યું: "ભાઈ! મેં સાભળ્યું કે તમે આવો તેથી મેં બધુ માસ માગ ઓડામા સંતાડી ગખ્યુ અને મેં જ તમને આવતાં જોયા ત્યારે મે તે સોહુ ઉઘાડવાનુ છોકરાઓને દ જેણે માગ છોકગઓ ઉપર આટલો બધો ઉપકાર કર્યો છે, તેને મારી પાસે જેટલુ હોય તેટલુ આપવુ જોઈએ." આ સ્ત્રી પાસેથી સવા મણ માસ મળ્યું.

બીજી એક ભલી સ્ત્રીએ તેની એકની એક કાતર લઈ જવા કહ્યું. જ્યારે મે તે લેવા ના પાડી ત્યારે તેણે મારા ડગલાના ખિસ્સા તે મૂકી દીધી, અને કહ્યું કે જેણે માગ છોકગને આવું શિક્ષણ આ છે, તેને મારે કાંઈ પણ આપવું જોઈએ.'

મારી માતા અને કુટુંબના પોષણ સારૂ મેં બે ત્રણ વ શાળામાં કાઢ્યાં. પણ આથી મારી માતા રાજી થઈ નહીં. તેની ઈચ્છ મને આગળ ભણાવવાની હતી. છેવટે મને અને મારાં બીજાં ભા બહેનોને શાળામાં ભણવાનો અવસર મળે તેટલા કારણથી તેણે ફરી લગ્ન કર્યાં. તેથી પુનઃ અભ્યાસ કરવાની મારી ઈચ્છા સતેજ થઈ અને દસ્કેજીમાં હું પાછો ગયો.

હું ત્યાં ગયો ત્યારે લગભગ બધા મને ભૂલી ગયા હતા. જો કે ત્રણ અધ્યયન કાળ સુધી હું ગેરહાજર હતો, તો પણ મારા વર્ગના અન્ય વિદ્યાર્થીઓથી હું પાછળ પડ્યો નહોતો. હું ત્યાં રહીને જે શિખત તે જ હું મારી શાળામાં શિખવતો હતો. ઘણી અઘરી પરીક્ષામાં પણ ૯૩ ટકા ગુણ હું મેળવી શક્યો અને દહાડાની શાળામાં ઘ નામના મધ્યવર્ગમાં હું દાખલ થયો.

મને દેશની અને લોકોની અધમોધમ સ્થિતિની ખબર હતી. એ વિષે મેં ઈશ્વરની પ્રાર્થના કરી; અને ગમે તે સ્થળે જઈ આવા લોકોની સ્થિતિ સુધારવા તન, મન અને ધનથી મહેનત કરવાનો મેં નિશ્ચય કર્યો.

ટસ્કેજીમાં મારા છેલ્લા વર્ષમાં રાત્રિશાળામાં હું પગારદાર અવેજી શિક્ષક તરીકે કામ કરતો હતો. હવે મારી આર્થિક સ્થિતિ સારી હતી. તેથી શાળાના જીવનમાં મને ઘણો આનંદ મળતો. મારા છેલ્લા વર્ષના અંતમાં અપૂર્વ વાક્નિબંધ લખી ૨૫ ડૉલરનું દ્વિનિટી ઈનામ મેળવવાનો મેં નિશ્ચય કર્યો વૉશિંગ્ટન વારંવાર કહેતો હતો, કે જે વસ્તુ પાર પાડવા તમે મહેનત કરો તે વસ્તુ તમે પાર પાડી શકો. તેથી પ્રતિસ્પર્ધામાં મેં ૧૦૦ ડૉલર જેટલી મહેનત કરી. ઈનામ મને મળ્યું.

ત્યાંની પાઠશાળાના શિક્ષકની જગ્યા માટે મારી માગણી થઈ, પણ મેં ના પાડી. મેં મીસીસીપી રાજ્યમાં જવાનું નિશ્ચિત કર્યું હતું. પણ ત્યાં પહોંચવા જેટલા મારી પાસે પૈસા નહોતા. તેથી મારા મિત્ર વીલીઅમ એડવર્ડસ સાથે 'સ્નોહીલ'માં આવેલી તેમની શાળામાં શિક્ષક તરીકે ચાર વર્ષ હું રહ્યો. પણ મીસીસાપી જવાનું હું કદી ભૂલ્યો નહોતો. ત્યાં મેં 'કુમારી એલા પેટરસન' સાથે લગ્ન કર્યાં; તેણે પણ ટસ્કેજી સંસ્થામાં પ્રથમ પદવી ૧૮૯૫ માં લીધી હતી. અમારી બન્નેની આવકમાંથી અમે નાનું સરખું ઘર બંધાવ્યું. અમને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું. પણ છ માસ પછી તે ખોવાઈ ગયું.

અમારું નાનું પણ સુંદર ઘર છોડી, જ્યાં અમને કોઈ ઓળખતું નહોતું ત્યાં મીસીસીપીમાં જવામાં કાંઈ ડહાપણ કે વિવેક હોય એમ મારી પત્નીને લાગ્યું નહીં. તેની માન્યતા ખોટી છે એમ તેની ખાત્રી કરતાં બે વર્ષ વહી ગયાં. પણ પાછળથી મારા વિચારને તેણે સંપૂર્ણ અનુમોદન આપ્યું.

હવે મારે મીસીસીપી જવામાં કોઈ જાતનો અંતરાય નહોતો. હું ત્યાં જવા નિકળ્યો, તે પહેલાં મને ટસ્કેજીના એક વૃદ્ધ શિક્ષક મળવા

મારા મનમાં સચોટ ઠસી ગયું હતું, કે મારે મારા કરતાં ઓછા ભાગ્યશાળી ભાઈઓને મદદ કરવી જોઈએ, અને તે કામ મને કેવળ અજ્ઞાન લોકોમાં મળી આવશે મારા પિતાએ પણ મરણ સમયે મને પાસે બોલાવી ઉપદેશ આપ્યો હતો, કે બેટા! આપણા લોકોનો તુ શિક્ષક થાય એવી મારી ઈચ્છા છે. મારાથી બને તેટલું મેં તે દિશામાં કામ કર્યું છે. લોકોને તારી સેવાની જરૂર છે.' મેં તેમ કરવા વચન આપ્યું હતું, તે મેં યાદ કર્યું. તેથી અજ્ઞાનમાં સડી રહેલા લોકો પાસે જવા સિવાય મારે માટે બીજો માર્ગ નહોતો. વોશિંગ્ટન પણ વારંવાર ધંટાલેષથી કહેતો હતો, કે 'અજ્ઞાનમાં પડી રહેલા મૂર્ખ લોકો પાસે જાઓ, ત્યાં તમારી ઘણી જરૂર છે. અને સ્વાર્થનો વિચાર સરખો કર્યા સિવાય તમારૂ જીવન અર્પણ કરો.' હું આવા લોકોને ઓળખતો હતો; કારણ કે મારો જન્મ પણ તેઓમાં થયો હતો, અને લાંબી રજાઓમાં તેમને શિક્ષણ હું આપતો હતો.

જ્યોર્જીઆ રાજ્યમાં જ્યારે હું શિક્ષકનો ધંધો કરતો હતો, ત્યારે મેં એક ૧૫ માણસના કુટુંબમાં જમવાનું રાખ્યું હતું. બધા એક જ ઓરડામાં રાંધતા, ખાતા અને સુતા હતા. કુટુંબમા ત્રણ જુવાન સ્ત્રીઓ હતી. જ્યારે સુવાનો વખત થતો, ત્યારે મારે તે સુઈ જતી ત્યાં સુધી ઘરમાંથી બહાર જવું પડતુ. આકાશ તરફ જોઈ હું મનમાં આનંદ પામતો. પછી સગડીનો દેવતા રાખોડીથી ઢાંકી દેતા, અને મને અંદર આવવા અને સુવા દેતા. સવારે તે ઉઠીને વસ્ત્રો પહેરતી ત્યાં સુધી મારે મ્હોડે માથે ઓઢવું પડતું. દિવાલના એક બાકા આગળ મારૂ નાક રાખી હું સુતો હતો, એટલે મને ત્યાંથી તાજી હવા મળતી એક દિવસ રાત્રે એક છોકરીએ પ્રાર્થના કરી, કે હે 'દયાળુ પ્રભુ! તારા દેવદૂતોને નીચે મોકલ, અને આજની રાત અમારી સાથે રહેવા દે.' ત્યારે તેનો નાનો ભાઈ એકદમ વચ્ચે બોલી ઉઠયો કે તુ જાણતી નથી કે એક પથારીમાં પાંચ પાંચ જણ તો સુતા છે. પછી દેવદૂતોને ક્યાં સુવાડવાની છે તે?

મને દેશની અને લોકોની અધમોધમ સ્થિતિની ખબર હતી. એ વિષે મેં ઇશ્વરની પ્રાર્થના કરી; અને ગમે તે સ્થળે જઈ આવા લોકોની સ્થિતિ સુધારવા તન, મન અને ધનથી મહેનત કરવાનો મેં નિશ્ચય કર્યો.

ટસ્કેજીમાં મારા છેલ્લા વર્ષમાં રાત્રિશાળામાં હું પગારદાર અવેજી શિક્ષક તરીકે કામ કરતો હતો. હવે મારી આર્થિક સ્થિતિ સારી હતી. તેથી શાળાના જીવનમાં મને ઘણો આનંદ મળતો. મારા છેલ્લા વર્ષના અંતમાં અપૂર્વ વાકૃનિબંધ લખી ૨૫ ડોલરનું ટ્રિનિટી ઇનામ મેળવવાનો મેં નિશ્ચય કર્યો વોશિંગ્ટન વારંવાર કહેતો હતો, કે જે વસ્તુ પાર પાડવા તમે મહેનત કરો તે વસ્તુ તમે પાર પાડી શકો. તેથી પ્રતિસ્પર્ધામાં મેં ૧૦૦ ડોલર જેટલી મહેનત કરી. ઇનામ મને મળ્યું.

ત્યાંની પાઠશાળાના શિક્ષકની જગ્યા માટે મારી માગણી થઈ, પણ મેં ના પાડી. મેં મીસીસીપી રાજ્યમાં જવાનું નિશ્ચિત કર્યું હતું. પણ ત્યાં પહોંચવા જેટલા મારી પાસે પૈસા નહોતા. તેથી મારા મિત્ર વીલીઅમ એડવર્ડસ સાથે ' સ્નોહીલ 'માં આવેલી તેમની શાળામાં શિક્ષક તરીકે ચાર વર્ષ હું રહ્યો. પણ મીસીસીપી જવાનું હું કદી ભૂલ્યો નહોતો. ત્યાં મેં ' કુમારી એલા પેટરસન ' સાથે લગ્ન કર્યાં; તેણે પણ ટસ્કેજી સંસ્થામાં પ્રથમ પદવી ૧૮૯૫ માં લીધી હતી. અમારી બન્નેની આવકમાંથી અમે નાનું સરખું ઘર બંધાવ્યું. અમને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું. પણ ૭ માસ પછી તે ખોવાઈ ગયું.

અમારું નાનું પણ સુંદર ઘર છોડી, જ્યાં અમને કોઈ ઓળખતું નહોતું ત્યાં મીસીસીપીમાં જવામાં કાંઈ ડહાપણ કે વિવેક હોય એમ મારી પત્નીને લાગ્યું નહીં. તેની માન્યતા ખોટી છે એમ તેની ખાત્રી કરતાં બે વર્ષ વહી ગયાં. પણ પાછળથી મારા વિચારને તેણે સંપૂર્ણ અનુમોદન આપ્યું.

હવે મારે મીસીસીપી જવામાં કોઈ જાતનો અંતરાય નહોતો. હું ત્યાં જવા નિકળ્યો, તે પહેલાં મને ટસ્કેજીના એક વૃદ્ધ શિક્ષક મળવા

આવ્યા હતા તેણે મને પૂછ્યું કે તમે મીસીસીપી જવાના હતા તેનું શું થયું ? મેં તેમને મારો વિચાર જણાવ્યો ત્યારે તેણે હસતા હસતા કહ્યું કે તમને ખબર છે કે મીસીસીપીમાં એક 'દેવ' નથી મેં જવાબ વાળ્યો કે જો ત્યાં નહીં હોય તો અહીંથી એક 'દેવ' લઈ જઈશ

મારાથી મારી પત્નીને સાથે લઈ જવાય તેમ નહોતું તે વખતે તે માંદી હતી, અને વૈદાની દવા ચાલતી હતી તેથી મારી સરગી રોનડ શિનમ તેની પાસે મૂકવાનું મે નક્કી કર્યું મે આગગાડીના ભાડા પુરતા પણ પૈસા સાથે લીધા નહીં પણ મારી પત્નીની સાઈકલ મે સાથે રાખી હતી તે પાસેના શહેરમાં વેચી તેના વડે મીસસીપી પહોચવાનો વિચાર રાખ્યો હતો પણ ત્યાં ગયો ત્યારે કોઈ ઘરાક મળ્યુ નહીં મીસીસીપીમાં યુટિમ જવા માટે આગગાડીમાં હું બેઠો, પણ ત્યા પહોચવા જેટલા પૈસા નહોતા હું મીસીસીપીમાં પહોચ્યો એટલે કોથળી ખાલી થઈ ગઈ મોડો હું એક નાના કસ્બામાં ઉતર્યો ત્યા વીશી નહોતી અને કોઈ મને તેના ઘરમાં સુઈ રહેવા દે તેમ પણ નહેતુ ઘણા વખત સુધી તો હું ભમ્યા કર્યો છેવટે એક ખાતરના ઘર આગળ આવ્યો, અને ત્યા મહા મુસીબતે સવાર સુધી પડી રહ્યો ત્યાથી ધીમે ધીમે નીકળ્યો મારી સાઈકલ ઉપર હું કો મારી યુટિમ તરફ હું ચાલ્યો રસ્તો વગડાનો અને નિર્જન હતો, પણ યુટિમ પહોચ્યો તે પહેલા સાઈકલનુ પૈડુ ભાગી ગયુ એટલે મારે તેને ખભે ઉચકી લેવી પડી મારી સુટકેસ ઉચે ચઢાવી અને પગે યુટિ ભણી મે ચાલવા માંડયુ રસ્તામાં એક તરુણ માણસ મળ્યો તેણે મારી 'સાઈકલ' લઈ બદલામાં ખિસ્સાનું ઘડીઆળ અને બે ડોલર આપી મારો બોજ ઓછો કર્યો

એક નાના પરગણાની શાળાના મુખ્ય શિક્ષક તરીકે મારી પહેલા પસંદગી થઈ હતી પરંતુ જો હું તે રાજ્યની એક પરીક્ષામાં ઉત્તીર્ણ થાઉં, તો જ મને થોડો ઘણો પગાર મળે તેમ હતું, અને ત્યા રહી

જે ઔદ્યોગિક અને શિક્ષણાનુભવ શાળા સ્થાપવા હું આવ્યો હતો તે કામ કરી શકું. તેથી પરીક્ષામાં ઉત્તીર્ણ થવાની મારી બુદ્ધિ અને શક્તિ ઉપર સઘળો આધાર હતો. ટસ્કેજીની અને મારી પોતાની આબરૂ ઉપર વાત આવી હતી. જો હું ઉત્તીર્ણ ન થાઉં તો લોકોને મારામાં અવિશ્વાસ પેદા થાય, અને તેથી મારું ધાર્યું કામ હું કરી શકું નહિ.

હું નિર્ધન હતો, અને પૈસા પેદા કરવાનું તેજ સાધન હતું. મારી પત્ની હજી આલાબામામાં હતી. તેને એવી શ્રદ્ધા હતી કે હું જે કાર્ય ઉપાડું તે કરીજ શકું. તેથી તેની આ શ્રદ્ધા જો ખરી ન પડે તો તેની મારે માટે માનની લાગણી કદાચ ઓછી થાય એવી મને બ્હીક હતી. સૌથી અગત્યની વાત એ હતી કે જો હું પરીક્ષામાં ઉત્તીર્ણ ન થાઉં, તો મારી સઘળી ધારણાઓ ધુળધાણી થઈ જાય, અને મારી સઘળી આશાઓ નષ્ટ થાય.

હું પરીક્ષા આપવા ગયો, ત્યારે ચિંતાતુર પણ દૃઢ નિશ્ચયવાળો હતો. ધાર્યા કરતાં પરીક્ષા અડધી પણ કઠિન નહોતી. તેથી રાજ્યની સર્વ સાર્વજનિક શાળાઓમાં શિખવવાની મને પરવાનગી મળી.

શાળાનું પહેલાનું નાનું મકાન એટલું બધું જીર્ણ થઈ ગયું હતું કે તેમાં વિદ્યાર્થીઓને બેસાડવાનું મને સહીસલામત લાગ્યું નહિ. મેં દેવળમાં શાળા બેસાડવાનો ફરીથી ગપ્પો હતો પણ પાદરીએ માન્યું નહિ. તેથી પહેલે દિવસે જે છોકરાંઓ આવ્યાં તેમને અમે એક 'ઓક' નામના ઝાડની નીચે બેસાડી શિખવ્યું. થોડા સમય પછી એક કામચલાઉ ઝુંપડીમાં આખો શિયાળો શાળા બેસાડી. પરંતુ ઝુંપડી વરસાદથી રક્ષણ કરી શકતી નહોતી, તેમ શિયાળાનો ઠંડો પવન પણ મોંસરો અમારા શિર ઉપર વાતો હતો. બાજુએથી, ખુણામાંથી અને ચારે દિશામાંથી પવન અંદર આવતો હતો. તેથી ઝુંપડીને અમે કાગળની થાપ મારી. પણ આથી એક મોટો ગેરફાયદો થયો; કારણ કે જ્યારે વરસાદ

આવતો ત્યારે છાપરામાંથી પાણી નીચે આવતું, અને ત્રણ તસુ ઉંડું પાણી ભરાઈ રહેતું બે શિક્ષિકા મને મદદ કરતી હતી તે પોતાનો બોજો જાળવી પાણીમાં પગ ભીંજાયા સિવાય છોકરાઓને શિખવતી હતી તે બાજઠો ઉપર ઉભી રહી છોકરાઓને પ્રશ્નો પૂછતી હતી આના દિવસોમાં હું મારો ઝભ્ભો અને રબરના જોડા પહેરતો પણ હું પાણીમાં જ ઉભો રહી પાણીની દરકાર કર્યા શિવાય મારૂં કામ કરતો પાણી નીચે ઉતરી જાય તેટલા માટે અમે કાણાં પાડ્યાં, પણ જેટલું પાણી નીચે જાય તે કરતાં વધારે ઉપરથી પડતું આ સમયે શિક્ષકો અને વિદ્યાર્થીઓને બહુ દુખ પડ્યું હતું પણ મને તેમાં આનંદ લાગતો, કારણ કે મારા જીવન-ઉદ્દેશના કાર્યનો મેં આરંભ કર્યો હતો

લોકો મને ઓળખતા નહોતા, અને તેમને મારામાં નહિ જેવો વિશ્વાસ હતો કેટલાક તો મારી દરેક પ્રવૃત્તિના પ્રયોજનની શંકા આણતા જ્યારે શાળાના આશ્રયદાતાઓની પ્રથમ સભા મળી ત્યારે ૭૫ સેન્ટનું ઉઘરાણું થયું, અને તેનો હિસાબ રાખવાનું મને સોંપ્યું બે દિવસ પછી એક જણે મારી પાસેથી તે રકમ પરત આપી પછી એ રકમ અને તેનો હિસાબ રાખવાનું મને સોંપ્યું બે દિવસ પછી એક જણે મારી પાસેથી તે રકમ લઈ લેવા માગણી કરી મેં શાંતિથી તે રકમ પરત આપી પછી એ રકમ કોણે રાખવી તે બાબત ઘણી વાદાવાદ થઈ છેવટે નિર્ણય થયો કે એક ગોરા માણસને ત્યાં એ રકમ મૂકવી તે સૌનો વિશ્વાસપાત્ર હતો પછી શાળાના ફંડ માટે મેં પ્રયત્ન જારી રાખ્યો, અને ૧૦ ડોલર ભેગા કર્યા તે મેં તેમને સોંપી દીધા તરતજ બધાનો વિચાર એવો થયો કે સઘળી રકમ મારે રાખવી, અને ગોરા માણસને સાથી લાવી પહેલી રકમ પણ મને સોંપી. ત્યાર પછી મારી પ્રમાણિકતા ઉપર તેમને કદી શંકા આવી નથી

મારી સ્ત્રી હજી આલાબામામાં હતી અને મારી પાસે આવવાને તે પત્ર લખ્યા કરતી હતી મારી 'ના'ના ખુલાસાથી તેને શાંતિ વળી

નહિ. તે વતનના જીવનના સુખ સગવડના ભોગે મારી સાથે ઝુંપડીમાં રહેવા આવી. અમે એક નાની સરખી ઓરડી ભાડે રાખી. એક ડેસ્ક, એક પેણો અને એક પથારી અને બે ખુરશી વડે અમે ઘર માંડ્યું. રસોઈ મારે જાતે કરવી પડતી, કારણ કે મારી સ્ત્રી શહેરમાં ઉછરી હતી, અને તેને ખુલ્લા ચુલા ઉપર રાંધતાં આવડતું નહોતું. પણ આશ્રમમાનાં સુખને અમે અહીંના દુઃખ સાથે કદી સરખાવતાં નહોતાં. અમે જે સમયે જે મળતું તેથી સંતોષ માનતાં.

પહેલવહેલાં શાળા માટે જગ્યા મેળવતાં બહુ મુશ્કેલી પડી. ઘણા આશ્રયદાતાઓને એ કામ અસંભવિત લાગ્યું. આ વિચાર દૂર કરવા મેં મકાન માટે કાટમાલ ભેગો કરવા માંડ્યો, અને દેવળના આંગણામાં તે મૂકાવી બધ બેસે તેવાં ચોકઠાં તૈયાર કરાવ્યાં. ઉત્સાહભંગ થવાનું કારણ નહોતું. જમીન વેચાતી લીધી, અને મકાન બંધાવવાનું શરૂ કર્યું. દરેકને લાગ્યું કે હવે કાંઈક થશે.' પહેલા વર્ષના મારા કામને અને શાળાની મિલ્કતનો વહિવટ કરનારાઓને ઘણું સારું નિવેદન હું કરી શક્યો હતો, અને તેમાંથી થોડું હું નીચે આપું છું:

"શાળા માટે અમે ઝુંપડી બનાવી કે તરત વિદ્યાર્થીની સંખ્યા વધવા માંડી. એકંદર સંખ્યા ૨૦૦ થઈ. એક પછી એક એમ મેં મદદનીશ શિક્ષકો રાખવા માંડ્યા. એવા સાત શિક્ષકો મારી સાથે કામ કરતા હતા. આ કામચલાઉ ઝુંપડીમાં ત્રણ માસ ગાળ્યા પછી અમારી સ્થિતિ બહુ કફોડી થઈ. મારી પાસે શિક્ષકોનો પગાર અદા કરવા કે તેમના જમણખર્ચની ગાંધીઓની દેણુંવાળીઓના પૈસા આપવા મારી પાસે સાધન નહોતું. શિયાળો બેસી ગયો હતો, અને ટાઢથી બીલકુલ રક્ષણ થતું નહોતું. વરસાદ સહેલાઈથી છાપરામાંથી પડતો અને પાણી જમીન ઉપર અડધે તસુ ભરાઈ રહેતું. તેથી કેટલાક વિદ્યાર્થીઓ અને શિક્ષકો કફજ્વર અગર તેવાં બીજાં દરદોથી પીડાતા હતા. આવા

સંજોગોમાં દૃઢ નિશ્ચય અને સારા વહિવટ વડે આ અંધકારની દશાની પાર અમે ઉતર્યા.

આ વખતે પણ હું લોકોને શાળાના કામમાં રસ લેવા બોધતો હતો. અમારી મહેનત સમજાવવા હું લોકોને ત્યાં ઘેર જતો. પછી દેવળેદેવળ હું ફર્યો. રાત્રે ૨ાા થી ૫ ગાઉ સુધી ઘોડા ઉપર મુસાફરી કરી હું ઘેર આવતો, અને સવારમાં ઉઠી બીજે દિવસે શાળામાં શિખવતો. પ્રતિકૂળ સંજોગો સાથે આવી રીતે લાંબા વખત સુધી લઢાઈ ચાલુ રાખી. ઘણા ગાઉ સુધી દરેક માણસની મુલાકાત લઈ હું ૬૦૦ ડૉલર ભેગા કરી શક્યો. તેથી અમને નાણાંભીડનું દુઃખ ઓછું થયું. ૪૦ એકર જમીન વેચાતી લીધી, અને સારી સગવડવાળા મકાન માટે જે કાટમાલ જોઈએ તે મેં ભેગો કરી રાખ્યો. ન્યુયોર્ક અને બોસ્ટન શહેરની કેટલાક શાળાની મિલકતનો વહીવટ કરનારા ગૃહસ્થો અમારી મદદે આવ્યા. તેમ થોડા મિત્રોની સહાયથી અમે વર્ષ ખેંચી નાખ્યું. જો કે આ એક ઘણી માથાકૂટનો પ્રશ્ન હતો, તો પણ મને તેમાં આનંદ દેખાતો, કારણ કે જગતમાં જે કાર્યની જરૂર છે તે જ કાર્ય આપણે કરીએ છીએ એવા જ્ઞાનમાં પ્રતિકૂળ સંજોગો વચ્ચે પણ આનંદ રહેલો હોય છે.

એક પણ ફુટી બદામ સિવાય ૧ લી ઓક્ટોબરે શાળા ખુલ્લા મેદાનમાં ભરવાનું અમે શરૂ કર્યું, અને અત્યારે અમે તેને એક સુવ્યવસ્થિત અને મીસીસીપી રાજ્યના કાયદા પ્રમાણે સંસ્થાપિત સંસ્થા બનાવી છે. તેમાં ૨૨૫ વિદ્યાર્થીઓ અને સાત શિક્ષકો છે. શાળાની મિલ્કત લગભગ ૪૦૦૦) ડૉલર જેટલી છે. સારી ખેડવા લાયક જમીન અડધા ગાઉ ઉપર વેચાતી રાખી છે. આદર્શ ક્ષેત્રમાં હાલ પાક ઉભો છે. અમે બે માળનું લગભગ ૨૦૦૦ ડૉલરની કિંમતનું મકાન બાંધ્યું છે."

ઉપરની હકીકતથી આપ એમ ધારશો નહીં કે ભૌતિક સુધારાથી અમે અમારી ફતેહ જણાવવા માગીએ છીએ. અમે અહીં કેટલીક એવી

શક્તિઓ કામે લગાડી છે કે જેનું પરિણામ આંકડાથી માંડી શકાય તેમ નથી. એક વર્ષ પહેલાં પ્રાર્થનાઓ માત્ર માસમાં એકવાર થતી, અને તે વખતે તે દિવસ ગાવામાં, પ્રાર્થનામાં અને ઘોંઘાટ કરવામાં ગાળવામાં આવતો. પરંતુ તે સિવાયના ૨૯ દિવસોની કેટલાક માણસોની નોંધ લીધી હોય તો દરેક સહૃદય વાંચનારને ખરેખર કંટાળો જ આવે. તરુણ માણસો દેવળની પાસે, પ્રાર્થનાના સમયે નિંદ્ય રીતે દ્યૂત રમતા. કેટલાક પ્રાર્થના વખતે દેવળના દ્વાર ઉપર બંદુકની ગોળી મારતા. મુઠ્ઠીભર ક્રિશ્ચિયન સજ્જનો અને સન્નારીઓના શુભ અને દૃઢ યત્નો છતાં અજ્ઞાન, વહેમ, દુર્ગુણ અને અનીતિ જ્યાં ત્યાં જોવામાં આવતાં. હું એમ કહેવા નથી માગતો કે આ બધા દુર્ગુણો છેક નાશ પામ્યા છે. ના, કેવળ નાબુદ થયા નથી. પણ હું એમ કહેવા માગું છું કે પ્રથમ કરતાં હમણાં અનીતિનું વાતાવરણ ઓછું થયું છે, ફેરફાર થવા માંડ્યો છે, અને જો અમે અમારા પ્રયત્નો ચાલુ રાખીશું, તો મને ખાત્રી છે કે આ બધું વાતાવરણ અમે બદલી શકીશું.

આ વર્ષે લોકોએ આપોઆપ શાળાની મદદ માટે ૧૦૦૦) ડોલર આપ્યા છે. તેમણે અત્યાર પહેલાં કેળવણી માટે એ રકમનો દસમો ભાગ પણ કદી આપ્યો નહોતો. બીજા વર્ષમાં વિદ્યાર્થીની સંખ્યા ૪૦૦ હતી, અને શિક્ષકો ૧૧ હતા. એકંદર ખર્ચ ૧૦,૦૦૦) ડોલરનો હતો, અને તે સઘળો તે જ વર્ષમાં ભેગો થયો હતો. હવે અમારું ત્રીજું વર્ષ શરૂ થયું છે. અમે ૧૫ શિક્ષકો રોક્યા છે અને કુલ ખર્ચ ૧૫૦૦૦) ડોલર થશે, અને તે રકમ અમે અમારી મહેનતથી ભેગી કરી શકીશુ. અમારી એકંદર મિલ્કત વહિવટ કરનારાઓને નામે ૧૦,૦૦૦ ડોલરની છે.

મીસીસીપીમાં મેં ઘણું કાર્ય કર્યું છે એવો મને સંતોષ થતો નથી; કારણ કે સાધનના અભાવે હજી ઘણું કરવાનું બાકી રહ્યું છે. પરંતુ તે કાર્યમાં હું પરોવાયેલો હોવાથી છેવટે જનકલ્યાણ

કાંઈક કરી શકીશ. જો આ કાર્ય સાધવામાં મારે કાંઈ દુખ વેઠવુ પડયુ હોય, તો તે મારો આત્મભોગ છે એમ મને લાગતુ નથી. દરેક માણસને એવા નાના મોટા પ્રસંગો આવે છે. જેમ આત્મભોગ વધારે, તેમ પ્રસંગો વધારે મોટા હોય છે. અત્યાર સુધી હું જે કરી શકયો હોઉં, તે મારી પોતાની પ્રવૃત્તિને લીધે નહિ, પરંતુ મારી અર્ધાંગનાની ઉત્તમ પ્રકારની વિવેકબુદ્ધિને આભારી છે. મારા ભાઈઓ માટે મીસીસીપીમાં હું જે કાંઈ કરી શકયો હોઉં તે મારી માતાના ઉપદેશને પ્રથમ આભારી છે, અને પછી બુકર ટી વૉશિંગ્ટનના અદ્વિતીય ઉપદેશ અને સર્વોપયોગી આદર્શ જીવનને આભારી છે.

## પ્રકરણ ત્રીજું

# એક વકીલની આત્મકથા

### ( જ્યૉર્જ ડબ્લ્યુ. લવ જૉય )

મારી માતા ગુલામ હોવાથી મારી જન્મતિથિ નોંધાઈ નથી એટલે તેની મને ખબર નથી. પણ મારી ધારણા પ્રમાણે હું આલાબામાના કુઆ પ્રગણામાં ૧૮૫૯ ના ફેબ્રુઆરી માસમાં જન્મ્યો હોઈશ.

અગિયાર છોકરાંમાં હું ત્રીજો અને પુત્રોમાં બીજો છું. હાલ તેમાંનાં માત્ર સાત જીવતાં છે.

મારી બાલ્યાવસ્થામાં જ મારા પિતાનું અવસાન થયેલું હોવાથી હું તેમને ઓળખતો નથી. હું માત્ર મારા સાવકા પિતાને જ ઓળખું છું.

'પીટીય' પોતાના સુંદર કાવ્યમાં બાલ્યાવસ્થાને 'અત્યંત આનંદની લાંબી રમત' કલ્પે છે તેવી મેં અનુભવી નથી. પણ ઈશ્વિર મને પગ શ્રમ કરવા જ આપ્યા છે એવું જ્ઞાન મને બાલ્યાવસ્થામાંથી જ થયું હતું. હું સાત વર્ષનો થયો ત્યારે મારા સાવકા પિતાએ મારા હાથમાં પાવડો આપી કહ્યું કે જા, તારી માને કપાસના ખેતરમાં નીંદવા લાગ. તે દિવસથી આજ સુધી કોઈ પણ જાતની મહેનત હું સતત કરતો આવ્યો છું. જ્યારે હું તે અવસ્થા સંભારું છું ત્યારે મારા જીવનનો હું પોતે જ ચિત્રકાર બની મારા જીવનનાં જુદાં જુદાં ચિત્રો આલેખું છું. કોઈ વખત કપાસ વણતો હોઉં છું. બાલ્યાવસ્થાથી તરૂણાવસ્થા સુધી આવાં જ કામો હું કર્યા કરું છું.

મારા સાવકા પિતા જ્યારે ગુલામગીરીની અવસ્થામાં હતા ત્યારે તેમના શે'ના ગાડીવાન હતા, અને હું ધારું છું કે તે ઉત્તમ હાંકનાર હોવા જોઈએ, કારણ કે મને એકે દિવસ એવો યાદ નથી કે જ્યારે દિવસનું કામ સંપૂર્ણ અને સારી રીતે થયું હોય કે જેથી બીજે દિવસે તેથી રહેજ વધારે કામ કરવાનો તેમને આગ્રહ કરવામાં ન આવે.

પાક ગીરો મૂકવાનો તે વખતે રિવાજ હતો અને હાલમાં પણ છે, અને મને મારાં ભાઈ બહેનોને અને મારી માતાને ભરણપોષણ માટે કેટલું વૈતરું કરવું પડતું હતું તે યાદ કરું છું ત્યારે મને ચિતરી ચઢે છે.

થોડા વર્ષો સુધી સારા સંજોગોને લીધે અમે ઋણમુક્ત થયા અને નવેસર ધંધો કરવા માંડ્યો પણ આ દેખીતું સુખ અમારા માટે નહોતું કારણ કે થોડાં સારાં વર્ષ પછી એક બે વર્ષ નરસાં પડ્યાં. અને જે બચેલું તે સ્વાહા થઈ ગયું પહેલાના જેવા જ અમે પાછા દુ:ખી થયા. વરસાદ નહીં આવવાથી અગર જો કદિ તેથી વધારે પડવાથી, જંતુઓના અને તીડોના ઉપદ્રવથી અને એવાં બીજાં અનિવાર્ય સંજોગોને લીધે અમારી આખા વર્ષની મહેનત પાણીમાં જતી એટલું જ નહીં પણ અમારી સારા વર્ષોમાં મેળવેલી મિલ્કત પણ ગુમાવવી પડતી. આ જ રિવાજના ભોગે મારા સાવકા પિતાને દેવામાં બધાં ઢોરઢાખર અનેકવાર આપી દેવાં પડતાં હતાં અને આ જ પ્રમાણે મારા સાવકા પિતા, મારી માતા અને બીજા ખેડુતો જીવતા હતા.

આ બધા વર્ષોમાં અમે અજ્ઞાનાંધકારમાં ઉછરતા હતા. ૧૦ વર્ષ સુધી કાળા લોકોનાં છોકરાઓ નિશાળનું નામ સરખું પણ સાંભળતા નહોતા. વર્ષમાં જુલાઈ અને ઓગસ્ટ એ બે માસ અભ્યાસ કરવાનો મને હક મળ્યો તો પણ મારી ખાત્રી છે કે તેથી કેળવણી લાભને બદલે નુકસાન કરતી હતી. વર્ષોના વર્ષો સુધી એ-જ અભ્યાસક્રમ ચાલ્યા કરતો કદાચ એ પ્રમાણે પુનઃ પૌત્યની નીચેના કારણોને લીધે જરૂર હતી

(૧) દશ માસની રજાને લીધે એ માસમાં મળેલા જ્ઞાનની છાપ બરાબર બેસતી નહોતી.

(૨) શિક્ષકોનું જ્ઞાન પરિમિત હોવાથી બે માસમાં તે ખૂટી જતું અને પરીક્ષાઓ એટલી બધી સહેલી હતી કે તેમણે શાળા ચલાવ્યા સિવાય બીજું કાંઈ કરવાની જરૂર નહોતી.

જ્યારે હું શાળામાં ગયો ત્યારે મને ચોક્કસ યાદ છે કે અમે લોકપ્રસિદ્ધ વેબ્સ્ટરની આસમાની પુઠાવાળી જોડણીની ચોપડી વાપરતા હતા. ઘણા વિદ્યાર્થીઓ કકોથી શરૂઆત કરતા, અને બે પાના શબ્દો સુધી આગળ જતા. હુશિયાર છોકરાઓ છપદના શબ્દો સુધી જોડણીમાં અભ્યાસ કરતા પણ તે ઉપરાંત કશુંજ નહીં.

તે દિવસોમાં લખવું, લેખવું અને વાંચવું–એ ત્રણ વિષયો ગુંચવી નાંખવામાં આવ્યા નહોતા. તેમાનો એકજ વિષય અમને શિખવવામાં આવતો હતો, અને તે પણ ટુકડે ટુકડે.ઈકારણ કે હું મોટો થયો તો પણ મને એક શબ્દ લખતાં કે ગણિતનો એક દાખલો ગણતાં આવડતું નહોતું.

મારી માને કે સાવકા પિતાને લખતાં વાંચતાં આવડતુ નહોતું. અમારા ઘરમાં કદી પુસ્તક કે વર્તમાનપત્ર જોવામાં આવતું નહોતું. જો કોઈ કાળી સ્ત્રી કે પુરૂષને લખતાં કે વાંચતાં આવડે તો તે નવાઈ ભરેલું ગણાતું.

નાનપણથી આ પ્રકારના બાળઉછેર તરફ મને અતિ ખેદ થતો. મારૂં જીવન વધારે ઉપયોગી અને સારૂં બનાવવાનો મેં નિશ્ચય કર્યો. પણ તે વર્ષોને કેટલી બધી વાર હતી! છેવટે હું ૨૧ વર્ષનો થયો ત્યારે તે દિવસ આવ્યો, અને મેં મારૂં જીવન મારા વિચાર પ્રમાણે દોરવા માંડ્યું.

તરત જ હું મારૂં ક્ષેત્ર કાર્ય કરવા મંડ્યો, અને બચત કરવા માંડી. એમ કરી ૨૫–૩૦ ડોલર બચાવ્યા. ત્યાર પછી કોઈપણ જગ્યાએ

વિદ્યાર્થીઓની પેઠે મારે પણ કોઈ પણ ઉદ્યોગમાં મહેનત કરવાની ફરજ પડી. મેં ખેતરમાં કામ કરવાનું સ્વીકાર્યું અને શાળાના દરવાનોનો ઉપરી થયો.

જો કે કોઈ પણ ઉદ્યોગ શિખવાની કે હસ્તશ્રમ કરવાની મારી ઈચ્છા નહોતી તો પણ જીવનને ઉપયોગી બનાવવાની તો ઈચ્છા હતી ટસ્કેજીમાં હું જાણે કચેરી ખોલીને 'બ્લેક સ્ટોન', 'કેન્ટ', 'સ્ટોરી' વગેરે ગ્રંથકારોનાં પુસ્તકો બેઠો બેઠો વાંચતો હોઉં અને બહાર ટાંગેલા પાટીઆથી મારા ધંધાની લોકોને ખબર થતી હોય એવાં સ્વપ્નો મને દરરોજ આવતાં હતાં.

થોડા સમય સુધી ટસ્કેજીમાં સખ્ત મહેનત કર્યા પછી બીજી યત્તાની પરીક્ષામાં હું ઉત્તીર્ણ થયો તેથી મને ઘણો આનંદ થયો. રજાના વખતમાં જે શાળામાં હું બે અને ૭ પદના શબ્દોની જોડણી શિખતો હતો તે જ શાળાનો હું શિક્ષક થયો.

ટસ્કેજીમાં ચાર વર્ષ ગાળીને ૧૮૮૮ માં મેં પ્રથમ પદવી પ્રાપ્ત કરી, પદવી પ્રાપ્ત કરતાં પહેલાં એક સમયે વોશિંગ્ટનને મેં વકીલ થવાનો મારો વિચાર દર્શાવ્યો, તે સાંભળી તેમને જરા ચીઢ ચડી હોય એમ લાગ્યું. તેમણે આવી મોટી ભાવના માટે સહાનુભૂતિ જણાવી પણ વધારે અભ્યાસની જરૂર છે એમ કહ્યું. તેથી મારો ધારેલો હેતુ પાર પાડવા વધારે મહેનત કરવાની મેં પ્રતિજ્ઞા લીધી. વોશિંગ્ટનને કહ્યું કે મને કોઈ સારા વકીલને ત્યાં મૂકો. છેવટે મને પોર્ટસ્મથના વીલીયમ એમ. રીડ ને ત્યાં રાખ્યો.

આ ઉદ્દેશને લીધે એક વર્ષ સુધી આલાબામામાં મેં શિક્ષકનો ધંધો કર્યો અને પછી પોર્ટસ્મથ ઉપડયો. રીડ જુવાન, બુદ્ધિશાળી, ઉદ્યોગી અને મહેનતુ માણસ હતો. તેનો ધંધો સારો ચાલતો હતો અને તેણે મારા કર્તવ્યમૂઢતા અને મુંઝવણના વખતમાં સાચા મિત્રની ગરજ સારી હતી. તેની મદદથી થોડા વખતમાં હું મારો જમણખર્ચનો અને પુસ્તકોનો ખર્ચ કાઢી શકયો.

શાળામા દાખલ થઈ અભ્યાસ શરૂ કરવાનો મે નિશ્ચય કર્યો, પહેલો યોગ આવતામાજ મા પાન્ટગોમેરીમા પ્રાપ્ત થયો ૧૮૮૩ના નવેમ્બર માસમા ત્યા ગયો અને 'સ્વેઈન' શાળામા દાખલ થયો

મને ત્યા બધુ નવુ અને અજાણ્યુ લાગ્યુ મે પહેલા કદી એવડી મોટી શાળા જોઈ નહોતી હુ અજાઈ ગયો અને ગભરાઈ ગયો શાળાના નાના બાળકોની વચ્ચે હુ મોટો ભાયડો દેખાયો તેઓ મને આશ્ચર્યસ્થાન માનતા મને પણ અચંબો થતો કે આટલા નાના બાળકોમા આટલુ બધુ જ્ઞાન શી રીતે સભરી શકે!

અન્ય બાળકોએ મને ખરા દિલથી સ્વાગત આપ્યુ એમ હુ માની શકતો નથી મારી સ્થિતિ કઢંગી હતી, અને શહેરમા વિદ્યાર્થીઓને મારી સાથે મૈત્રી કરવા જેવા મારામા ગુણો જણાયા નહીં

તે વખતે જો એક મહાન્ અને સાધુ પુરુષ—વંદનીય રૉબર્ટ સી, બેડફર્ડ—નો મને સમાગમ થયો ન હોત તો હુ જરૂર નાહિંમત થઈને અભ્યાસને તિલાંજલિ આપત આ સાધુ પુરુષ ઘણા વર્ષોથી ટસ્કેજી સસ્થાના ઉત્તીર્ણ પદવીધરો અને જૂના પદવીધરોના કાર્યનું નિરીક્ષણ કરે છે તે તે વખતે ત્યાના દેવળના ધર્મોપદેશક હતા હુ નિયમિત રીતે તે દેવળમા જતો અને રવિવારની શાળામા પણ જતો તેમના તરફથી મને બહુ મદદ અને ઉત્તેજન મળ્યા છે

ટસ્કેજી સસ્થા સબધી મને પ્રથમ વાત કરનાર તે જ માણસ હતા તેમણે મને તેમા દાખલ થવાનુ કહ્યુ મને લાગ્યુ કે આ ઉપદેશ તો સારો છે ૧૮૮૪ના સપ્ટેમ્બર માસમા હુ ત્યા દાખલ થયો

જ્યારે હુ ટસ્કેજીમા આવ્યો ત્યારે જાતમહેનતનો મને ઘણો કટાળો ઉપજ્યો હતો ગુલામ તરીકે આખી જીદગીભર હુ સખ્ત મજુરી કરતો આવ્યો હતો તેથી મે નક્કી કર્યુ હતુ કે જો કાળા માણસો માટે એની અને તેવી જ સખ્ત મજુરી કર્યા સિવાય ઉદર-પોષણનો અન્ય માર્ગ હોય તો મારે તે જ ગ્રહણ કરવો. બીજા

વિદ્યાર્થીઓની પેઠે મારે પણ કોઈ પણ ઉદ્યોગમાં મહેનત કરવાની ફરજ પડી. મેં ખેતરમાં કામ કરવાનું સ્વીકાર્યું અને શાળાના દરવાનોનો ઉપરી થયો.

જો કે કોઈ પણ ઉદ્યોગ શિખવાની કે હસ્તશ્રમ કરવાની મારી ઇચ્છા નહોતી તો પણ જીવનને ઉપયોગી બનાવવાની તો ઇચ્છા હતી ટસ્કેજીમાં હું જાણે કચેરી ખોલીને 'બ્લેક સ્ટોન', 'કેન્ટ', 'સ્ટોરી' વગેરે ગ્રંથકારોના પુસ્તકો બેઠો બેઠો વાંચતો હોઉં અને બહાર ટંગેલા પાટીઆથી મારા ધંધાની લોકોને ખબર થતી હોય એવાં સ્વપ્નો મને દરરોજ આવતાં હતાં.

થોડા સમય સુધી ટસ્કેજીમાં સખ્ત મહેનત કર્યા પછી બીજી મત્તાની પરીક્ષામાં હું ઉત્તીર્ણ થયો તેથી મને ઘણો આનંદ થયો. રજાના વખતમાં જે શાળામાં હું બે અને ત્રણ પદના શબ્દોની જોડણી શિખતો હતો તે જ શાળાનો હું શિક્ષક થયો.

ટસ્કેજીમાં ચાર વર્ષ ગાળીને ૧૮૮૮ માં મેં પ્રથમ પદવી પ્રાપ્ત કરી, પદવી પ્રાપ્ત કરતા પહેલાં એક સમયે વોશિંગ્ટનને મેં વકીલ થવાનો મારો વિચાર દર્શાવ્યો, તે સાંભળી તેમને જરા ચીઢ ચડી હોય એમ લાગ્યું. તેમણે આવી મોટી ભાવના માટે સહાનુભૂતિ જણાવી પણ વધારે અભ્યાસની જરૂર છે એમ કહ્યું. તેથી મારો ધારેલો હેતુ પાર પાડવા વધારે મહેનત કરવાની મેં પ્રતિજ્ઞા લીધી વોશિંગ્ટનને કહ્યું કે મને કોઈ સારા વકીલને ત્યાં મૂકો. છેવટે મને પોર્ટસ્મથના વીલીયમ એમ. રીડ ને ત્યાં રાખ્યો.

આ ઉદ્દેશને લીધે એક વર્ષ સુધી આલાબામામાં મેં શિક્ષકનો ધંધો કર્યો અને પછી પોર્ટસ્મથ ઉપડ્યો. રીડ જુવાન, બુદ્ધિશાળી, ઉદ્યોગી અને મહેનતુ માણસ હતો. તેનો ધંધો સારો ચાલતો હતો અને તેણે મારા કર્તવ્યમૂઢતા અને મુંઝવણના વખતમાં સાચા મિત્રની ગરજ સારી હતી. તેની મદદથી થોડા વખતમાં હું મારો જમણખર્ચનો અને પુસ્તકોનો ખર્ચ કાઢી શક્યો.

સંયુક્ત રાજ્યોના અરમારમાં દરરોજ ૧। ડોલરના પગારે હું કામ કરતો હતો. મે કદી આટલો બધો પગાર મેળવ્યો નહોતો. હું મારો ખર્ચ કાઢતો એટલું જ નહિ પણ બચત પણ કરી શકતો. મે એક કાયદાના પુસ્તકોનું નાનુ સરખું પુસ્તકાલય બનાવ્યુ. ત્યાં મેં ત્રણ વર્ષ કામ કર્યું. સ્પેન અને અમેરિકાની લડાઈમાં જે 'રેલે' અને 'ટેક્સસ' નામનાં બે વહાણોએ અદ્ભૂત કામો કર્યાં હતાં તે વહાણોમાં કામ કરવાને હું ભાગ્યશાળી થયો છું.

૧૮૯૨ માં વકીલાત કરૂં એટલું જ્ઞાન મને થયું હતુ, વર્જીનીયા છોડી હું આલાબામામાં આવ્યો. હવે જ ખરી કસોટીનો પ્રસંગ આવ્યો. મારી પરીક્ષા લેવડાવવાનું કામ બહુ અઘરૂં હતું. પાંચ મહિના પછી ટોમસન નામના વકીલે ત્યાંની ન્યાયાધીશાને મારી પરીક્ષા લેવાની ભલામણ કરી. બધા વકીલમંડળ સમક્ષ ભર કચેરીમાં મારી પરીક્ષા લેવાઈ અને મને વકીલાતની સનંદ મળી.

મારા આનંદની સીમા રહી નહિ. મારૂં સ્વપ્ન સાચું થયું. મેં 'મોબાઈલ' નામના ૫૦ હજાર વસ્તીવાળા શહેરમાં વકીલાત કરવાનું પસંદ કર્યું. તા. ૮-૯-૧૮૯૨ ના રોજ મેં મારી કચેરી ઉઘાડી. ત્યારથી અત્યાર સુધી મેં વકીલાત કરી છે. જો કે મને વિઘ્નો નડયાં હતાં તો પણ મારી કચેરી બંધ કરવાનો કે ભરણપોષણ માટે બીજો ધંધો ખોળવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો નથી. હું ઠીક કામ કરી શક્યો છું.

મને વર્ણભેદને લીધે કોઈ જાતની અડચણ પડી નથી. ન્યાયાધીશોએ અને પંચોએ અન્ય વકીલોની પેઠે મારી સાથે દાવાઓ વિષે છુટથી વાતચિત કરી છે. મારી પાસે કેટલાક ગોરા લોકના પણ દાવાઓ આવ્યા હતા.

મોટામાં મોટો પ્રશ્ન એ છે કે હું મારા દેશીભાઈઓમાં વિશ્વાસ પેદા કરી શક્યો નથી. હજી મને લાગે છે કે માણસો પોતાના દેશમાં

માન પામતા નથી હંમેશાં સાધારણ આદમી છુ અનુભવુ છું. ધર્મ-પંથ-ભેદને લીધે કેટલાક અસીનો મારી પાસે આવતા નથી કેટલાક મને 'કેથોલીક' પંથનો ઈચ્છે છે, કેટલાક 'પ્રોટેસ્ટંટ' સંપ્રદાયનો તો કેટલાક 'પ્યુરીટન' સંપ્રદાયનો ઈચ્છે છે તેમની માન્યતા પ્રમાણે મારે દરેક ગુપ્તમંડળના સભાસદ હોવુ જોઈએ અને ખરા બપોરે કે પરોઢીએ ભરાવાનો હોય તો પણ મારે દરેક મેળાવડામા હાજર રહેવુ જોઈએ

અત્યાર સુધી અમારા નાયાધિશો, પચો અને વકીલો ગોરા માણસો જ હતા અને તેમનામાનો કોઈ એવા હોદ્દા પર નહોતો એટલે ૪૦ વર્ષ પૂર્વે સ્વતંત્ર થયેલા સીદીઓમાં આવી વાતો સાહજીક છે મારી ઈચ્છા તેમને મદદ કરી મત મેળવવાની છે

બે વર્ષ વકીલાત કર્યા પછી ટસ્કેજીમા અભ્યાસ કરતી કુમારી સગ ઈ ઓલ્ડન સાથે મે લગ્ન ર્યા છે દશ વર્ષ થયા અમે પરણ્યા છીએ અને અમને ૭ છોકરા થયા હતા પણ દિલગીર છુ કે તેમાંના માત્ર ત્રણ જ હયાત છે

મને કેળવણી આપનાર ટસ્કેજી માતાનુ ઋણ બતાવ્યા સિવાય મારૂ દુઃખ ટયાત છુ બધ કરી શકુ નહી જે ઉદ્યોગ, કરકસર અને ઈમાનદારીના પાઠો વોશિંગ્ટન અને તેના મદદનીશ શિક્ષકો પાસેથી છુ શિખ્યો છુ તે હુ કદી ભૂલનાર નથી ટસ્કેજીના સબધમા આવનાર મનુષ્યમા શા શા ફેરફારો થાય છે તેનો જ્યારે હુ વિચાર કરુ છુ ત્યારે મારા હૃદયમા રોમ રોમ હર્ષ વ્યાપી રહે છે અને નાડીઓ ધમ ધમ આનના માંડે છે

હુ મોટા સાદે કહુ છુ ' ધન્ય માતા, ટસ્કેજી ! "

પ્રકરણ ચોથું

## શાળાના એક કોશાધિકારીની આત્મકથા

### ( માર્ટિન એ. મીનફી )

આ લાબામાના 'લી' પ્રગણામાં મારો જન્મ થયો હતો. મારાં માબાપ ગરીબ હોવાથી નાનપણથી મને ખેતરમાં કામ કરવા મૂકયો હતો. હું બાર વર્ષનો થયો ત્યાં સુધી મેં શાળાનું મ્હોં જોયું નહોતું. ત્યાર પછી દર વર્ષે ત્રણ માસ એમ ૭ માસ સુધી એટલે બે વર્ષ હું શાળામાં ભણ્યો. આ વખતે એક અણધારી આફત મારા ઉપર આવી હતી. મારા ખભાનું હાડકું ઉતરી ગયું અને ત્યારથી હું એક જ હાથનો ઉપયોગ કરી શકું છું.

મારા ઘરમાં રહી જે એક ગૃહસ્થ શિક્ષકનો ધંધો કરતો હતો તેણે મને આલાબામા મહાવિદ્યાલયમાં લઈ જઈ ભણાવવાનું માથે લીધું. મેં ત્યાંના મુખ્ય અધ્યાપકને જણાવ્યું કે મારાથી થાય એવું કામ હું કરીશ અને મને મહાવિદ્યાલયમાં ભણવા દો. પણ તેમને એમ લાગ્યું કે મારાથી કશું કામ થઈ શકશે નહીં મેં એક વાર અનુભવ દાખલ અજમાયશ કરવા વિનંતિ કરી પણ ઘણી વિવેકભરી વાણીથી દાખલ કરવાની ના પાડી.

હું ઘેર ગયો. તરત જ ટસ્કેજી સંસ્થા વિષે મેં જુલાઈ માસમાં સાંભળ્યું અને ત્યાં જવાનું નક્કી કર્યું. મારા ઘરથી ટસ્કેજી ૪૦ માઈલ દૂર હતી. થોડું ચાલીને ત્યાં જવાનો મારો વિચાર હોવાથી હું પ્રથમ બાર માઈલ સુધી ચાલતો ગયો. ઑબર્નમાં આવી આગગાડીની રાહ

જોતે ઉભો રહ્યો. આગગાડી આવી એટલે તેમાં બેસી ગયો અને ટસ્કેજીમાં આવ્યો. થોડી વાતચિત કર્યા પછી મને તરત ઈંટની ભટ્ટીમાં કામ કરવા માટે દાખલ કર્યો. પણ ત્યાં સૂર્યને મારા ઉપર જરા દયા આવી નહીં. તેની સાથે ભટ્ટીનો તાપ પણ દુઃખ દેવા લાગ્યો. મને લાગ્યું કે મારી સઘળી આશાઓ આ બંને તાપથી બળીને ભસ્મ થઈ જશે. મેં ઔદ્યોગિક ખાતાના અધિકારી પાસે બીજા કામની માગણી કરી પણ તેમને તેની જરૂર જણાઈ નહીં

આ દુઃખમાંથી છૂટવાનો એકજ રસ્તો હવે અવશેષ રહ્યો હતો અને તે મેં લીધો. હું માંદો પડ્યો પણ તે ઝાઝા દિવસ ચાલે તેમ નહોતું. હવે હું ઘેર જવાના વિચાર ઉપર આવ્યો; કારણ કે ત્યાં મને ઈંટની ભટ્ટીનો ત્રાસ કે તાપ નડે તેમ નહોતું. હું માત્ર આઠેક દિવસ ટસ્કેજીમાં રહ્યો. અહિં જણાવવાની રજા લઉં છું કે મને ઈંટના વાડામાં મૂક્યો એ બહુ સારૂં કામ કર્યું. કારણ કે પહેલાં સખ્ત કામનો તાપ દૂર થયો એટલે મારામાં કામ કરવાનો ઉત્સાહ વધ્યો છે.

હું ઘેર ગયો ત્યાર પછી થોડા સમયમાં 'ટેલા ડેલા' મહા વિદ્યાલયના એક અધ્યાપકે મને ત્યાં બોલાવ્યો. એ સંસ્થા બે ગોરી સ્ત્રીઓ ચલાવતી હતી અને તેમણે મારો સઘળો ખર્ચ આપવાનું કબુલ રાખ્યું. આથી મને ઘણો સંતોષ થયો. હું જેનીફર ગયો. એક વર્ષ ત્યાં ગાળ્યું પણ એક વાર ફરી ટસ્કેજીમાં જવાની મારી ઉત્કંઠા વધી.

૨૯-૧૦-૯૪ના રોજ હું પાછો ટસ્કેજી ગયો અને દાખલ થવાની મેં માગણી કરી. પણ દાખલ કરતાં પહેલાં મને જણાવ્યું કે તમારે દેવળમાં સર્વ વિદ્યાર્થીઓ અને શિક્ષકો સમક્ષ વગર રજાએ આ સંસ્થા છોડી તે ગુન્હાની માફી માગવી પડશે. આ તો ભારે અપમાન જેવું લાગ્યું કારણ કે એક માણસ સાથે વાત કરવાનું મને અઘરૂં લાગતું હતું એટલે ભરસભામાં બોલતાં મારી જીભ અટકી પડી. વોશિંગ્ટન

આ નવો અભ્યાસ સારી રીતે ચાલતો હતો બીજી કચેરીમા હુ પણ કામ કરતો હતો અને જે રીતસર 'સક્ષિપ્ત લિપિ' શાળામા શિખતા હતા તેમની પાસેથી મને મ ^ પગ સારી મળતી હતી

ટસ્કેજી સસ્થામા મારા બીજા વર્ષની ઉનાળાની રજાના આરભમા એક બેનાર્ક બનાવ બન્યો મે શાળામા કોઈ પગ કામ કરવાની માગણી કરી. પણ મને ઔદ્યોગિક ખાતાના અધિકારીએ જણાવ્યુ કે તમારે માટે અહિં કામ નથી તેથી રજામા મારે ઘેર જવુ જોઈએ જો ઘેર જાઉ તો ખરો પણ મારા ખર્ચનો બોજો મારા ઘર ઉપર આવે શી રીતે સહન કરે? એ વિચારમા હુ મુઝાયા કરતો હતો મે એક ને વાત કરી. તેમણે મને આશ્વાસન આપ્યુ અનાયાસે અમે બન્ને એક જ આગગાડીમા પોતપોતાને ઘેર જતા હતા ગાડી ઉપડવાની આડી કલાકની જ વાર હતી એટલામા મે એક માણસને તનો ખગરો મજુર પાસે ધમકાવી લઈ જતા જોયો તેણે મને પૂછ્યુ કે તમારુ નામ શુ, ક્યાથી આવ્યા અને શો ધધો કરો છો? ક્ષણવાર તો હુ બોલ્યો નહિ પણ છેવટે મે જવાબ આપ્યો તે ગામાગ ગામની ઉનાળામા ચાલતી શિક્ષણાનુભવ શાળાના મુખ્ય શિક્ષક હતા તેમણે મને તરત જ તે શાળાના ઔદ્યોગિક ખાતાનુ કામ સોપ્યુ અને મારે 'ટાઈપ રાઈટીંગ અને સક્ષિપ્ત લેખન શિખવવાનુ હતુ આવી રીતે ત્રણ વર્ષ સુધી રજાઓમા મે ત્યા કામ કર્યું મારી સાથે રાગી અન ળતાથી તે કામ કરતા હતા

ટસ્કેજી છોડી એકને સૌથી પહેલો હુ ત્યા જતો અને અભ્યાસ શરૂ કરતો મારો પણ બીજા વિદ્યાર્થીઓની માફક ગો જ ઉતરા હતો આ બધો સમય મને મઈ સરળ લાગતો નહોતો અને કેટલી વેળા તો હુ નાહિંમત થઈ જતો હતો

હુ ટસ્કેજીમા છ વર્ષ રહ્યો અને જ્યારે તે વર્ષો હુ યાદ કરૂ

છું ત્યારે મને આનંદ અને સંતોષ થાય છે, ત્યાં મારે ઘણા મિત્રો હતા. તેમાં મુખ્ય બેડફર્ડ જેમની સહાયથી હું ત્યાં રહી શક્યો હતો. વળી શાળાના કોષાધિકારી વૉરન લૉગન, શાળાના ખેતીવાડી ખાતાના અધિકારી ગ્રીન વગેરે ઘણા હતા. એ સિવાય બીજા ઘણા માણસો મારા ઉપર સારો ભાવ રાખતા હતા.

સને ૧૯૦૦ માં મારો અભ્યાસ મેં પૂરો કર્યો. બેડફર્ડે મારે માટે સંક્ષિપ્ત લિપિના શિક્ષક તરીકે ડેન્માર્કમાં સવડ કરી રાખી હતી. તે શાળાની મુખ્ય શિક્ષિકા કુમારી ઈલિઝાબેથ ઈ. રાઈટ હતી થોડા વખત સુધી અહીં કામ કર્યા પછી વહિવટ કરનાર મંડળે મને ત્યાંની કોષાધિકારીની જગ્યા આપી. તે જગ્યા લેતી વખતે મેં કહ્યું કે મારાથી બનશે તેટલી મહેનત હું કરીશ. મેં પ્રથમ પદવી મેળવી તે વર્ષથી જ હું આ શાળામાં છું. અહિં મને કામ બહુ ગમે છે.

અમારી શાળા માટે બે શબ્દ કહુ તો વધારે નહિ ગણાય. એ શાળા ‘ વોરહીઝ ઔદ્યોગિક શાળા ’ એ નામથી ઓળખાય છે અને સીદી લોકોની ઘીચ વસ્તીમાં તે આવેલી છે. તેની સ્થાપના કરનાર કુમારી રાઈટ બહુ ધર્મશ્રદ્ધાળુ સ્ત્રી છે. તેમને પ્રથમ ગોરા તથા કાળા વર્ણના લોકો તરફથી ઘણી અડચણો નાંખવામાં આવી હતી. પણ તે નહિ ગણકારતાં તેમણે પોતાનું કામ ચલાવી રાખ્યું છે. આજે એ શાળાને સાત વર્ષ થયાં છે. કુમારી રાઈટે અદ્ભુત કામ કર્યું છે એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. શાળાની જમીનના મધ્યભાગમાં એક ભવ્ય મકાન છે અને તે તે સ્થળનું ગર્વસ્થાન છે. તેમાં કચેરીઓ, શાળાના વર્ગો અને એક દેવળ છે. તેમાં છસો માણસોને બેસવાની સવડ છે. બીજું ૪૦૦૦) ડોલરની કિંમતનું એક મકાન કન્યાઓ માટે પણ બાંધ્યું છે. આ બે મકાનોના નકશા ટસ્કેજી સંસ્થાના પદવીધરોએ તૈયાર કર્યા હતા. એક ૮૦૦) ડોલરની વખાર પણ બંધાવી તૈયાર કરાવી છે.

અમારી શાળામાં કુમારી રાઈટ સિવાય બીજા છ ટસ્કેજીના પદવીધરો છે. (૧) ખેતીવાડી ખાતાના અધિકારી (૨) મિસ્ત્રી (૩) ચિત્રકાર (૪) પ્રાથમિક કેળવણીના નિયામક (૫) સ્ત્રી વસ્ત્રકરણ શિક્ષિકા (૬) અને કોષાધિકારી તરીકે હું.

વિદ્યાર્થીઓની સંખ્યા ૩૦૦ છે. 'વૉર હીલ' ટસ્કેજી સંસ્થાની સોળમી મોટી પુત્રી છે. તેના કાર્યવાહકો સઘળા ટસ્કેજીના જ પદવીધરો છે. તે શાળાને ટસ્કેજી તરફથી મદદ મળે છે અને તેનો વહિવટ કરનારાઓમાં કાળા અને ગોરા બન્ને વર્ણના માણસો છે. આ સંસ્થાને અસંખ્ય રીતે મદદ કરનાર એક દક્ષિણનો ગોરો માણસ છે અને જ્યારે અમે નાહિંમત જેવા થઈ જતા ત્યારે તેની મદદથી અમે સંસ્થા ચલાવતા.

કેરોલીનના મીઠી લોકોને અમે શાસન અને કાર્યથી મદદ કરીએ છીએ. જે બાળકો દરિદ્રતાને લીધે કેળવણી લઈ ન શકે તેમને કેળવણીનો માર્ગ ટસ્કેજીની પેઠે બતાવીએ છીએ. આવી સંસ્થા આ રાજ્યમાં એકે નથી. ક્ષેત્રમાં અગર બીજા ઉદ્યોગોની વખારોમાં દિવસે કામ કરી રાત્રે શાળામાં વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે આથી તેઓ મહેનતને માનની નજરે જુએ છે. અત્યાર સુધી આ શાળામાંથી એક પણ વિદ્યાર્થીને પદવી મળી નથી કારણ કે અહીં આવનારા બધા વિદ્યાર્થીઓ કેવળ નિરક્ષર હોય છે અને તેમને કશું લખતાં કે વાંચતાં આવડતું નથી. પણ તેઓ શિખવાને બહુ ઉત્સુક અને ખંતીલા છે.

૧૯૦૩-૦૪ ના ગત વર્ષમાં એકંદર આવક ૮૩૧૦૪૩ ડોલરની હતી. આ ઉપરથી શાળાની ઉપયોગિતા અને કામનો મ્હેજ ખ્યાલ આવશે અને કોશાધિકારી તરીકે મારા કામની પણ કિંમત આંકી શકાશે.

અમારી હાલની મિલ્કત લગભગ ૨૫૦૦૦) ડોલરની છે. તેમાં ૩૦૦ એકર જમીન, ત્રણ મોટાં મકાનો, એક મોટી વખાર, એક

પ્રાથમિક શાળા માટે મકાન, ૧૦ ખચ્ચર, ૬ ઘોડા, ૩૦ ગાય, ૩ ખટાગ અને ૩ ઘોડાગાડીઓ વગેરે છે. આ સંસ્થા તદ્દન ઋણમુક્ત છે. **જેને માટે અમારી પાસે પૈસા નથી તે વસ્તુ વગર અમે ચલાવી લેતાં શિખ્યા છીએ.**

અમે નીચેના ઉદ્યોગો શિખવીએ છીએઃ-(૧) દરેક જાતની કૃષિ, (૨) સુતારી કામ, (૩) રસોઈ, (૪) સીવણ, (૫) ગૃહકાર્ય, (૬) લુગડાં ધોવાં, (૭) સ્ત્રીઓનાં કપડાં બનાવવાં, (૮) છાપકામ. (૯) અને લુહારી કામ.

ટસ્કેજીમાં લીધેલી કેળવણી મને બહુ ઉપયોગી માલમ પડી છે. પદવી પ્રાપ્ત કર્યા પછી મેં મારાં માબાપને કહ્યું કે દર વર્ષે પાંચ છ રૂની ગાંસડી ગણોતમાં આપવા કરતાં પાંચ છ રૂની ગાંસડી વેચીને પોતાની જ જમીન કરવી, અને કહેતાં મને આનંદ થાય છે કે દર વર્ષે ચાર ગાંસડી પ્રમાણે રૂ રાખી તેમણે ૧૬૦ એકર જમીન પોતાની માલિકીની કરી છે. આમ કરવાથી તેઓ સુખી દિવસો જોઈ શક્યા છે. આ યોજના બે વર્ષ સુધી તેમના સમજવામાં આવી નહીં પણ હવે તો તે બરાબર સમજી ગયા છે.

ફ્રેંકલીન કહે છે કે **જે માણસ ધંધાદારી છે તેની પાસે મિલકત છે અને જે માણસ પાસે કસબ છે તેને માન અને જગ્યા બન્ને મળે છે. તેથી મોટી જગ્યાની કે મોટા પગારની આશા રાખ્યા સિવાય મને જે પગાર મળે છે તેને જ મોટો માની હું મારૂં કામ દૃઢતાથી કર્યે જાઉં છું.** જે જે જગ્યાએ મેં કામ કર્યું છે તે તે જગ્યાએ મારા પહેલાં તેવું કામ બીજા કોઈએ કર્યું નથી એમ મેં બતાવી આપ્યું છે. હું મારા કામમાં દક્ષતા તત્પરતા, વિવેક વગેરે ગુણો બતાવી મારી જગ્યા બીજાથી પૂરી નહીં પૂરાય એમ બતાવી રહ્યો છું. 'કામ' જેવી તન મન ખિલવનારી

એક શક્તિ નથી એ વાત ઉપર હું બહુ ભાર મૂકું છું. મારા મિત્રો મને આ બાબતમાં 'ઘેલો' કહે છે. પણ ટસ્કેજીમાં હું ભણ્યો છું કે કાળા લોકોનું શ્રેય સાચા, ઉત્સાહી બુદ્ધિશાળી અને સાફ દિલના કામથી થવાનું છે. ટસ્કેજી સંસ્થાએ મને જે કેળવણી આપી છે અને સીદી લોકો માટે તે જે અથાગ પરિશ્રમ વેઠી રહી છે તે બદલ હું તેનો નિરંતર આભારી થયો છું.

જો હું મારા જીવનમાં કાંઈ સારૂં કરી શકું તો તે ત્યાંના સદ્‌ગુરૂ અને અમલદારોને લીધે જ. ટસ્કેજીનો કોઈ પણ સાચો વિદ્યાર્થી તેને ભૂલશે નહીં અને મારી ખાત્રી છે કે હું તો કદી નહીં જ ભૂલું.

પ્રકરણ પાંચમું

# એક ખેડુતની આત્મકથા

## (ફ્રેંક રીડ)

ટસ્કેજી સંસ્થા છોડયા પછી હું અને મારો ભાઈ શું શું કરવા સમર્થ થયા છીએ તે કહેતાં મને અતિ હર્ષ થાય છે.

મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે અમે પદવી પ્રાપ્ત કરી શકયા નથી પણ ત્યાંના પાઠો અમે વિસર્યા નથી. તેના વડે જ અમે અત્યારે આટલી ફતેહ મેળવી છે. ફતેહ કહેતાં હું અભિમાન કરતો નથી પણ સત્ય જ કહું છું. અમે સ્વપ્નમાં ધારી નહોતી એવી સફળતા મેળવી છે અને અમારા આડોશીપાડોશીઓની ઉન્નતિ માટે પણ કાંઈક કરી શકયા છીએ.

અમારૂં ઘર ડૅાફીન્સમાં ટસ્કેજીથી ૧૨ માઈલ છેટે છે એટલે ટસ્કેજીની અસરથી અમે દૂર નથી.

અમારાં માબાપનું જન્મસ્થાન તેથી થોડે દૂર છે, આ લેખ લખતી વખતે તે બન્ને હયાત છે અને બન્નેની ઉમ્મર ૬૫ વર્ષની છે, બન્ને ૨૫ વર્ષ સુધી ગુલામગીરીમાં હતા. બેમાંથી એકેને લખતાં વાંચતાં આવડતું નથી. મેં અને મારા ભાઈએ ત્રણ ત્રણ વર્ષ ટસ્કેજીમાં ગાળ્યા છે. મારા ભાઈએ બે વર્ષ સુધી 'ટલાડેલા' મહાવિદ્યાલયમાં પણ અભ્યાસ કર્યો હતો.

મેં સુતારી કામની સારી તાલીમ લીધી હતી અને મારો ભાઈ ખેતીનું કામ સારૂં શિખ્યો હતો. અમે બન્ને બે બહેનોને પરણ્યા

હતા. મારી પત્ની એક બાળક મૂકી સ્વર્ગવાસી થઈ છે. મારા ભાઇની વહુ જીવંત છે અને તેને ત્રણ સંતાન થયાં છે.

દશ વર્ષ પહેલાં અમારા પિતા અને અમે બધા ગણોતે જમીન રાખતા હતા. પણ દર રવિવારે સાંજના મુખ્ય શિક્ષક વોશિંગ્ટન અમને ઉપદેશ કરતા હતા કે ટસ્કેજીના દરેક વિદ્યાર્થીએ પોતાની સ્થિતિ સુધારવા જમીન વેચાતી રાખવી જોઈએ. છતાં લાંબા કાળ સુધી અમે ગણોતે જમીન રાખતા હતા. ૧૧૦૦ એકર જમીન ૨૩ વર્ષ સુધી અમારા પિતાએ દશ દશ વર્ષના પટે સાંથે રાખી હતી. તે ઉપરાંત ૪૮૦ એકર જમીન પણ અમે ગણોતે ૧૦ વર્ષના પટે રાખી હતી એ ૧૫૮૦ એકર જમીન અમે ૩૦ નાના ખેડુતોને સાંથે દેતા હતા અને એક ઘોડો ખેડી શકે તેટલી જમીન માટે અમે રૂની ૧ાા ગાંસડી ગણોત લેતા હતા. અમે બે ભાઈઓ ૧૬ ઘોડા ખેડી શકે તેટલી જમીન જાતે ખેડતા હતા. કેટલાક ખેડુતો અડધે ભાગે અમારી જમીન ખેડે છે.

અમે જમીન, બી, ઓજાર, ખચ્ચર, ઘાસચારો આપીએ અને જે પાક તેનો અર્ધો ભાગ લઈએ. દક્ષિણમાં આ રિવાજ બહુ પ્રચલિત છે.

દશ વર્ષ પહેલાં અમે પહેલવહેલી ૩૮૦ એકર જમીન વેચાતી રાખી. ત્યારપછી ૨૮૫ એકર જમીનનો ટુકડો અમે ખરીદ કર્યો છે. પહેલી જમીનના નાણાં અમે બે વર્ષમાં આપી દીધાં છે. બીજી જમીનની પણ કિંમત આપી દીધી છે. ૬૦૫ એકર જમીન ઉપર કોઈપણ જાતનું ઋણ નથી.

ટસ્કેજી છોડયા પછી અમે શું શું મેળવી શકયા તે નીચેની હકીકત ઉપરથી જણાશે.

જમીનનું દેવું, ખાતર અને ૩૦ આસામીને નિભાવવાનો ખર્ચ મળી એકંદર ૧૯૦૪ માં જ અમે ૫૦૦૦] ડોલર આપ્યા.

અમારી પાસે ૧૬ ખચ્ચર અને ઘોડાઓ, ૧૪ ઢોર ૩૦ ડુક્કર છે અને અમારે કોઈ જાતનું દેવું નથી.

મારા ભાઈના ઘરને નવ આરડાઓ છે. મારૂં ઘર ૭ ઓરડાનું છે, તેમાં એક મોટું હવા અજવાળાવાળું દિવાનખાનું છે અને એક રસોડું પણ છે. તે બાંધતાં ૧૫૦૦) ડોલરનો ખર્ચ થયો હતો.

અમે મોટો વસ્તુભંડાર ખોલ્યો છે. તેમાં ગામડામાં જે જે વસ્તુઓ જોઈએ તે રાખીએ છીએ. એ મકાનના મેડા ઉપર કાળા લોકોના એક મંડળની બેઠકો મળે છે.

સરકારી ટપાલ ખાતાની કચેરી અમારા આજ મકાનમાં બેસે છે અને અહિં ટપાલ માટે બધા લોકો આવે છે.

અમારી પાસે એક કપાસ પીલવાનું કારખાનું તથા લોટ દળવાનો સંચો છે. અમે ૫૦૦) ગાંસડી રૂ તૈયાર કરીએ છીએ. અમારી જમીનમાંથી અને સાંથમાંથી ૧૫૦ ગાંસડી આવે છે. તેમાં ૧૦૦ ગાંસડી અમારી અને ૫૦ અમારા ખેડુતોની હોય છે.

રૂ ઉપરાંત અમારે પુષ્કળ અનાજ, બટાકા અને વટાણા થાય છે. અમે હવે ૪૮૦ એકર જમીન સાંથે રાખી છે તે ખરીદ કરવાની કોશિશ કરીએ છીએ.

અમારી જમીન સાથેની જ ચાર એકર જમીન ઉપર શાળાનું તથા દેવળનું મકાન છે. દેવળ વિશાળ છે. ઘાટ સારો છે, તેને છત જડેલી છે અને રંગ પણ દીધો છે. શાળાના મકાનમાં બે ઓરડાઓ છે, છત છે પણ પૂરી નથી. વરસાદથી રક્ષણ કરવા માટે ભીંત સાથે પાટીયાં જડેલાં છે. દર વર્ષે પાંચ માસ નિયમિત રીતે શાળા ચાલે છે. અને કેટલાક વખત સુધી બે શિક્ષકો હોય છે. જે. સી કેલોવે ટસ્કેજીના પદવીધર—શાળાનો મુખ્ય શિક્ષક છે. અમે શાળાનું ફંડ વધારવા કેલોવે સાથે મહેનત કરીએ છીએ અને તેમ

થાય એટલે દર વર્ષે સાત માસ શાળા ચલાવવાનો અમારો વિચાર છે. અમે શાળાના મકાન અને જમીન માટે બને તેટલા પૈસા આપ્યા છે. અને મુખ્ય શિક્ષક વોશિંગ્ટનના કહેવા પ્રમાણે મદદ કરીએ છીએ કારણકે ગામડાંની સાર્વજનિક શાળાઓ ઉપર જ તે લોકોની કેળવણીનો આધાર છે.

અમારા પિતા અને અમે બે ભાઈઓની માલિકીની જમીન અને સાંથની જમીન મળી કુલ ૨૧૮૫ એકર છે. અમે અમારા ખેડુતોને બને તેટલી મદદ કરીએ છીએ અને દશ વર્ષ અગર તેથી ઓછી વત્તી મુદત સુધી અમે તેમને ગણોતે જમીન આપીએ છીએ. અમારી જમીન ઉપર લોખંડી સામાનની એક દુકાન ઉઘાડી છે અને અમારૂ તથા આજુબાજુના ગામોનુ લુહારી કામ ત્યાં થાય છે. રૉબર્ટ સી. બેડફર્ડ, જે વહિવટ કરનાર મંડળના મંત્રી છે, તે ટસ્કેજીના જૂના પદવીધરો અને વિદ્યાર્થીઓની મુલાકાત લઈ તેમની સ્થિતિનું ટસ્કેજીને નિવેદન કરે છે. તેમને ઉપરની હકીકતની ખરાપણાની ખબર છે. અમારા અને અમારા ઘર વિષે તેમણે આ પ્રમાણે લખ્યું છે. " રીડ ભાઈઓનાં ઘરો અતિ સુંદર રીતે શણગારેલાં છે. બધી વસ્તુઓ સુવ્યવસ્થિત રીતે ગોઠવેલ છે. પલંગો અતિ ઉત્તમ રીતે ’વેત છે અને મેં અણધારેલા વખતે મુલાકાત લીધી હતી તો પણ ઓરડીઓની વ્યવસ્થા ઘણી સારી હતી. "

બીજી હકીકત પણ અહિં આપવી અનુચિત નહીં ગણાય. ટસ્કેજી સંસ્થાની દૃષ્ટિ હેઠળ અમે રહેતા હોવાથી, ટસ્કેજીમાં વાર્ષિક સીદી લોકોના સંમેલનોના લીધે અને ત્યાંના શિક્ષકોની આવજાને લીધે જમીન પોતાની માલિકીની કરવી એ વાત અમારા ધ્યાન બહાર જતી નહોતી. પણ અમારી આસપાસ અભણ મજુર લોક રહેતા હોવાથી અમે ગણોતે જમીન લઈ ખેડુતોને સાથે દેતા. આથી અમારે આપવાનું ગણોત પરભાર્યાં અમારા ખેડુતો પાસેથી મળી રહેતું

અને વેરા, વિમો વગેરેનો ખર્ચ પણ અમને પરભારે મળતો. અમે મજુરોને માસિક ૭૧/૨-૧૦ ડૉલર આપતા અગર ઉપર કહ્યા પ્રમાણે અર્ધે ભાગે જમીન સાંથી દેતા.

પરંતુ છેવટે ટસ્કેજીના વારંવાર ઉપદેશથી જમીન અમારી પોતાની કરવાની અમારી ઇચ્છા વધી. ગણોતે જમીન આપનાર બધા માણસો સરખા હોતા નથી. અમે ૩૦૦ એકર જમીન રાખી. અમે પહેલાં ૧૧૦૦ એકર જમીન રૂની ૩ ગાંસડીના ગણોતે રાખતા હતા તેની હવે ૧૬ ગાંસડીઓ થઈ છે.

અમે બે ભાઈઓ અમારા પિતા સાથે એકઠો ધંધો કરીએ છીએ. અમારે કદી તકરાર પડી નથી. અમે અવિભક્ત કુટુંબની સામાજિક મિલ્કત ગણી કામ કરીએ છીએ.

અમે અમારા પાડોશીઓને પણ જમીન તથા ઘર ખરીદવા અને આબરૂભેર જીવન ગાળવા ઉપદેશ કરીએ છીએ. નીચેની હકીકતથી કરકસર અને ઉદ્યોગના પરિણામો માલમ પડશે.

અમારી જમીન સાથે ટર્નરમુરની ૨૧૦ એકર જમીન છે. તે જ્યાં રહે છે તે જ તેનું જન્મસ્થાન છે. ૨૫ વર્ષ ઉપરાંત તે ગુલામ હતો. તેની પાસે ૧૧ ખચ્ચર અને ઘોડાઓ છે અને ગઈ સાલે રૂની ૬૫ ગાંસડીઓ પકાવી શકયો હતો. તેની મિલ્કત ઋણમુક્ત છે. તેનો ભાઈ મોસીઝ મુર પાસે ૬૫ એકર જમીન છે અને તેના ભત્રીજા રૂમન મુર પાસે ઋણમુકત ૨૧૨ એકર જમીન છે.

જે. સી. કેલોવેના સસરા પાસે ૧૧૩૭ એકર જમીન છે, અને તે અમારાથી બે માઈલ દૂર છે. આ જમીનની પૂરેપૂરી કિંમત તેણે આપી દીધી છે. તેનું જન્મસ્થાન પણ તે જ જગ્યાએ છે અને જ્યારે તે સ્વતંત્ર થયો ત્યારે તેની ઉમ્મર માત્ર ૧૨ વર્ષની હતી.

વીટલોએ ભાડે કપાસ પીલવાનું કારખાનું રાખ્યું છે પણ આવતી સાલથી તે પોતાનું કરશે. તેની પાસે એક વસ્તુભંડાર છે,

૨૦ ખેડુતો છે અને લગભગ ૧૦૦ ગાસડી રૂ પકવશે તેણે જાતે ૩૦ ગાંસડી પકવી છે. તેની પાસે ૨૦ ખચ્ચર, ૩ ઘોડા, ૩૦ ઢોર અને ૭૫ ડુક્કર છે. તેને પાઈનુ દેવુ નથી અને તે ૬૦ ડોલરનો વાર્ષિક કર ભરે છે. તેની પાસે ચાર ઓરડાનું ઘર છે રસોડું જુદું છે.

વીટલોને ૧૪ છોકરા છે તેમા ૧૦ પુત્રો અને ૪ પુત્રીઓ છે. બધા અમારી પાસેની શાળામા ભણે છે. વીટલોને લખતા વાચતાં આવડતું નથી પણ તે શાળા અને દેવળને મદદ કરે છે.

કેલોવે અમારી પડોશમા જ જન્મ્યો હતો. તેણે ટસ્કેજીમાથી પદવી પ્રાપ્ત કરી જન્મભૂમિ પાસે પોતાનુ કામ આરંભ્યુ છે. તેણે વીટલોની દીકરી સાથે લગ્ન કર્યા છે. વીટલોએ તેમને ૪૦ એકર જમીન આપી છે અને તે ૧૦૦ એકર જમીન ખરીદવાની તૈયારી કરે છે. તેણે રૂની ૧૭ ગાસડી પકવી છે અને તેને ૩૦૦ મણ અનાજ થયુ છે. તેની પાસે ૪ ખચ્ચર અને ઘોડાઓ, ૭ ઢોર વગેરે છે. તે શિક્ષક તરીકે બહુ વખણાય છે અને કૃષિકાર તરીકે પણ સફળ થયો છે.

મને લાગે છે કે અમે સુખી છીએ અમારા લોક વિષે ઉચો મત બંધાય છે અને આ પ્રમાણે અમારૂ જીવન ગાળવા અમને સમર્થ બનાવનાર ટસ્કેજીનો ઉપકાર અમે કદી ભૂલીશુ નહીં.

અભ્યાસ વગર પૈસે કરી શકે. તેણે જે કહ્યું તે મેં મારા હૃદયપટ ઉપર લખી રાખ્યું. એક પાઈ પણ ખરચ્યા સિવાય છોકરાઓ પદવીધર થાય એ વાત મને બહુ સારી રીતે સાંભરે છે.

એક દિવસે રાત્રે મેં મારા પિતાને મેં જે સાંભળ્યું હતું તે કહી સંભળાવ્યું. પણ ત્રણ વર્ષ સુધી પાક સારો થયો નહીં અને ૫૦૦) ડૉલરનું દેવું થયું. ગમે તેટલી યોજના સારી હોય પણ પૈસા ખરચવાની વાત આવે તે તેમને બિલકુલ ગમતી નહીં. મેં તેમને કહ્યું કે આવતી સાલ બધી જમીન મને જાતે ખેડવા દો અને જો બધું દેવું હું વસુલ કરી આપું અને પૈસા શિલક રહે કે નહિ રહે તો પણ મને તમારે ટસ્કેજી મોકલવો. એ વાત તેમણે કબુલ કરી. પણ મોટા કુટુંબનો ભારે ખર્ચ નિભાવવાની અશક્તિને લીધે મારી મહેચ્છાઓ પ્રતિ તેમની અનિચ્છા દેખાતી હતી. ૧-૧-૧૮૯૩ થી ઘરમાંના જે માણસો કામ કરી શકે તેવા હતા તે બધા સવારમાં વહેલા ઉઠી રાત્રિ સુધી મારી સાથે ખેતરમાં કામ કરતા. બે ઘોડા ખેડી શકે તેટલું મોટું ખેતર અમે રાખ્યું હતું. તે વર્ષની ખેતીમાં અમને ૨૫ રૂની ગાંસડી, ૧૬૦૦ મણ અનાજ, ૬૦૦ મણ જુવાર, ૨૫૦ મણ શેરડીનો રસ, પાંચ ગાડાં ભરીને કહોળાં, પુષ્કળ ઘાસચારો વગેરે મળ્યું. તે ઉપરાંત રાત્રે લોકોનું ૨૫ ગાંસડી રૂ ફોલ્યું. અમે બે ખચ્ચર અને ખચ્ચરો ભાડે લીધાં હતાં તે આપી દઈ સારાં મજબૂત બે ખચ્ચરો અને એક નવો ખટારો વેચાતાં લીધાં. અમે અમારૂં બધું દેવું પતાવી દીધું અને મારા પિતા જે મારી દેખરેખ નીચે કામ કરતા હતા તેમને બહુ સંતોષ થયો. અમારી પાસે સારી શિલીક રહી નહીં તેથી શાળામાં માગ ખરચ માટે મારી મજુરી સિવાય અન્ય સાધન રહ્યું નહોતું. પાકનો સંગ્રહ કરીને મેં ઘેર ટોપલાઓ બનાવવા માંડ્યા. તેમાંથી હું ૧૬ ડૉલર કમાયો. મારા પિતાને જે કામ અસંભવિત લાગતું હતું તે મેં એક વર્ષમાં કરી બતાવ્યું. તેમણે તેમનું વચન

ઉદારતાથી પાળ્યું અને મને શાળામાં જવાનો જેટલો ઉત્સાહ હતો તેટલો જ ઉત્સાહ તેમને મને ત્યાં મોકલવામાં હતો.

ટસ્કેજી વિષે મેં ઘણું સાંભળ્યું હતું અને હું ત્યાં જવા માટે અધીરો બની ગયો હતો. ૧૯-૧-૧૮૯૪ નો દિવસ અમારા કુટુંબમાં આનંદોત્સવનો ગણાય છે. તે દિવસે મેં ઘર છોડ્યું. મારી પાસે ટોપકાની કમાણીના માત્ર ૧૬] ડોલર હતા. હું બીજે દિવસે ત્યાં પહોંચ્યો અને વોશિંગ્ટનની કચેરી આગળ જઈ ઉભો. સામાન્ય રીતે વિદ્યાર્થીઓની પ્રથમ અરજી મોકલવી જોઈએ. મેં તો મારી જાતે જ ત્યાં હાજર રહી દાખલ થવા માગણી કરી. શું કહેવાનું તે મને સૂઝ પડ્યું નહીં. મારી પાસે ભલામણ નહોતી અને જો મને ના પાડે તો અજમાયસ દાખલ પરીક્ષા લેવાની વિનંતિ કરવાની મેં હિંમત રાખી. મારી વિનંતિ સ્વીકારવામાં આવી. હું ટસ્કેજી શિક્ષણાનુભવ અને ઔદ્યોગિક શાળાનો વિદ્યાર્થી થયો-એ ખરેખર અભિનંદન લેવા જેવો મારા જીવનનો પ્રસંગ છે.

મારી સુતારી કામ શિખવાની તીવ્ર ઇચ્છા હતી પણ જ્યારે મને ઔદ્યોગિક ખાતાના અધિકારી પાસે લઈ ગયા ત્યારે તેમણે કહ્યું હતું કે સુતારી કામના વર્ગમાં જગ્યા નથી માટે તમારે વહેરવાના કામના વર્ગમાં દાખલ થવું પડશે. મને ગુસ્સો તો ન આવ્યો કારણ કે ટસ્કેજીમાં દાખલ થવું એ જ મહદ્‌ભાગ્ય સમજવાનું હતું. પણ જ્યારે મેં સુતારી કામનું કારખાનું, તેનાં ભવ્ય મકાનો અને ત્યાંના વિદ્યાર્થીઓનું કામ જોયું ત્યારે મને નિરાશા પ્રાપ્ત થઈ. પણ પહેલી ખાલી પડની જગ્યા મને આપવાના વચનથી મારું દુઃખ કાંઈક કમી થયું. ૧૮ માસ સુધી જગ્યા ખાલી થઈ નહીં. તેથી આપેલા કામથી સંતોષ માની વહેરવાનું કામ મેં ઉત્સાહથી કરવા માંડ્યું. તે વિભાગમાં જે જે શિખવાનું હતું તે સર્વ શિખ્યો અને દરેક યંત્રને ચલાવતાં પણ મને આવડયું. તે વખતે જે

કાટમાળ શાળા માટે જોઈતા હતા તે બધો સુતારી કામની દુકાનમાંથી તૈયાર થતો હતો અને તેથી હુશિયાર વિદ્યાર્થીઓની તેમાં જરૂર પડી. મારા કામથી મારા શિક્ષકને એટલો બધો સંતોષ થયો હતો કે મારી ઈચ્છા વિરૂદ્ધ મને તેમના જ વર્ગમાં રાખવાની ઔદ્યોગિક ખાતાના અધિકારીને તેમણે ભલામણ કરી.

પણ ૧૮ માસ સુધી હું તે અધિકારીને વારંવાર સુતારીકામના વર્ગમાં મને દાખલ કરવાની વિનતિ કર્યા કરતો હતો એટલે જગ્યા ખાલી પડી તેથી મને દાખલ કર્યા સિવાય ચાલ્યું નહીં.

પાંચ વર્ષ સુધી ઉમેદવાર તરીકે દરેક જાતનું કામ મેં કર્યું. સુતારી કામ સાથે ચિત્રાલેખન પણ શિખ્યો, જ્યારે મેં ૧૯૦૦માં પદવી પ્રાપ્ત કરી ત્યારે મને વિદ્યાલય ખાતા તરફથી જ પ્રમાણપત્ર મળ્યું એટલું જ નહિ પણ સુતારી કામ બદલ પણ મળ્યું. દરેક ક્ષણનો સદુપયોગ કરી મેં બાંધણીના નકશાનો પણ થોડો અભ્યાસ કર્યો હતો.

મેજર જે. બી. રામસી મારી વર્તણુકથી એટલા બધા ખુશી થયા હતા કે તેમણે મને યુદ્ધશાળાના વિદ્યાર્થીઓની ટુકડીનો અમલદાર નિમ્યો હતો. એનાથી મને આનંદ અને ઉત્તેજન મળ્યા હતાં

પદવી પ્રાપ્ત કરતાં પહેલાંના ત્રણ માસ ઉપર ટસ્કેજી સંસ્થાએ જ સુતારી કામના મદદનીશ શિક્ષક તરીકે મને રાખવાનું જણાવ્યું હતું અને તેથી મને બહુ આશ્ચર્ય થયું હતું. મોન્ટગોમેરીમાં કામ કરવા હું બંધાઈ ગયો હતો એટલે મારે તે કામની ના પાડવી પડી. મેં ચાર માસ મોન્ટગોમેરીમાં કામ કર્યું. પછી પાછી ટસ્કેજીમાં પહેલી જગ્યા માટે મારી માગણી થઈ. હું ટસ્કેજીમાં ગયો પણ ત્યાં વધારે રહ્યો નહીં ફોર્ટવેલીની માધ્યમિક ઔદ્યોગિક શાળા માટે જ્યારે એક સુતારી કામના પદવીધરની ટસ્કેજીમાં માગણી આવી ત્યારે ત્યાંના કારોબારી મંડળે મારૂં નામ મોકલ્યું અને મેં તે જગ્યા સ્વીકારી.

૯–૧૧–૧૯૦ ના રોજ " ૩૦×૬' " ફુટ માપવાળી દુકાનમાં મેં કાર્યારંભ કર્યો મારી પાસે ઓજારો કે પાટલીઓ નહોતી માત્ર બીન અનુભવી વિદ્યાર્થીઓને મારે તે કામ શિખવવાનું હતું. મારી પાસે મારી પોતાની એક ઓજારની પેટી હતી તેના વડે મેં કામ શિખવવા માંડ્યું. તેથી કામ કરવા માટે જોઈતી પાટલીઓ પ્રથમ બનાવવા માંડી અને સુનારીકામમાં પહેલો પાઠ પાટલીઓ બનાવવાનો મેં શિખવ્યો. ઘણી વખત મુલાકાતે આવેલા માણસો પૂછતા કે આ પાટલીઓ કોઈ કારખાનામાં બનાવી છે કે શું? તે એટલી બધી સુંદર થઈ હતી! પછી ચિત્રકામ માટે અમે એક ઓરડો બાંધવા માંડી; કારણ કે ટસ્કેજીમાં મને જે પદ્ધતિએ શિક્ષણ મળ્યું હતું તેજ પદ્ધતિએ મારે અહિં શિખવવું જોઈએ. તેથી ચિત્રકામનો પણ આરંભ સુનારી કામ સાથે કર્યો. અમે મેજો ને પાટલીઓ બનાવ્યાં અને ચિત્રકામની ઓરડી બાંધી. જે મોટા મકાનમાં ૧૨ ઓરડામાં છત જડવાની બાકી હતી તે અમે જડી કાઢી મને જણાવતાં આનંદ થાય છે કે શાળાના કાર્યવાહકો અમારા કામથી સંતોષ પામતા કન્યાઓ માટે એક શયનગૃહ બનાવવાનું ઠર્યું. મારે તે મકાનના નકશા તથા તે વિષે ખાસ હકીકત આપવાની હતી. મને ટસ્કેજીમાં મળેલી કેળવણી આ કામ માટે પુરતી હતી એટલે ત્યાંની સ્થિતિ અનુસાર નકશા મેં બનાવી આપ્યા

મારા નકશા મંજુર થયા અને ઉન્હાળામાં મકાનની શરૂઆત કરવાનું નક્કી થયું. પણ કારોબારી મંડળના એક બે માણસોએ કહ્યું કે આ બીનઅનુભવી તરૂણ માણસ છે અને આવું મોટું મકાન બાંધવા માટે કોઈ અનુભવી શિલ્પકારની જરૂર છે. થોડા સમય પછી મને કામ ચલાવવાની પરવાનગી મળી

મેં મારા બીનઅનુભવી વિદ્યાર્થીઓની સાથે કામ કર્યું. કાચનાં બારી બારણાનાં ચોકઠાં મેં જાતે કર્યાં. સફાઈ લાવવાના કામમાં

મને થોડી બહારની મદદ હતી પણ એ મકાન અમારે બધાને અભિમાન ધરવા જેવું બન્યું છે. તેનું માપ "૩૬×૭૮" ફુટ છે. તેનો એકંદર ખર્ચ ૩૨૯૦) થયો છે તેને રાા માળ છે, ૨૨ સુવાની ઓરડીઓ છે અને એક મોટી ભોજનશાળા છે. હવે અહિંના લોકોની ખાત્રી થઈ છે. કે. જે મકાન હું બાંધવાની હામ ભીડું તે બાંધી શકું છું, અને ટસ્કેજી સંસ્થાએ મારી કરેલી પસંદગી સફળ અને યોગ્ય છે.

દુર્ભાગ્યે આ શયનગૃહનો મોટો ભાગ માલ સામાન સાથે આગથી બળી ગયો. આથી શાળાના વર્ગ બેસાડવા માટે અમારી પાસે સાધન રહ્યું નહીં અમે અમારી દુકાનમાં બેસવા માંડયું અને જ્યારે શાળાએ નાણાં ભેગાં કર્યાં ત્યાં સુધી અમે ત્યાંજ બેસતા આ મકાન પણ વિદ્યાર્થીઓની મજુરીથી બાંધ્યું છે. તેમાં ત્રણ મોટા ઓરડાઓ છે. દરેકનું માપ "૫૫×૩૦" ફુટ છે આરોગ્યના નિયમ પ્રમાણે મકાન બંધાયું છે, જ્યારે કેળવણી મંડળના મંત્રીએ આ શાળાની મુલાકાત લીધી ત્યારે તેમણે કહ્યું કે આ રાજ્યમાં આવાં મકાનો બહુ ઓછાં છે, દરેક ઓરડીમાં બધી સગવડ રાખી છે. આ મકાનનો ખર્ચ ૧૬૯૦) ડોલર થયો હતો.

આ મકાન બાંધતી વખતે બળી ગયેલા મકાનને બદલે એક છોબંધ મકાનના નકશા હું તૈયાર કરતો હતો અને જ્યારે શાળાનું મકાન પૂરૂં થયું એટલે નવા મકાન માટે નાણાં ભેગાં થઈ ગયાં. ૧૯૦૩ના એપ્રીલ માસમાં આ મકાન પણ બંધાઈ ગયું અને નાણાંના અભાવે થોડો ભાગ બાકી રહ્યો હતો તે ૧૯૦૪ના જુન માસમાં પાછો શરૂ કર્યો.

સુતારી કામ તથા મજુરી મારા વિદ્યાર્થીઓ કરતા. મકાનનો ખર્ચ ૮૦૦૦) ડોલર થયો હતો અને તેનું માપ "૮૬ ફુટ ૮ ઈંચ × ૫૨ ફુટ ૮ ઇંચ" છે. તેને રાા માળ છે. દેવળ પહેલે માળે છે.

બીજા માળે ૭ વર્ગના ઓરડાઓ છે અને ત્રીજા અડધા માળે છોકરાઓ માટે સુવાની ૧૩ ઓરડીઓ છે. ભોયરામા સરસામાન રહે છે, તેથી સગવડ સારી રહે છે

જેટલા માણુસો અમારી શાળાની મુલાકાતે આવેલા તે બધાએ આ મકાનના ઘાટ, કૃતિ, મજબુતાઈ અને ભવિષ્યમા વધારો ઘટાડો કરવાની જોગવાઈ જોઈને ઘણા વખાણ કર્યા છે. મારે કહેવાની જરૂર નથી કે એથી મને આનદ થયો છે ૧૯૦૪ ના ડિસેમ્બરની ચોથી તારીખે મે કુમારી ઈ હોબ્સ સાથે લગ્ન કર્યા છે

ટસ્કેજી જ મારૂ સર્વસ્વ છે અને જે માણુસે ન્યોર્જીઆ શહેરમા ૧૮૯૨ માં હું કપાસ તોલાવતો હતો તે વખતે ટસ્કેજીનાં વખાણ કર્યાં હતા, તે માણુસને હજી હું કૃતજ્ઞતાથી યાદ કરૂ છું.

## પ્રકરણ સાતમુ

# આફ્રિકામાં કપાસનું વાવેતર

## ( જોન ડબલ્યુ. રોબીન્સન. )

આત્મચરિત લખવાની રીત પ્રમાણે હું આ લેખનો આરંભ કરું છું. મારો જન્મ સને ૧૮૭૩ માં બેનેટ સ્વીડમાં થયો હતો. મારાં માબાપને તેમનું નામ લખતાં પણ આવડતું નહોતું. પણ મારા પિતા રહેજ વાંચી શકતા અને હું તેમની પાસેથી કક્કો શિખ્યો.

મારા પિતામહ ગુલામ હતા પણ બુદ્ધિશાળી હતા. તેમને સુતારી કામ સારૂં આવડતું હતું અને તેમના શેઠના લાકડા વહેરવાના તથા લોટ દળવાના સંચાનો કારભાર તેમની પાસે હતો. આ બંને સંચાનો હિસાબ પણ તે જ રાખતા હતા તેમનો શેઠ રાજ્યની ધારાસભાનો સભાસદ હતો, અને તેમના પ્રત્યે ઘણો માયાળુ હતો તેમને તે નફામાંથી થોડોક ભાગ આપતો અને તેમને ગુલામગીરીમાંથી મુક્ત કરવાનું તેણે વચન આપ્યું હતું. પણ તે વચન લાંબા કાળ સુધી તેણે પાળ્યું નહીં ત્યારે મારા પિતામહ ત્યાંથી નાશી ગયા. તે ચાર્લસ્ટન સુધી પહોચ્યા. તે ટિકિટ લઈ કેનેડા જવાની તૈયારીમાં હતા એટલામાં તે પકડાયા અને તેમને શેઠને ઘેર લાવ્યા. દક્ષિણ કેરોલીના રાજ્યની મોટી સભામાં શેઠ ગયા હતા એટલે નાશી જનારને સજા કરવાનું કામ દેખરેખ રાખનાર અધિકારીને માથે પડયું. મારા પિતામહ સ્વતંત્રતા મેળવવાની ઈચ્છાને લીધે આ રાક્ષસી શિક્ષા મળ્યા પછી કદી સાજા થયા નહીં.

મારા પિતા જ્યેષ્ટ પુત્ર હતા. તે ખેતીનો અને મોચીનો ધંધો કરતા હતા. ૨૭ વર્ષની વયે તે મારી માતા સાથે પરણ્યા હતા.

મારી માતાનો ઈતિહાસ ઘણા વાંચકોને કંટાળો ભરેલો લાગશે પણ તેના ખેદકારક બનાવો સાંભળતા મને કદી કંટાળો આવ્યો નથી. મારી માતાએ તેની માતામહી પાસેથી આફ્રિકામાં પકડાયાની, ત્યાંથી અમેરિકા લાવ્યાની, રસ્તામાં ગુજરેલા અત્યાચારોની વાતો સાંભળી હતી અને તેણે કરેલી વાતો મને સદા યાદ રહેશે.

મારાં માબાપ લગ્ન પછી મારા જન્મસ્થાનમાં ખેતી કરવા આવ્યા. મને અમારા બે ઓરડીના લાકડાના ઘરની બહુ યાદ આવે છે. તેમાં અમે દશ ભાઈ બહેનો અને અમારાં માબાપ રહેતાં હતાં. જગ્યા અમે પૂરા બેસી શકીએ તેટલી પણ નહોતી.

મારા પિતાએ માસિક ડોલર ૧૦) ના પગાર તથા ઠરાવેલા ભાથાથી—અઠવાડીએ ૩॥ શેર માંસ અને પાંચ શેર લોટથી—નોકરી કરવા માંડી. આવી નજીવી રકમમાંથી મારા પિતા દર વર્ષે ૫૦–૭૫ ડોલર બચાવતા. તેમની અર્થશાસ્ત્રમાં કેટલી નિપુણતા હોવી જોઈએ! દરવર્ષે સંયુક્ત રાજ્યોની ચલણી નોટોનો હું સ્પર્શ કરતો હતો. દર નાતાલમાં તે નોટો ઘેર લાવતા અને કુટુંબના બધા માણસોને સ્પર્શ કરવા—ભેટવા—દેતા.

જ્યારે હું નવ વર્ષનો થયો ત્યારે અમારા લોકની સાર્વજનિક શાળામાં હું દાખલ થયો. વર્ષમાં શિયાળાના ૪ માસ શાળા ચાલતી. ત્યાંના મારા અભ્યાસથી મારાં માબાપ એટલા બધા ખુશ થઈ ગયાં હતાં કે ઉન્હાળાની એક માસની શાળામાં મને તેમણે દાખલ કર્યો.

મારા ચૌદમા વર્ષે અમારા કુટુંબ ઉપર એક મોટી આફત આવી. મારી માતા સ્વર્ગવાસી થઈ. જે માણસે માતા ખોઈ નથી, તે માણસને માતૃમરણજન્ય દુઃખનો અનુભવ શી રીતે આવે? મારા પિતા ફરી પરણ્યા નહીં.

એક શાળા છેક અમારી નજીકમાં ઉઘાડવામાં આવી અને ત્યાં હું દાખલ થયો પણ ત્યાંના શિક્ષકો નાલાયક હોવાથી મારો અભ્યાસ કરી શકયો નહીં.

કોઈ સારા વિદ્યાલયમાં અભ્યાસ કરી પદવીધર થવાની મારી તીવ્ર ઈચ્છા હતી, પણ અઢાર વર્ષનો થયો ત્યાં સુધી એ ઈચ્છા પરિપૂર્ણ થશે એમ દેખાયું નહીં. હું ગભરાયો. અજ્ઞાનમાં જ મોટા થવું એટલે શું તેનો મને અનુભવ થયો. મારા કરતાં બીજાં સાત નાનાં છોકરાંઓને મારા પિતાને ઉછેરવાના હતાં. તે ઉપર મેં ગંભીરતાથી વિચાર કર્યો. મેં મારા પિતા આગળ એ વાત પ્રકટ કરી અને મારી મેળે મારો માર્ગ શોધી લેવાની પરવાનગી આપી

મેં એક ખેતર ગણોતે રાખ્યું અને કેળવણી ખર્ચના પૈસા તેમાંથી પેદા કરવાનો વિચાર રાખ્યો. પણ મૂળથી જ મેં ભૂલ કરી. પાકને મેં ગીરો મૂકયો હતો. મારા ૭૫) ડૅાલરમાં છેવટે ૧૦ ડૅાલર રહ્યા પણ હું છેક નાહિમ્મત થયો નહીં, અને શાળામાં જવાનો મારો નિશ્ચય મક્કમ રાખ્યો.

૧૦) ડૅાલર વડે પુસ્તકો ખરીદ કરી તથા ફી આપી ગામડી શાળામાં દાખલ થયો. મારી પાસે પૂરાં કપડાં નહોતાં, અને ઘણા વખત સુધી ખાવાનું પણ નહોતું. મારા પિતા પાસેથી મારે એક પાઈ પણ માગવી જોઈએ નહીં એમ મને લાગ્યું; કારણ કે તેમને સાત નાનાં બાળકો સંભાળવાનાં હતાં. મારે બે કામ કરવાં હતાં. મને એક જૂનું ખેતર ત્રણ માઈલ દૂર ગામડામાં મળ્યું. આ મને ઠીક ફાવ્યું. કેમકે ગ્રામ્યજીવન મને પસંદ હતું. હું રહેતો હતો તે ઘર પડું ભાગું થઈ રહ્યું હતું અને શિયાળાની ટાઢ બહુ સખ્ત હતી. કપડાં પૂરાં નહોતાં અને ખોરાકમાં શેકેલા બટાકા કે વટાણા થોડા મીઠા સાથે મળતા. તો પણ શાળાનો એક દિવસ પણ મેં ગુમાવ્યો નહીં અને વર્ષ આખરે મારા વર્ગમાં મારૂં નામ પહેલું આવ્યું.

એ સમયે હું જે કામ મળતું તે કરતો પ્રાણયાત્રા માટે હું સળીઆ ભાંગવાનું, લાકડાં ફાડવાનું કે વાડીઓને લક્કડકોટ બનાવવાનું કામ કરતો. જો કે મેં ભૂખમરાથી મારું શરીર સુકવી નાંખ્યું હતુ તો પણ વર્ષ આખરે મારે ૧૨ ડોલરનું દેવું થયું હતું. હું કાંઈ તેથી નિરાશ નહીં થયો.

રજા પડી એટલે મેં કામ શોધવા માંડયું. હું કામ ખંતથી કરતો હતો પણ કાયમનું એકે કામ મને મળતું નહીં. દરરોજ ૦ાા ડોલરથી હું વધારે મેળવી શકતો નહીં. કોઈ કોઈ વાર તેથી પણ ઓછું મળતુ. ત્યાર પછી મને લાગ્યું કે કોઈ સારા મહાવિદ્યાલયમાં કેળવણી મેળવવી સારી. આનો અર્થ એ કે મને મોટું કામ મળતું જોઈએ.

ફ્લોરીડાના 'નારંગીના બાગ તરફ મારી દૃષ્ટિ આકર્ષાઈ. હું તરતજ મારા સ્નેહીમંડળને ત્યજીને 'ડેલાંડ' ગયો અને જોઈતું કામ મેળવ્યું. ટાઢ પુષ્કળ, એટલે નારંગીનો ઉદ્યોગ સફળ નીવડયો નહીં અને જ્યારે મારે ખાસ કામની જરૂર, ત્યારે હું ધંધા વગરનો થઈ બેઠો. પણ હું નકામો બેસી રહ્યો નહીં. મેં લાકડાં ફાડવાનું કામ શરૂ કર્યું. ૭ માસમાં મેં ૬૦) ડોલર બચાવ્યા.

'ડેલાંડ'માં મને ખબર મળી કે ટસ્કેજી સંસ્થામાં આગળ વધવાના અનેક યોગ છે. મેં દાખલ થવાની અરજી કરી. સવારે તો મને ટસ્કેજીના નામની શાળા હશે એવું જ્ઞાન પણ નહોતું, અને રાત્રે તો મારી અરજી દક્ષિણ તરફની આગગાડી વૉશિંગ્ટન તરફ લઈ જતી હતી. અરજીનો જવાબ આવતાં સુધીના દિવસોમાં મને અતિ ચિંતા થતી. જવાબ આવ્યો ત્યારે મારા આનંદનો પાર રહ્યો નહીં. મારા બચાવેલા ડોલરમાંથી થોડા મારા પિતા તરફ મોકલી આપ્યા. બાકીનાં વડે કપડાં સીવડાવ્યાં અને ટસ્કેજી તરફ મેં પ્રયાણ કર્યું. ટસ્કેજીનાં મોટાં મકાનો અને વિશાળ જમીન જોઈ હું આભો બની ગયો. મારી

તુચ્છતા અને લઘુતા સ્પષ્ટ માલમ પડી. મેં મારી અરજીના જવાબ સાથે આવેલા હુકમમાં મકાન તથા જમીન સંબંધી હકીકત વાંચી હતી પણ પ્રત્યક્ષ દર્શન થયાં ત્યારે દિગ્મૂઢ થઈ ગયો. દાખલ ફી આપી પુસ્તકો લીધા પછી મારી પાસે માત્ર ૧૫| ડોલર રહ્યા. મારું નવું જીવન અહિંથી શરૂ થયું.

૧૫) ડોલર વડે દિવસની શાળાનો મારો ખર્ચ ચાલે નહીં માટે હું રાત્રિશાળામાં દાખલ થયો. મારે દિવસે કોઈ પણ ઉદ્યોગમાં કામ કરી રાત્રે અભ્યાસ કરવાનો હતો. હું દિવસે ઉદ્યોગ શિખી મારાં કપડાંલત્તાં, ખોરાકીખર્ચ વગેરે કાઢતો અને રાત્રે અભ્યાસ કરતો એટલુ જ નહીં પણ દિવસની શાળામાં દાખલ થવા માટે મારા નામે પૈસા જમા કરાવતો હતો.

મારું અડધુ વર્ષ માર્શલ નામના મુખ્ય આદર્શ ક્ષેત્રમાં ગયુ. જ્યારે હું ટસ્કેજીમાં આવ્યો ત્યારે મારે પાછું ખેતરમાં જ કામ કરવાનું આવશે એવો મને ખ્યાલ પણ નહોતો. ખેતીનું કામ મને ગદ્ધાવૈતરા જેવું લાગતું. પણ ટસ્કેજીમાં થોડો વખત રહ્યા પછી મેં જાણ્યું કે ખેતી તો સૌથી શ્રેષ્ટ છે. હું અત્યાર સુધી જુદી જુદી જાતની ખેતી સમજતો નહોતો. મને ખબર નહોતી કે જમીનનું પૃથક્કરણ થઈ શકે છે, વારાફરતી પાક ઉતારીએ તો જમીનની ફળદ્રુપતા વધે છે, એક જ પાકથી જમીનનો કસ ઉતરી જાય છે વગેરે પણ ભાષણો અને પ્રયોગો દ્વારા ખેતીવાડી સંબંધી મારૂ દૃષ્ટિબિન્દુ વિશાળ થયું અને તેનું રહસ્ય મારા જાણવામાં આવ્યું.

ગૌરસ શાળામાં પણ મેં અદ્ભૂત વાત જોઈ. તાજું દૂધ યંત્રમાં રેડીએ, યંત્ર ચલાવીએ એટલે એક બાજુના કાણામાંથી મીઠી સુંદર મલાઈ બહાર નીકળે અને બીજી બાજુએથી છીણવાળું દૂધ પડે. ત્યાં હું પનીર અને માખણ બનાવતાં શિખ્યો.

મારું શાળાનું જીવન આર્થિક આપત્તિને લીધે બહુ વિઘ્નવાળું હતુ. 'ટ્રિનિટિ' ઇનામ માટે હુ એક ઉમેદવાર હતો. મારા મોજામા પગ રહેતા નહોતા અને મારા જોડાને તે દિવસે બપોર પછી દોરાને મેંશવતી કાળો કરી તેના વડે સાંધ્યા હતા તેથી હુ બહુ ઉદાસ થઈ ગયો હતો.

તો પણ હુ ઇનામ મેળવી શકયો અને ૨૫) ડોલર મને મળ્યા. બીજેજ દિવસે જોડા અને મોજાં હું લઈ આવ્યો. તે જ વર્ષે બે દિવસ પછી મને પ્રમાણપત્ર મળ્યુ અને ઇનામ તથા પ્રમાણપત્ર બન્ને સાથે મળ્યાં તેથી મને બહુ આનંદ થયો.

પદવી મેળવ્યા પછી રા વર્ષ સુધી 'મેમી'ની શાળામાં મેં શિક્ષકનું કામ કર્યું. જે કુટુબમા હુ જમતો હતો તે કુટુંબના ખેતરમાં જ્યારે શાળા બધ રહેતી ત્યારે કામ કરતો. આ કામ માટે મને કાંઈ મળતુ નહોતુ પણ ટસ્કેજીમાં હુ શીખ્યો હતો કે **આળસુ થઈ બેસી રહેવા કરતાં મફત કામ કરવુ સારૂં** છે. આ ખરેખર વોશિંગ્ટનનું અજબ શાસન છે.

ત્યાર પછી શિયાળામાં ઓઝાર્ક શહેરની શાળામાં મુખ્ય મદદનીશ તરીકે રહ્યો. બીજા અધ્યયન કાળમાં મને મુખ્ય શિક્ષકની જગ્યા આપવા માંડી પણ મારે ખેતીવાડી સંબધી ટસ્કેજીમાં પદવીધર પછીનો અભ્યાસ કરવો હતો. તેથી હુ ૭ માસ ત્યાં રહ્યો. હુ પછી પશ્ચિમમાં રોકફર્ડ ગયો ત્યાં મેં શિખેલા આગમ અને પ્રયોગોનો અનુભવ લેવા માંડયો.

પાક ઉતારવાની મોસમ હતી એટલે મને કામ તરત મળ્યું. મે તન દઇને મહેનત કરવા માંડી. અને કણસલામાંથી દાણા છૂટા પાડવાના યંત્રમાં, દાણાનાં છોડાં દૂર કરવાના અને બીજા ખેતીના કામમાં હું ફતેહમંદ થયો, એક વિધવા સ્ત્રીના ખેતરમાં ચાર માસ મેં મહેનત

કરી. પાક લઈ લીધા પછી તેણે મને ખેતર સોંપ્યું અને કહ્યું કે હું તમને ઓજારો, વખારો, ઘોડા, ગાય, બળદો વગેરે બધું આપું છું. તમે મને નફાનો અમુક હિસ્સો આપજો. પણ મેં કહ્યું કે હું તો જ્ઞાન મેળવનાર વિદ્યાર્થી જ છું.

બીજા વર્ષે વસંત ઋતુમાં આયલેંડના એક વતની પાસેથી મેં કામ મેળવ્યું. તે ખેડુત હતો અને માખણના અને મલાઈના એક કારખાનાનો મંત્રી અને ખજાનચી હતો. તે કામ મને પસંદ પડયું; કારણ કે ગૌરસશાળાના કામમાં મને ઘણો રસ પડતો હતો.

આ સ્થળે સતત એક વર્ષ સુધી મેં કામ કર્યું. મારા શેઠે મને કહ્યું કે સીદી લોકો હાડકાના ખોટા, બિનઉકેલ અને અવિશ્વસનીય હોય છે એમ મેં સાંભળ્યું છે. પણ ઘણા સીદી લોકોનો મને પરિચય થયો નથી એટલે મેં કોઈ જાતનો હજી અભિપ્રાય બાંધ્યો નથી. તમારા જેવા સીદી લોકો બીજા છે ખરા ? મેં કહ્યું કે કાંઈ અપવાદરૂપ નથી. મેં ટસ્કેજીમાં ઉત્તમ શિક્ષણ મેળવ્યું છે. અત્યાર સુધી તે જાણતો નહોતો કે હું ટસ્કેજીનો પદવીધર છું. તે જાણ્યા પછી તેને નવાઈ લાગી કે ખેતરમાં સાધારણ મજુરી પદવીધર કરી શકે છે. તેણે કહ્યું કે ગોરા લોક તો તેમ નથી કરતા. મેં કહ્યું કે ઉત્તર અને દક્ષિણમાં ખેતીના કામની માહિતી મેળવી બહુગ્રાહી જ્ઞાન મારે મેળવવું છે. તે વર્ષનું મારૂં કામ ટસ્કેજીના શિક્ષણ જેટલું જ ઉપયોગી અને કિંમતી હતું.

હું દક્ષિણ તરફ પરત જઈ પોતાકું ખેતર રાખી કામ કરવા વિચાર કરતો હતો. તેવામાં વૉશિંગ્ટને મને આફ્રિકામાં કપાસના વાવેતર સંબંધી અભ્યાસ કરવા જર્મન સરકાર તરફથી એક મંડળ સાથે જવાનું કહ્યું. આ માગણી મારે સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નહોતી. અહિં મારે જીવનને ઉપયોગી બનાવવાનો ઉત્તમ યોગ હતો. એ કામ સ્મારક જેવું હતું. મેં તરત હા પાડી. પગાર અનુકૂળ

હતો અને મુસાફરીનો સઘળો ખર્ચ જર્મન સરકારના સંસ્થાનના કારોબારી મંડળને શિર હતો ટસ્કેજી સંસ્થાએ ત્રણ માણસો પસંદ કર્યા હતા. (૧) શેપર્ડ એલ. હેરીસન, (૨) એલન એલ. બર્કસ, (૩) અને ત્રીજો હું. મંડળના પ્રમુખ તરીકે જેમ્સ અને કેલોવે હતો. અમે ૮–૧૧–૧૯૦૦ ના રોજ ન્યુયોર્કથી ઉપડ્યા. હેમ્બર્ગ થઈ ટોગોમાં ૩૧–૧૨–૧૯૦૦ ના રોજ પહોંચ્યા. પાછળથી બીજા પાંચ વિદ્યાર્થીઓ ટસ્કેજીમાંથી આવ્યા હતા. પહેલા મંડળ પૈકી હું એકલો જ ત્યાં રહ્યો હતો. બે વર્ષ પછી અમે ત્યા શુ શું કર્યું તે સંબંધી અમે શ્રમસાધિત ચિત્રો સહિત એક નિવેદન પ્રસિદ્ધ કર્યું છે. જેમને આ પ્રયોગમાં સંબંધ હતો તેમના તરફ આ રૂના મોજાં વગેરે વસ્તુઓના નમુના પણ મોકલી આપ્યા હતા, આ નિવેદન બર્લીનમાં સંસ્થાનના કારોબારી મંડળ તરફથી મળી શકશે

મેં ત્યાર પછી વોશિંગ્ટનને અમારા કામનું નિવેદન પત્રરૂપે કર્યું હતું. તેમનો આગ્રહ છે કે દરેક પદવીધરે પોતે શું કામ કરે છે તે સંબંધી તેમની સાથે પત્રવ્યવહાર ચાલુ રાખવો જોઈએ. મારો આ પત્ર પણ તેજ ઢબનો હતો. તેમાંનો ઉપસંહાર વાચકને રસ ભરેલો લાગશે એમ જાણી તે નીચે આપું છું:

" ત્યાંના વતનીઓને એ કામમાં રસ લેતા કરવાનું કામ બહુ કઠિન હતું. તે લોકોને પરદેશી માણુસના વચનમાં બિલકુલ શ્રદ્ધા નહોતી. તે એમ માનતા કે જો આપણે કપાસીઆ હમણા પરદેશી લોકો પાસેથી લઈશું તો આપણે તે વ્યાજ સાથે પાછા આપવા પડશે; અને અમે મફત કપાસીઆ આપવા માંડયા તે તેમણે લીધા નહીં. ત્યાંના યુરોપવાસીઓ કહેતા હતા કે એ કામમાં અહિંના લોકો ભાગ લેશે નહીં. પણ અમે તો મક્કમ રહ્યા. હાલ કપાસનાં સેંકડો ખેતરો સીમમાં જોવામાં આવે છે, અને અંદાજે ૧૦૦૦ ગાંસડી રૂ થવાનો સંભવ છે. અહેના લોકોની ખેડવાની પદ્ધતિ મૂર્ખતાભરેલી

છે. તે લોકો કપાસને મુખ્ય પાક ગણતા નથી. અમે એટલેથી હાલ સંતોષ માની તેમની મરજી પ્રમાણે ખેતી કરવા દઈએ છીએ.

"આ સંસ્થાનમાં ત્રણ જાતનો કપાસ થાય છે. તેમાં વર્ણ-સંકરતાને લીધે અનેક પેટા ભેદો પડે છે. એ ત્રણમાંનો એકે દેશીય નથી. તેથી ગમે તેટલી સારી ખેડ હોય તો પણ પાક સારો ઉતરતો નથી. અમેરિકામાંથી આણેલા કપાસીઆ હવામાનના ભેદને લીધે બરાબર ઉગી શકતા નથી. અમારે મોટામાં મોટી હરકત ત્યાં આવી. અમારો માર્ગ સીધો હતો. જો અમારી પાસે જોઈએ તેવા છોડ નહીં હોય તો તેવો એક બનાવવો જોઈએ.

એવા છોડની ઉત્પત્તિ ખાસ ઉપયોગી છે. અમારા હાલના કપાસીઆથી દર એકરે ૧૦ મણ કપાસ ઉતરે છે. છોડ ઉપર ડીંડવાની ગોઠવણ એવી હોય છે કે કપાસ લણતાં ઘણો ખર્ચ થાય છે. છોડ ઝાડ જેટલો ઉંચો જાય છે. અને ડીંડવા તે પ્રમાણે હોતા નથી. રૂના રેષા અમેરિકાના મધ્યમ રૂ જેવા હોય છે. અમે દર એકરે ૨૫ મણ કપાસ ઉતરે એવો છોડ પેદા કરવા માગીએ છીએ અને તેની જાત ઉત્તમ રૂ જેવી બનાવવા ઇચ્છીએ છીએ.

"જો અમે એવો છોડ બનાવવામાં ફતેહમંદ થઈએ તો ૪૦૦૦ એકર જમીનમાંથી ઓછામાં ઓછી ૨૦૦૦) રૂની ગાંસડીઓ થશે જ્યારે હાલ માત્ર ૧૦૦૦ ગાંસડીઓ રૂ થાય છે. અહિંના લોકોની વાર્ષિક આવક કેટલી બધી વધી જશે! આવા છોડની તૈયારી થઈ રહી છે.

"અહિંના અને અમેરિકાના કપાસની પસંદગી અને આકર્ષણ વડે અમે એક નવી જાતના કપાસીઆ પેદા કર્યા છે અને તે સઘળી-રીતે સંતોષકારક છે. તે અમેરિકાના સરેરાશ છોડથી વધારે મજબુત

હોય છે અને એમના છોડની દોઢ ગણો ફળદ્રુપ હોય છે. આ નવા છોડના કપાસના રેષા બર્લીનના વ્યાપાર ખાતા તરફ મોકલવામાં આવ્યા હતા અને ત્યાં તે દરેક રીતે સારા છે એમ અભિપ્રાય બધાયો છે ૧૯૦૪ માં તેના દર શેરે ૨૦ સેન્ટ ઉપજ્યા હતા.

"આપને જાણીને આનંદ થશે એટલા જ માટે આ વિષય પૂરો કરતાં એક વાત મારે જણાવવી જોઈએ. એક પત્રમાં મને આપે ઉત્સાહથી, શાંતિથી અને ડહાપણથી કામ કરી પોતાની જાતિમાં અતિ ઉપયોગી થવાનો ઉપદેશ કર્યો છે. નાનામાં નાની વસ્તુમાં પણ સત્યનો સિદ્ધાંત નહીં ભૂલવાનો ટસ્કેજીનો નિયમ છે. હું ગમે તેવા નાના કે નજીવા કામમાં તે માર્ગ કદિ છોડતો નથી અને તેથી હું જે કામ કરી રહ્યો છું તેમાં વજન સારૂં પડયું છે.

"આરંભેલું કામ નાશ ન પામે અને ભવિષ્યમાં સારી પ્રગતિ થાય એટલા માટે એક "રૂની શાળા અને ઔદ્યોગિક છોડ પેદા કરવાની પ્રયોગ શાળા" સ્થાપવાની ભલામણ અમે કરી હતી. આખા સંસ્થાનના તરૂણ માણસો ત્યાં ભેગા થાય છે અને તેમને બે વર્ષનો અભ્યાસ ચાલે છે. તેમાં ખેતીવાડીના સાદા નિયમો અને પ્રયોગો શિખવાય છે. હાલ ૪૫ વિદ્યાર્થીઓ છે પણ બુદ્ધિશાળી છે. સ્થળ ૨૫૦ એકર જમીનનું છે અને ૮ બળદ, ૨ ગધેડાં ૧ ઘોડો, ખેતીનાં ઓજારો, કપાસ પીલવાનો સંચો અને રૂની ગાંસડી બાંધવાનો સંચો છે. થોડા વખતમાં કપાસ પીલવાના અને રૂની ગાંસડી બાંધવાના ત્રણ સંચા થશે, અને વરાળથી ચલાવવામાં આવશે. તે સિવાય ૧૨ હાથના ચરખા છે. અહિં વાત પૂરી થાય છે. આપના પત્રો રસિક અને જ્ઞાનદાયી હોય છે માટે વારંવાર પત્ર લખજો."

હું મારા કામમાં આટલો બધો ઉપયોગી અને ફત્તેહમંદ થયો તે ટસ્કેજી સંસ્થાને લીધે. મને ખેતીવાડી ખાતાને લીધે એટલી બધી ફતેહ મળી નથી કારણકે તેનો મેં અભ્યાસક્રમ પૂરો કર્યો ન હોતો.

પણ સામાન્યત આખા આત્મસ્વરૂપમા જે જાગૃતિ ટસ્કેજીમાં થાય છે તેને લીધે છે ટસ્કેજીની કેળવણીમા આત્માની જાગૃતિનો સમાવેશ થાય છે

આ લેખ લખતી વેળાએ અને દરરોજ કામ કરતી વેળાએ મારા અતરમા ટસ્કેજી રમી રહી છે તેથી વધારે મારૂં અને ઝડપથી હુ કામ કરી શકુ છુ મને લખતા વાચતા કે કામ કરતા આનદ એ થાય છે કે ટસ્કેજીએ ઉભા કરેલા લશ્કરની વફાદારીથી અને ઉપયોગી જીવનથી તેનું નામ અમર થશે એમાં શકા નથી.

## પ્રકરણ આઠમું

# એક પાકશાસ્ત્ર શિક્ષિકાની આત્મકથા

## ( મેરી. એલ. ડોસ્ટન )

મેં ૧૯૦૦ માં ટસ્કેજીમાંથી પ્રથમ પદવી પ્રાપ્ત કરી એ મારી લાંબા વખતની ઇચ્છાની પરિસીમા હતી.

મારો જન્મ ૧૮૭૯ માં આલાબામાના દક્ષિણ ભાગમાં એક નાના ગામમાં થયો હતો. મારી માતા અમારી જાતિની સ્ત્રીઓમાં અપવાદરૂપ હતી. તેને સીવનાં અને પોશાક બનાવતાં આવડતું હતું. તેણે એક ઘરનું સગવડવાળું ઘર કર્યું હતું અને તેને હંમેશાં સારી આવક હતી.

આવા ઘરમાં મારો જન્મ થયો અને મને આવી સારી માતા મળી તેથી હું મારી જાતને ઘણી ભાગ્યશાળી માનું છું. અમારા પાડોશમાં ભાગ્યેજ કોઈને પોતીકું ઘર હતું. આ ગામમાં એક કામચલાઉ શાળા હતી. તે વર્ષમાં ૨-૪ માસ ચાલતી. જ્યારે કોઈ નાના પગારે શિક્ષક મળે ત્યારે શાળા ચલાવવામાં આવતી. મારાં માબાપને વિદ્વાન લોકો માટે બહુ માન હતું અને તેથી અમને ભણાવવાની તેમની ઈચ્છા હતી. તેમણે લોકોને સમજાવ્યા કે આપણે એક સારૂં ફંડ ભેગું કરી હાલની નહીં જેવી શાળાને સારા પાયા ઉપર

લાવીએ. આ પ્રયત્ન નિષ્ફળ ગયો. મારી માતા પાસે એક ઓરડી ફાજલ હતી. તેની અંદર મારી બહેનની મદદથી બાળકો માટે એક શાળા ખોલી. મારી બે બહેનોને સેદમા અને ટેલાગેડામાં મોકલી હતી. અમારે ઘેર ચાલતી શાળા ઉપરાંત પ્રગણાના લોકોને સમજાવી મારી માતાએ બીજી બે શાળાઓ ખોલાવી. આ શાળાઓ હમણાં સરકારે સ્વહસ્તગત કરી છે અને તે લોકોના જીવનમાં સુધારો કરી શકી છે.

મારી કેળવણી મારા ગૃહથી શરૂ થઈ અને મારી માતા હંમેશાં કહેતી કે હું બહુ જલ્દી શીખતી હતી. હું મોટી થઈ કે તરત મને સીવવાનું શિખવવા માંડયું મને સીવણ કામ પસંદ નહોતું પણ પાકશાસ્ત્ર શિખવાની મારી ઈચ્છા હતી. તેથી ઘણી વાર મારી માતામહી જ્યાં રસોઇ કરતી હોય ત્યાં હું નાસી જતી. ઘણા વખત સુધી થાળીઓ સાફ કરવાનું જ તે મને સોંપતી. થોડા વખત પછી મને થોડું રાંધવાનું કામ પણ આપ્યું. મારા પિતાના ભંડાર માટે રોટલી મેં બનાવવા માંડી અને તેમની રોટલીની શિલક મારે લીધે કદી ખૂટી નથી તેથી તે આનંદ માને છે.

આઠમે વર્ષે મને 'મીરીડીવન'માં મારી બ્હેન સાથે રહી અભ્યાસ કરવા મોકલી. ઘેર કરતાં ત્યાં ભણવાના લાભો સારા હતા. બે વર્ષ ત્યાં રહી તેથી મારી શાળામાં હું 'મેમ્ફીમ' ગઈ. મેં કહ્યું છે કે નાનપણથી રસોઇનું કામ મને પ્રિય હતું. મેમ્ફીસમાં મને પહેલો પાકશાસ્ત્રનો પાઠ શિખવ્યો. હું તો રાજી થઇ ગઇ પણ મારી માશીએ મને ઘેર રસોઈ કરવા દીધી નહીં. તેથી શાળામાં રસોઈ કરૂં તેટલો જ મને અનુભવ મળતો.

મેમ્ફીસમાં એક ટસ્કેજીનો પદવીધર શિક્ષક તરીકે આવ્યો. તેણે ટસ્કેજી સંસ્થાની વાત કરી. ત્યાં કેવી સારી કેળવણી મળે છે તે જાણી મને મારી માશીને અને મારી માને આનંદ થયો અને એક મતે અમે નક્કી કર્યું કે મારે ત્યાં જવું.

હું ૧૮૯૪ના ડિસેમ્બરમાં ટસ્કેજી ઉપડી અને પરીક્ષા આપી નીચલા વર્ગમાં દાખલ થઈ ત્યાં ઉન્હાળામાં વિદ્યાર્થીઓની ભોજનશાળામાં પરિસેવિકા તરીકે હુ કામ કરતી. બીજા વર્ષે મારી માતાના ખર્ચનો બોજો ઓછો કરવા માટે ગત્રિશાળામાં દાખલ થવું પડયું. મને પાકશાસ્ત્રની કાંઈ ખબર નહોતી પાક 'શાસ્ત્ર' છે એમ અત્યાર સુધી હુ જાણતી પણ નહોતી આ શાસ્ત્રના પાઠો ઉપલા વર્ગની વિદ્યાર્થીનીઓને શિખવાતા પણ ઘણી વાર બ્હાનું કાઢી તે પાઠો હું સાંભળતી એમ કરીને પણ મે ઘણું જ્ઞાન મેળવ્યું હતું.

હું મધ્યમ વર્ગમાં આવી ત્યારે એ પાઠો શિખવાની મને પરવાનગી મળી. મારી લાંબા વખતની ઈચ્છા પરિપૂર્ણ કરવાનો યોગ હવે મને પ્રાપ્ત થયો. 'ખોરાક' સંબંધી પ્રથમ પાઠ હુ શીખી પણ એ બધું શિખવાનું કારણ મને જણાયું નહીં. મારે તો રસોઈ કરતાં શિખવું હતું અને તે જ મારો અંતિમ ઉદ્દેશ હતો.

હું શાળામાં રસાયણ શાસ્ત્રના પાઠ શિખી અને જ્યારે તેનો પ્રયોગ રસોઈમાં કર્યો ત્યારે મારી આંખો ઉઘડી મેં સ્વપ્નમાં નહીં જોયેલું એવું ત્યાં જોયું. તેવામાં વીસ્કોન્સીનથી એક નવી ઉત્તમ, પાકશાસ્ત્રમાં પ્રવીણ સ્ત્રી ભાષણો આપવા અને સંસ્થાની તરૂણ શિક્ષિકાઓને અને પરણેલી સ્ત્રીઓને શિખવવા આવી હતી. તેના ભાષણ અને મારા દરરોજના અભ્યાસથી મને લાગ્યું કે પાકશાસ્ત્ર પણ એક ખરો ઉદ્યોગ છે. મારા અભ્યાસના અંત સુધી પાકશાસ્ત્રમાં પણ મેં પ્રવીણતા મેળવ્યા કરી

મેં અભ્યાસ એવો સારો કર્યો હતો કે જ્યારે મેં પદવી મેળવી ત્યારે વોશિંગ્ટનની પત્નીએ મને પાકશાસ્ત્રમાં મદદનીશ શિક્ષિકાની જગ્યા આપવા માંડી. મને તે જગ્યા માટે મારી અયોગ્યતા લાગી અને તે પ્રમાણે મેં જવાબ આપ્યો. તેમણે મને ન્યુયોર્કની ઉન્હાળામાં ભરાતી 'ચોટાઉકવા શાળામાં દાખલ થવા કહ્યું. હું તરતજ ત્યાંથી

નીકળી. મારે માટે શિષ્યવૃત્તિ હતી જ. ત્યાંના શિક્ષકો ગૃહનીતિશાસ્ત્રમાં બહુ પ્રવીણ હતા. મેં ટસ્કેજીમાં કરેલા અભ્યાસથી તેમને બહુ સંતોષ થયો. મારૂં કામ ત્યાં રસાયણશાસ્ત્ર, દેહધર્મવિદ્યા, જંતુવિદ્યા, વર્ગની વ્યવસ્થા અને પાકસિદ્ધિ સંબંધી હતું.

ઉન્હાળો પૂરો થયો એટલે ત્યાંથી નીકળી ટસ્કેજીમાં આવી. જે ઓરડીમાં મેં અભ્યાસ કર્યો હતો તેમાં જ મેં મારૂં ભણાવવાનું કામ શરૂ કર્યું. હમણાં પાકશાસ્ત્ર માટે બીજો એક નવો કન્યાઓનો વર્ગ નીકળ્યો છે.

જ્યારે કન્યાઓનું ઔદ્યોગિક-ડોરોથી હૉલ-નામનું મકાન પૂરૂં થયું ત્યારે માગ વર્ગ માટે બે ઓરડાઓ અને એક મદદનીશ શિક્ષિકા મને મળ્યાં. અમારૂં કામ પણ વધ્યું. આ વર્ગમાં એક આદર્શ રસોડું, એક નિયમિત રસોડું (આમાં રસોઈ શિખતી કન્યાઓ રસોઈ કરે છે), બે ભોજનશાળાઓ, એક આદર્શ શયનગૃહ, એક આદર્શ દિવાનખાનું, અને એક સ્નાનાગાર છે.

મુખ્ય શિક્ષક આગ્રહ કરે છે કે રસોઈ એ દરેક સ્ત્રીને શિખવી આવશ્યક છે. તેથી દિવસની શાળામાં અભ્યાસ કરતી દરેક કન્યાને પાકશાસ્ત્રના પાઠો શિખવવામાં આવે છે. આ ૧૯૦૦–૦૫ના વર્ષમાં ૪૫૦ કન્યાઓ પાકશાસ્ત્ર શિખે છે.

સંપૂર્ણ અભ્યાસક્રમ ૪ વર્ષનો છે. પણ તે એટલો બધો વ્યાપક છે કે તેમાંના એક બે વર્ષના શિક્ષણ પછી સાધારણ રસોઈ સહેલાઈથી કરી શકાય છે. ઠરેલા ક્રમ પ્રમાણે અહિં શિક્ષણ લેવા ઉપરાંત ગૃહ-નીતિશાસ્ત્રના વિષયો ઉપર ભાષણો સાંભળવાં પડે છે. ઓરડીઓનો શણગાર સાદો પણ પુષ્કળ છે અને તે બધો શાળાના ગૃહોપસ્કર ખાતા તરફથી તૈયાર થયો છે. જેમણે એ શણગાર જોયો છે તે બધા તેનાં વખાણ કરે છે.

એ વર્ષના શિક્ષક તરીકે મારા કામ પછી મને બોસ્ટનની સ્ત્રીઓ મારેની ગૃહનીતિશાસ્ત્રની ક્રિશ્ચિયન શાળામાં એક વર્ષ અભ્યાસ માટે જવા દેવાની મેં માગણી કરી. આ અભ્યાસથી મને બહુ ફાયદો થયો છે. ખોરાક સંબંધી, ગૃહસંબંધી અને પાકસિદ્ધિ સંબંધી મને સારૂં જ્ઞાન મળ્યું છે.

જ્યારે હું ટસ્કેજીમાં પાછી આવી ત્યારે ત્યાંની કન્યાઓને બહુ ઉપયોગી થઈ શકીશ એમ મને લાગ્યું. મેં અમારા અભ્યાસક્રમમાં ફેરફાર કર્યો. ઓટાઉકવા અને બોસ્ટન બન્ને જગ્યાએ ટસ્કેજીએ ગોઠવેલા અભ્યાસક્રમની વાહવાહ થતી જોઈ મને બહુ આનંદ થયો છે. ગૃહનીતિશાસ્ત્રના જ્ઞાન જેવું એકે જ્ઞાન ઉપયોગી નથી.

કન્યાઓને પોશાક, આરોગ્ય, શારીરિક કેળવણી અને સામાન્ય ગૃહકાર્ય—એ બધું શિખવવામાં ખાસ કાળજી રાખવામાં આવે છે.

કન્યાઓ ઉપર સ્ત્રીખાતાની અધિકારીણી કુમારી જેન. ઈ. કલાર્કની સખ્ત દેખરેખ રહે છે. તેણે ઓબરલીન મહાવિદ્યાલયમાં પદવી મેળવી છે, અને ઉદાર ગુણો અને શિક્ષણથી અલંકૃત થયેલી છે. તે સ્ત્રીચારિત્ર્યમાં આદર્શરૂપ છે.

વોશિંગ્ટનની પત્ની સ્ત્રી ઔદ્યોગિક ખાતાની અધિકારિણી છે અને કન્યાઓના શીલની પ્રતિનિધિ જેવી છે. તે ઉપરાંત બીજી ચાર અધિકારિણીઓ છે તે દરેક કન્યાના સંબંધમાં આવી કુમારી કલાર્કને તેમની વર્તણૂકથી વાકેફ કરે છે.

મારો સંબંધ પારકર નામના આદર્શગૃહ અને અનુભવગૃહ સાથે છે. આદર્શગૃહમાં સ્ત્રીઓ એક વર્ષના અભ્યાસ પછી શ્રેષ્ઠ વર્ગમાં જાય છે. આઠ મોટા સગવડવાળા ઓરડાઓ છે તેમાં તેમને જાતે કામ કરતાં શિખવવામાં આવે છે. આ વર્ગમાં સામાન્ય રીતે ગૃહકાર્ય, પાક, પીરસણ અને વસ્ત્રધાવન—જાતે સ્ત્રીઓ પાસે કરાવવામાં આવે છે.

ગૃહકાર્યમાં સિદ્ધિપ્રાપ્ત થવા અર્થે અને 'ગૃહ'ની જોખમદારી સમજવા માટે શ્રેષ્ટ વર્ગની કન્યાઓ માટે ચાર ઓરડીનું એક મકાન જુદું રાખવામાં આવ્યું છે. ૪ સ્ત્રીઓ તેમાં સાથે રહે છે, અને તે સંબંધી સઘળું કામ સોમવારની સવારથી તે શનિવારની રાત્રિ સુધી તેઓ કરે છે. ખાવાનો સઘળો સામાન પણ તેમણે જાતે જ વેચાતો લાવવાનો હોય છે. ખાધાખર્ચ માટે અઠવાડીયે ત્રણ ડોલર આપવામાં આવે છે. અહિં સોંઘવારીને લીધે ચાર સ્ત્રીઓને અઠવાડીયે ત્રણ ડોલર બસ થાય છે. પણ આ નાની રકમમાંથી જુદી જુદી જાતની રસોઈ કરવાની હોય છે અને ખોરાક પથ્ય લેવાનો હોય છે. આ પ્રમાણે ગૃહનીતિ સિદ્ધ રીતે શિખવાય છે. અહિં સ્ત્રીઓ પૈસાની કિંમત સમજે છે. છાત્રાલયમાં રહેનારા વિદ્યાર્થીઓ માટે સઘળું તૈયાર કરી આપવામાં આવે છે. એટલે પૈસાની કિંમત તે સમજતા નથી. પોતાનો માર્ગ કરતાં અને પોતાનો રસ કેળવતાં તે અહીં શિખે છે. આ પ્રમાણે નિયમિતતા, વ્યવસ્થા, ચોકસાઈ, સ્વચ્છતા અને જોખમદારીની લાગણી કેળવાય છે. આ બન્ને ગૃહોમાં મારે અને મારી મદદનીશ શિક્ષિકાએ દેખરેખ રાખવી પડે છે. ખોરાકમાં, રસોઈમાં અને પીરસણમાં શું શું થાય છે તે ઉપર ધ્યાન આપવું પડે છે.

અઠવાડીયે ૨૧ વર્ગો શિખે છે. પ્રાથમિક વર્ગો અઠવાડીએ એક કલાક અને શિક્ષણાનુભવ શાળાના વર્ગો અઠવાડીએ ૨–૩ કલાક શિખે છે. સ્ત્રીઓના વિભાગ પાડવામાં આવ્યા છે. વિભાગ પ્રમાણે કામ થાય છે. બધી સ્ત્રીઓ એકસરખો પોશાક ગણે છે. દરેક કન્યાવર્ગમાં કોરી ચોપડી લાવે છે અને દરરોજના પાઠની તેમાં નોંધ રાખે છે.

અહિં જે કન્યાઓ આવે છે તેમને રસોઈ કે ગૃહકાર્ય બિલકુલ આવડતું નથી. તેમને પુરી ભજીયાં બનાવવાનું ગમે છે. પણ રોટલા બનાવવાનું કે વાસણો સાફ કરવાનું ગમતું નથી. તેઓ અહિં ઝટ સુધરી જાય છે.

આ ઉપરાંત બહારનુ કામ પણ અમે કરીએ છીએ. ટસ્કેજીમાંની જે કન્યાઓ શાળામાં આવી શકે નહિ તેમને માટે શહેરમાં એક બાળગૃહ ખોલ્યું છે. તેમાં રસોઈ અને ગૃહકાર્ય શિખવાય છે. એ બાળગૃહમાં પણ એક શયનગૃહ, ભોજનશાળા, સ્નાનાગાર અને પાકગૃહ છે.

હું આ 'ગૃહ' સુધારાની મુખ્ય કેળવણીમા કામ કરૂં છુ તેથી મને બહુ હર્ષ થાય છે. આ સંસ્થામા ૩૬ રાજ્યોની કન્યાઓ આવે છે. પરદેશથી પણ આ પ્રસિદ્ધ શેરયામાં ભરતી સારી થાય છે.

જ્યારે કન્યાઓ ગૃહિણીપદને યોગ્ય થશે ત્યારે પ્રજા પણ સારી થશે! આવા કામમાં થોડીઘણી મહેનત કરવાની મારી નાનપણથી ઇચ્છા હતી અને હમણાં તેવા વિશેષાધિકાર મને પ્રાપ્ત થયા છે તેથી ટસ્કેજીને હું મારો થોડો ઘણો બદલો વાળી શકીશ

પ્રકરણ નવમુ

# એક સ્ત્રીનું કામ

## (કોર્નેલીઆ ઓવેન)

મારા કે મારા કામ વિષે બહુ કહેવાનું નથી. હું ટસ્કેજીમાં હાલ જ્યાં પ્રસિદ્ધ સંસ્થા છે ત્યા જન્મી હતી. જે મકાન પહેલાં સ્ત્રીઓ માટે ઔદ્યોગિક ગૃહ તરીકે વપરાતુ હતુ તે જ ઘરમા મારો જન્મ થયો હતો. તે જૂનું મકાન અને બીજાં બે મકાનો પૂર્વ ચિહ્ન તરીકે સંસ્થાએ સાચવી રાખ્યાં છે, અને જ્યારે જ્યારે હું ટસ્કેજીમાં જાઉં છું ત્યારે ત્યારે ભવ્ય મકાનો વચ્ચે મારા જૂના ઘરને જોઉં છું. પાછળથી આ મકાન અને તેની પાસેનાં બીજાં બે મકાનો વોર્શિંગ્ટને ખરીદ કરી લીધાં છે.

કર્નલ વીલીયમ ઓવેનની ગુલામ તરીકે મારી માતાએ આ જગ્યા ઉપર ઘણુંખરું જીવન ગાળ્યું હતુ જે જગ્યાએ હાલ ટસ્કેજી સંસ્થા છે તે જમીન તે શેઠની માલિકીની હતી, મારી માતા બાલ્ટી-મોરમાં જન્મી હતી. તેના શેઠની છોકરીએ તેને વાચતાં શિખવ્યુ હતું. અને તેના આલોઓઆના કોઈ પણ શેઠે વાચવાની તેને મનાઈ કરી નહોતી.

મારી માતાને સારી રીતે વાચતાં આવડતું અને લખતાં બિલ-કુલ આવડતું નહિ. તેનું કારણ હું મારી બાલ્યાવસ્થામાંથી સમજી શકતી નહોતી બીજાં છોકરાઓની માતાથી ઉલટું તેને વાંચતાં આવડતુ

હતું તે જાણી હું દિલગીર થતી. જ્યાં સુધી હું મારો પાઠ તૈયાર કરતી નહોતી ત્યાં સુધી મને રમત ગમે તેટલી વ્હાલી હોય તો પણ તે જવા દેતી નહિ. રવિવારે મારી બહેનો અને હું તેની પાસે બેસતી અને તે અમને પ્રાર્થનાઓ વાંચી સંભળાવતી તે અમે ધ્યાન દઈને સાંભળતા. તે સમયે અમે સ્વતંત્ર હતા. અમે ગુલામગીરીના દિવસો જોયા નહોતા. મારી માતા ગુલામગીરીની ત્રાસદાયક સ્થિતિનું વર્ણન કરતાં હંમેશાં ખંચાતી. તે તેની શેઠાણીના ઘરમાં દરજણ અને દાસીનું કામ કરતી હતી, અને તેને વાડીના ગુલામ સાથે ભળવા દેવામાં આવતી નહિ.

મારી પ્રથમ શિક્ષિકા દક્ષિણની એક ગોરી સ્ત્રી હતી. તે મારી માતાને ઓળખતી હતી અને ટસ્કેજીમાં રહેતી હતી.

'મેકગફે'ની વાંચનમાળાની પહેલી ચોપડી તેમને શિખવતી. હું ચિત્ર જોઈને પાઠ વાંચતી કારણ કે હું અક્ષરને ઓળખતી નહોતી. એક દિવસ રસ્તા ઉપર દૃષ્ટિ રાખી હું મારો પાઠ વાંચતી હતી ત્યારે મારી માતાએ મને જોઈ. તેણે જાણ્યું કે મને વાંચતાં આવડતું નથી. ત્યારથી મને અક્ષરો ઓળખાવવા તેણે મહેનત કરવા માંડી. તેના કહેવા પ્રમાણે હું ભણવામાં હોંશિયાર હતી. નાની ઉમ્મરે હું લખતાં અને વાંચતાં શિખી. હું મોટી થઈ ત્યારે ટસ્કેજીની સાર્વજનિક શાળામાં મારી બહેનો સાથે મને મૂકી. મારા દરેક કામમાં ઉત્તમ થવાની મારી ઇચ્છા હતી એમ કહેવું અયોગ્ય નહિ ગણાય. જો મારા કરતાં કોઈ પાઠ સારો વાંચે અગર વર્ગમાં મને ટપી જાય તો મારી આંખમાં તરત આંસુ આવે.

'મેથોડીસ્ટ' સંપ્રદાયની શાળામાં હું ઉછરી હતી. થોડા સમય પછી 'મેથોડીસ્ટ' દેવળની શાળામાં શિક્ષિકા તરીકે હું દાખલ થઈ. લ્યુઇસ એડમ્સ હાલ જે ટસ્કેજી સંસ્થાની મિલ્કતનો વહિવટકર્તા છે તે તે વખતે શાળાનો અધિકારી હતો. મને મારાં કરતાં મોટી

ઉમ્મરની છોકરીઓનો એક વર્ગ સોંપ્યો હતો. તેથી હું નાહિમ્મત થઈ નહિ. પણ મારે કેટલીક વાર તેમની વર્તણુક જોઈને રડવું પડતું. મારી બ્હેન મારા કરતાં મોટી હોવાના કારણે વર્ગમાં ખંડ કરતી. તેનું ધારવું એમ હતું કે મારે તેની પાસે શિખવાનું હોય. સામાન્યતઃ હું તેમના કરતાં સારૂં વાંચી શકું તો પણ તે કન્યાઓ મારા કરતાં મોટી હોવાથી ઉલટું તેમણે મને શિખવવું જોઈએ એમ તેમની માન્યતા હતી. મારા બાઈબલના અભ્યાસ માટે હું મારી માતાને અને લ્યુઈઝ એડમ્સને આભારી છું. એડમ્સ તે વખતે પણ કાળા લોકોનો નાયક હતો અને હમણાં પણ છે. મુખ્ય શિક્ષક વોશિંગ્ટને તેમના 'ગુલામગીરીમાથી સ્વતંત્રતામાં' નામના સ્મારક આત્મચરિતમાં તેને વિષે જે કહ્યું છે તે કહેવા કરતાં વિશેષ પ્રશંસા હું તેની કરી શકું તેમ નથી.

"નાની શાળા સ્થાપવામાં મને જે જે વિઘ્નો નડયાં તેમાંથી પાર ઉતરવામાં ૧૯ વર્ષની લાંબી મુદત સુધી ટસ્કેજી સંસ્થાના બે મિત્રોની સલાહ અને શિખામણ ઉપર હું સદા આધાર રાખતો હતો. મારા કામમાં ફત્તેહ મળવાનું મુખ્ય કારણ તે બે ગૃહસ્થો છે. તેમની પાસે મારી પ્રાર્થના કદી નિષ્ફળ નિવડી નથી. તેઓ બન્ને આદર્શ રૂપ છે. જ્યોર્જ ડબલ્યુ કેમ્પબેલ ગોરો માણસ છે-અને પૂર્વે ગુલામોનો શેઠ હતો. બીજો લ્યુઈસ એડમ્સ કાળો માણસ હતો અને પૂર્વે જાતે ગુલામ હતો. આ બે માણસોએ જનરલ આર્મસ્ટ્રોંગ પાસે શિક્ષકની માગણી કરી હતી.

કેમ્પબેલ વ્યાપારી છે અને શરાફી ધંધો કરે છે એટલે એમને કેળવણી સંબંધી વિષયોનો બિલકુલ અનુભવ નહોતો. એડમ્સ એક કારિગર હતો અને ગુલામગીરીમાં મોચીનો, ઘોડાના ચોકડાં તથા જીન બનાવવાનો અને કંસારાનો ધંધો શિખ્યો હતો. આખી જીંદગીમાં તેણે એક પણ દિવસ શાળામાં ગાળ્યો નથી. છતાં ગુલામ હતો તે વખતે ગમે તે પ્રકારે

તે લખતાં વાંચતાં શિખ્યો હતો. આ માણસો પ્રથમથી મારી કેળવણી સંબંધી યોજના સમજી ગયા હતા, અને મને ઘણી સહાનુભૂતિ આપતા હતા. દરેક પ્રયત્નમાં મને તેમની મદદ મળતી. આ સંસ્થાની આર્થિક સ્થિતિ જ્યારે છેક ખરાબ હતી ત્યારે કેમ્પબેલ પાસે જે વખતે મેં માગણી કરી હશે તે વખતે તેનાથી બને તેટલી મદદ તેણે કરી છે. ટસ્કેજી સંસ્થાના જીવન અને ખિલવણી સંબંધી જો કોઈની અક્ષરશઃ સલાહ મેં માની હોય તો તે આ જ બે ગૃહસ્થોની માની છે.

એડમ્સની બુદ્ધિની ખિલવણી ગુલામગીરીમાં શિખેલા ત્રણ ધંધાઓથી થઈ છે એમ હું હમેશાં માનું છું."

શહેરનાં છોકરાંઓ જેમ હાલ સાર્વજનિક શાળામાંથી પદ્વી મેળવે છે તેમ મેં સાર્વજનિક શાળામાંથી પદ્વી મેળવી નથી. 'ઝીમન હીલ' ઉપર આવેલી સાર્વજનિક શાળાનો, વૉરિંગ્ટનના આવવાથી અને ટસ્કેજી શિક્ષણાનુભવશાળા સ્થપાયાથી, અંત આવ્યો છે. આ નવી શાળામાં દાખલ થનારી વિદ્યાર્થીનીઓ પૈકી હું એક હતી. વૉરિંગ્ટને અમારી ગણિત, વ્યાકરણ અને ઈતિહાસમાં પરીક્ષા લીધી. હું ત્યાં સુધી વાક્ય એટલે શું અને વાક્યને 'કર્તા' અને 'ક્રિયાપદ' હોય છે એમ જાણતી નહોતી. આવો શબ્દો જ ભાષામાં હશે કે કેમ તેની મને શંકા હતી. હું તો એમ જાણતી હતી કે મને વ્યાકરણ આવડે છે પણ તેનો અર્થ કે ઉપયોગ હું જાણતી નહોતી. પરીક્ષા પછી નીચલા વર્ગમાં મને દાખલ કરવાનું નક્કી થયું. તેમણે વાપરેલા સારા શબ્દો પણ મને નવા લાગ્યા અને હું સમજી શકી નહીં. તેમણે જાતે અમારા વર્ગોને શિખવવા માંડ્યું, અને તેમના હાથ નીચે શિખવાનું મને અભિમાન છે. તે જોડણી અને ક્રિયાપદના ખરા ઉપયોગ માટે બહુ ચોક્કસ હતા. ઈતિહાસ શિખવવામાં પણ તે સર્વોત્તમ શિક્ષક હતા. મેં ઘણીવાર કહ્યું છે કે જો આપણે વૉશિંગ્ટનના હાથ નીચે આરંભમાં ઈતિહાસ, વ્યાકરણ અને જોડણી શિખ્યા હોઈએ તો પાછળના વર્ષોમાં આપણને

બહુ સુખ થાય પણ નાણાં ભેગાં કરવાના બોજામાંથી હજી તે મુક્ત થયા નથી એટલે તેમનાથી કાંઈ થઈ શકે તેમ નથી.

હું જ્યારે ભણતી હતી ત્યારે ટસ્કેજીમાં ઔદ્યોગિક ખાતાંઓ હાલ છે તેટલા અને તેવા મોટા પાયા પર નહોતા. મારાં સઘળાં ચાર વર્ષો વર્ગમાં વિદ્યાભ્યાસમાં ગયાં હતાં. અમારા વર્ગે સૌથી પહેલ-વહેલાં ૧૮૮૫ માં પદવી મેળવી છે. અમે પહેલા પદવીધરો હોવાનું માન ધરાવીએ છીએ. તે વખતે પાંડિત્ય માટે ત્રણ પદકો વહેંચવાના હતા. અમારા પ્રતિષ્ઠાપત્રમાં બે વિભાગ હતા. મને એક પદક મળ્યું. ૧૮૮૫ ના વર્ગના વિદ્યાર્થીઓની આદર્શ બહુ ઉચ્ચ હતા. બે અઠવાડીયાં પછી મેં જાણ્યું કે મને શ્રેષ્ટ પદનું જ પ્રમાણપત્ર મળ્યું છે.

ટસ્કેજી સંસ્થાની શિક્ષણાનુભવશાળા જે હાલ બાળગૃહથી ઓળખાય છે તેની મુખ્ય શિક્ષિકા તરીકે મારી નિમણુક થઈ. અમારા લોકોને બહાર જાઉં તો વધારે ઉપયોગી થાઉં એમ જાણી થોડા વર્ષ પછી મેં એ જગ્યાનું રાજીનામું આપ્યું.

દરમ્યાન ' મેગ્સ પર્વત ' પાસે આવેલી ઈ. એન. પીયર્સની વાડીમાં રહેતા કાળા લોકો માટે સારી શાળા સ્થાપવા સને ૧૮૮૮માં એક સારા શિક્ષકની માગણી વૉશિંગ્ટન પાસે આવી. બોસ્ટમાંથી વૉશિંગ્ટને મને તાર કર્યો અને કહ્યું કે તમે જ એ કામ માટે લાયક છો એટલે તમારે તે જગ્યાનું કામ હાથ ઉપર લેવું.

મને ત્યાં માલમ પડ્યું કે મદદ બિલકુલ મળે તેમ નથી. કોઈ પાસે એક ફુટ પણ જમીન પોતાની માલિકીની નથી, અને પાક પણ દરેક ખેડુને ગિરો મૂકયો હતો. તેથી સારા નેતાની ખાસ જરૂર હતી. ' ગૃહ 'ની કોઈને કાળજી નહોતી. ગૃહજીવનની પવિત્રતાથી ઘણા લોકો અજાણ્યુ હતા અને એકંદર સ્થિતિ અંધકારવાળી હતી.

જે દેવળમાં દર મહિને બે વખત રવિવારે લોકો પ્રાર્થના કરવા આવતા તે દેવળ પણ દુરસ્ત કરવા જેવું હતું. મેં રવિવારની શાળા

જોડે સંબંધ વધાર્યો, અને દરેક રવિવારે શિખવવા માડયુ. મેં મોટા માણસોનો એક મોટો વર્ગ કાઢ્યો હતો અને છોકરાઓ સાથે તેમને ત્યાં આવવા ઉત્તેજન આપ્યુ ત્યાં આવના માબાપોને કોઈને વાંચતાં આવડતુ નહોતું.

મેં તેમને શાસ્ત્રના શ્લોકો એક પછી એક પાદ લઈને મોઢે બોલાવવા માંડયા અને તેઓ મોઢે કરી શકયા. મેં તેમને વાચતાં પણ શિખવાડયું અને મારી રવિવારની શાળાના લાભથી હમણાં ઘણા લોકો વાંચતાં શિખ્યા છે. મેં આ મોટા માણસોનો વર્ગ ચાલુ રાખ્યો છે અને તે બહુ પ્રવૃત્તિ કરી રહ્યો છે. અમે રવિવારની શાળાના પાઠો કરતાં બીજું ઘણું વાંચતાં; કારણકે જેમને શહેર કે કસ્બામાં રહેવાના લાભો મળે છે તે લાભો એમને મળતા નહોતા. મને જાણીને આનંદ થાય છે કે મારા પ્રયત્નોની કદર લોકોને હતી.

દરેક વિવાદગ્રસ્ત વિષયમાં કે કુટુંબકલહમાં મને લોકો 'મધ્યસ્થ પંચ નિમતા. ઘણીવેળા હું ધર્મોપદેશકની ગેરહાજરીમાં તેનું પણ કામ કરતી.

આગળ વધવાનું મુખ્ય ચિહ્ન સ્વાશ્રય છે, અમે શાળા માટે એક મોટું મકાન બાંધવાનો વિચાર કર્યો. આ મકાન બાંધતાં ૨૦૦૦) ડોલરનો ખર્ચ થયો પણ મને કહેતાં આનંદ ઉપજે છે કે તેમાંની એક પાઈ પણ બહારથી આવી નથી. પૈસા ભેગા કરતાં મહામુસ્કેલી પડી અને વખત પણ ઘણો ગયો, કારણકે લોકોનો પાક સારો પાકતો નહોતો.

આ મકાનમાં બે માળ છે, હવા અજવાળું સારૂં છે, જગ્યા ઘણી છે અને ૩૦૦ વિદ્યાર્થીઓને બેસવાની સવડ છે. પહેલેથી જ અમે માતૃસંસ્થાના પગલાંએ જ ચાલીએ છીએ અને અભ્યાસ સાથે જ ઉદ્યોગો શિખવીએ છીએ, ખેતીવાડીનું કામ તરત જ શરૂ કર્યું છે.

એક 'ઉદ્યોગગૃહ' બાંધ્યું છે અને તે દિશામાં કામ કરનાર શિક્ષકો પણ મેળવ્યા છે. પુરૂષોને લુહારીકામ, ગાડી બનાવવાનું કામ,

સુતારી કામ, ચિત્રકામ, અને ખેતીનું કામ તથા યુવતિઓને રસોઈ, વસ્ત્રધાવન, ગૃહકાર્ય અને સીવણ શિખવીએ છીએ.

ઉપર ગણાવ્યાં તે ઉપરાંત નીચેનાં મકાનો અમે બાંધ્યા છે. છોકરીઓ માટે શયનગૃહ, લુહારી કામની દુકાન અને શિક્ષકોનું મકાન. શાળામાં એકંદર ૪૦૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ આવી ગયા છે.

મેં સતત ૧૭ વર્ષ શાળામાં કામ કર્યું છે. તે મુદત દરમ્યાન હું માત્ર થોડો વખત ન્યુયોર્ક શહેરમાં અને ત્યાર પછી એક મિત્રની ઉદારતાથી ગ્લાસગોના 'ક્વીન માર્ગરેટ' નામના મહાવિદ્યાલયમાં એક વર્ષ રહી છું.

લોકોએ કરેલી પ્રગતિથી મને સંતોષ થયો છે. ઘણાએ પોતાની માલેકીના ઘર કર્યાં છે અને પહેલાંની માફક હવે લોકો લાકડાની ઓરડીમાં આઠ દશ જણ સુધી રહેવાનું પસંદ કરતા નથી. હું માતાઓની સભા નિયમિત ભરું છું અને આથી લોકોનું ગૃહજીવન પણ ઉંચા પ્રકારનું થયું છે. અત્યાર સુધી ગૃહ કે કુટુંબના સ્નેહ-બંધનો બિલકુલ નહોતાં તે હવે માનથી જળવાય છે.

દેવળે જવાની લોકોની વૃત્તિ બદલાઈ છે અને ધર્મોપદેશક હવે બે કલાકને બદલે ૪૦ મિનિટ સુધી ધર્મોપદેશ કરે છે.

ઘણા ખેડુતો ઋણમુક્ત થયા છે અને પાક ગિરો મૂકવો તે નામોશી ભરેલું ગણાય છે. 'માઉન્ટમેગ્સ સંસ્થા' આલાબામામાં પહેલી શાળા છે અને તેથી એ વાત સિદ્ધ થઈ છે કે જો દક્ષિણના ગામડાઓમાં શાળાઓ સ્થાપી હોય તો લોકો બુદ્ધિશાળી, પ્રમાણિક અને કરકસર કરનારા થાય. આ સંસ્થાની ફત્તેહને લીધે જ બીજી અનેક શાળાઓ આલાબામામાં ઉઘાડવામાં આવી છે.

મારી શાળાના તરૂણ સ્ત્રી પુરૂષોના હું વખાણ કરૂં તે સારૂં ગણાય નહિ. તેમાંથી સાઠ પદવીધર નિકળ્યા છે. તેમાંના પાંચ

હજી જીવતા છે. તેઓ તેમના દુર્ભાગી ભાઈઓને મદદ કરે છે. એટલું જ નહિ પણ જે લોકો અહિં રહી પદવી પ્રાપ્ત કરી શકે તેમ નથી તેઓ પણ તેવી મહેનત કરી રહ્યા છે. ૫૭ માંના ૩૬ પદવીધરો આગળ વિદ્યાભ્યાસ કરવા અગર બીજો ઉદ્યોગ શિખવા બીજી શાળાઓમાં દાખલ થયા છે અને ૨૧ ટસ્કેજી સંસ્થામા છે. દશ જણે ટસ્કેજીમાથી પહેલી પદવી મેળવી છે અને ૩૮ પદવીધરો ઉદ્યોગ શિખ્યા છે અને બધા કામ કરી સુખી થયા છે. તેમાં કેટલાક સ્ત્રીઓ પોશાક બનાવે છે અને કેટલીક રસોઈ શિખવે છે. કેટલીક પદવીધરો લુહારો, ગાડી બનાવનારાઓ અને ચિત્રકારો થયા છે. કેટલાક ખેતીમાં ફત્તેહમંદ નિવડયા છે. અને એક સ્ત્રી કપાસનું વાવેતર કરી મોટી ખેડુત થઈ પડી છે. બે પદવીધરો આલાબામાના બર્મિંગ્હામમાં વ્યાપારીઓ તરીકે ફતેહમંદ નિવડયા છે અને એક પ્રસિદ્ધ ધર્મોપદેશક થયો છે. એક નિરાધાર બાળકોના ગૃહનો અધિકારી છે ને કેટલાક શિક્ષકો થયા છે. એકે ટસ્કેજીમાં પદવી મેળવી મારી સાથે સાત વર્ષ સુધી શિક્ષકનું કામ કર્યું છે. ત્રીશ જણા પરણ્યા છે. ૧૫ જણે ઘર ખરીદ્યાં છે. એક જણ પાસે ૭૦૦૦ ડોલરની મિલકત છે. બીજાઓ પાસે ૮૦૦ થી ૨૦૦૦ સુધીની મિલકત છે. ૬૦ માંથી ચાર માણસો પોતાનું નૈતિક જીવન ઉચ્ચ રાખી શકયા નથી.

૭ શિક્ષકો હાલ છે પણ અમારે હજી એકની જરૂર છે. ૩૦ વિદ્યાર્થીઓ છાત્રાલયમાં છે અને એકંદર વિદ્યાર્થીઓની સંખ્યા ૨૫૦ છે. શાળાનો ખર્ચ જેમ બને તેમ કરકસરથી ચલાવીએ છીએ. એકંદર વાર્ષિક ખર્ચ ૨૦૦૦ ડોલર આવે છે. તેમાંથી લોકોએ અડધો ખર્ચ આપવો જ જોઈએ એવો મારો આગ્રહ છે.

જો હું મારા લોકોની કાંઈ સેવા કરી શકી હોઉં તો તે વોશિંગ્ટન અને તેમની પત્નીના હાથ નીચે અમારા લોકોને મદદ કરવાના ભૂલાય નહિ એવી રીતે શિખેલા પાઠોને જ આભારી છે.

પ્રકરણ દશમું

## ગરીબ લોકોનો ઉદ્ધાર

(ડબલ્યુ. જે. એડવર્ડ્ઝ)

મારો જન્મ વીલ્કિસ પ્રગણાના સ્નોડીયામાં થયો હતો. મારી માતા મને એક વર્ષનો મૂકી સને ૧૮૦૧ માં સ્વર્ગવાસી થઈ. પાંચ વર્ષ પછી મારા પિતા ગુજરી ગયા. ૭ વર્ષનો થયો ત્યારે માબાપ વગરનો થયો. મારી ઘરડી માતામહીએ મને ઉછેર્યો. તેણે મને શાળામાં મોકલવા માટે બનતો પ્રયાસ કર્યો. મને આ શાળાના અઠવાડીયાં સુધી રોટલા સિવાય બીજું કાંઈ ખાવાનું મળતું નહીં. ક્વચિત્ માંસના કકડા મળતા.

એક પાદરી મારફત મેં ટસ્કેજીની શિક્ષણાનુભાવ અને ઔદ્યોગિક શાળા વિષે સાંભળ્યું અને તે સંબંધી એવી સારી વાતો મેં સાંભળી કે મેં બે એકર જમીન ગણોતે લઈ જાતે ખેડી જે નફો રહે તે લઈને ત્યાં જવાનો નિશ્ચય કર્યો મારૂં દેવું અને ગણોત આપ્યા પછી મારી પાસે ૨૦) ડોલર વધ્યા. તેમાંથી મેં કપડાં ખરીદ્યાં અને હું ટસ્કેજી ગયો. તા. ૨૭-૧૨-૧૮૮૮ ના દિવસે હું નિકળ્યો અને ૧-૧-૧૮૮૯ના રોજ ત્યાં પહોંચ્યો. તે વખતે મારી પાસે ૧૦) ડોલર રહ્યા હતા. ઘણો ખરો રસ્તો હું ચાલીને ગયો હતો. ટસ્કેજીમાં હું ૪॥ વર્ષ રહ્યો. ત્યાંનો ખર્ચ રજાના લાંબા વખતમાં તથા અધ્યયન કાળમાં દર અઠવાડીયે એક દિવસ અને દર બીજા શનિવારે કામ કરીને કાઢતો.

મારા છેલ્લા વર્ષમાં જે વાડીમાં હું ઉછર્યો હતો તે વાડીના માલિક તરફથી મને મદદ મળી હતી. તે વર્ષે પદવી મેળવ્યા પછી શો ધંધો કરવો તેની ચિંતા હતી. મેં વકીલ કે ધર્મોપદેશક થવાનો વિચાર રાખ્યો હતો. વકીલ થઈને ટસ્કેજીના આદર્શ પ્રમાણે ગરીબ લોકોનો ઉદ્ધાર થઈ શકે તેમ નહોતું. ધર્મોપદેશક તરીકે પણ ઝાઝું થઈ શકે નહિ કારણ કે ધર્મોપદેશકને એકજ સંપ્રદાયના મતથી મર્યાદિત થવું પડે છે. તેથી છેવટે જે સંસ્થામાં કોઈ પણ સંપ્રદાયનો બાધ આવે નહિ એવી ટસ્કેજી જેવી સંસ્થા સ્થાપવાનો નિશ્ચય કર્યો. મારા કાર્યક્ષેત્ર તરીકે સ્નોહીલ પસંદ કર્યું.

આ શાળા 'સ્નોહીલ શિક્ષણાનુભવ અને ઔદ્યોગિક સંસ્થા' એ નામથી ઓળખાય છે અને તે આલાબામાના રાજ્યના 'કૃષ્ણ કટિબંધ'ના મધ્યભાગમાં જ આવેલી છે. આ શબ્દ ઘણો વપરાય છે પણ દક્ષિણના દરેક રાજ્યને કે કોઈ પણ રાજ્યના દરેક પ્રગણાને તે લાગુ પડતો નથી. એ શબ્દ માત્ર કેટલાક રાજ્યના કેટલાક પ્રગણાને જ લાગુ પડે છે. વીલ્કોક્સ અને તેની પાસેના સાત પ્રગણાને તે બરાબર લાગુ થાય છે. વસ્તીગણત્રી પ્રમાણે એ આઠ પ્રગણામાં કાળા લોકની વસ્તી ૨૦૧૫૮૯ અને ગોરા લોકની ૬૯૬૧૫ છે.

૬ આયાબામામાં ૬૭ પ્રગણાં છે અને તેમાં એકંદર કાળા લોકની વસ્તી ૮૨૭, ૩૦૭ છે. આથી માલમ પડશે કે ૩/૪ ભાગનાં પ્રગણામાં ૩/૪ ભાગની કાળા લોકોની વસ્તી છે. ગોરા લોક કરતાં કાળા લોકની વસ્તી વધારે હોવાના કારણે એ 'કૃષ્ણુકટિબંધ' કહેવાય છે. આ પ્રગણાંઓ આલાબામા નદીની ખીણમાં આવેલાં છે અને તે રાજ્યનો અતિ ફળદ્રુપ પ્રદેશ ગણાય છે.

૬, રાજ્યમાં વસાત થવા માંડી તે વખતે ગોરા લોકોએ કુટુંબના માણસોના પ્રમાણમાં જમીન નહિ રાખતાં જેટલા કાળા લોકો ખરીદી શકાય અને તે જેટલી જમીન ખેડી શકે તેટલી જમીન રાખી છે. માત્ર પાંચ છ માણસના કુટુંબો પાસે ૧૦૦–૧૦૦૦ કાળા લોક ખેડી શકે તેટલી જમીન રાખી છે. આથી સ્હેજ સમજાશે કે આખા દેશની જમીન ગોરા લોકની પાસે છે. સીદી લોકો દેશાંતર જનારા નથી એટલે ગુલામગીરીમાંથી છૂટયા પછી પણ ત્યાં જ રહે છે. ગોરા લોકો સાત આઠ માઈલ દૂર ગામડાંઓ વસાવીને રહે છે, પણ આ અંતર મોટી મોટી વાડી કરી તેમાં હજારો ગુલામો પાસેથી કામ લઈ ભાંગી નાંખ્યું છે. ઘરનું કામકાજ કરવા બહુ થોડા ગુલામો રાખવામાં આવતા. મોટો ભાગ વાડીમાં જ રહેતો. માત્ર એ ઘરના ગુલામોને જ પ્રથમ ખરૂ ગૃહજીવન શુ છે તેનો ભાસ થયો. તે સિવાય એ જ્ઞાન થવાનો તેમને બીજો માર્ગ નહોતો.

સ્વતંત્ર થયા પછી તેમને કેળવનાર લાયક શિક્ષકો કે ધર્મોપદેશકો નહોતા. તેથી અત્યાર સુધી કાળા લોકો ખરા નાગરિકના ગુણો અને જીવનના ખરા ઉદ્દેશો શિખ્યા નથી, અને કેવળ અજ્ઞાનાંધકારમાં જ ડુબી ગયા છે. કેટલાક લોકો તેમને તિરસ્કાર દૃષ્ટિથી જોશે અને કહેશે કે ગોરા લોકોએ તેમને શિખવવાનો અથાગ શ્રમ કર્યો પણ તે નિષ્ફળ ગયો. ના, વસ્તુસ્થિતિ તેવી નથી. નિયમને અપવાદ હોય છે, તેમ કેટલાક 'જોન' નામના માણસોમાં ઉદારતા, સ્વદેશાભિમાનની વૃત્તિ અને પ્રતિભા

ઉદ્ધાર માટે દયા હશે અને તેમણે જાતિવર્ણ કે પ્રથમની દશાનો વિચાર કર્યા સિવાય મદદ કરી હશે.

૧૮૯૩ ના ઉન્હાળામાં પદવી મેળવ્યા પછી આ 'કૃષ્ણકટિબંધ'ની ખરી સ્થિતિ જાણવા માટે હું ચિંતાતુર થયો. તેથી વિલ્કોકસ પ્રગણાનો અને મોનરો, બટલર ડેલાસ, અને લોન્ડીઝ પ્રગણાઓના કેટલાક ભાગોમાં પગે ચાલીને હું ફર્યો.

જુન માસમાં એક દિવસે રળીઆમણા પ્રભાતે હું મારા ઘેરથી નિકળ્યો. પાસેના ક્ષેત્રોમાં બસેં સીદી લોકો અનાજના ક્ષેત્રો ખેડતા હતા અને કપાસના ખેતરો નીંદતા હતા. વાડીમાં ગવાતી લાવણીઓ તે લલકારતા હતા. એ લાવણીઓ "ઓ ક્રાઈસ્ટ ! હું તને ભેટનારાઓમાં ગણાવાની ઈચ્છા રાખું છું." "ઓ સ્વતંત્રતા ! હું ગુલામ થતા પહેલાં કબર પસંદ કરીશ" વગેરે અર્થની હતી. અનાજ અને કપાસના ક્ષેત્રોની વચ્ચે ખળખળ વહેતા પાણીની નદી મોનેરી ખીડો ને રૂપેરી સુત્રથી વિંટાળી દઈ અને ત્યાંથી લીલા ક્ષેત્રોમાં પસાર થઈ હજારો પ્રાણીઓને પાણી આપે છે. મને લાગ્યું કે પૃથ્વીને ઈશ્વરે સૌંદર્યપટ પહેરાવ્યું છે અને તેનો મહિમા તે ગાઈ રહી છે. ક્ષેત્રોને ઓળંગી હું આગળ ગયો એટલે તાડની ઝાડીમાં હુ આવ્યો. અહીં અમે સાગના જૂના લાકડાં અને બે થાંભલાં જોયાં. આ જૂના કપાસ પીલવાના કારખાનાની હદ છે એમ માગ સાથીએ મને જણાવ્યું. એટલું કહી તે ઉદાસ દેખાયો અને નિશ્વાસ નાંખી બોલ્યો કે અહીં ઘણા સીદીઓને થાંભલા સાથે બાંધીને બેસુતમ માર મારતાં ગોરા લોકોને મેં જોયા છે. એટલો બધો તેમને માર પડતો કે તેમને ગાડીમાં બેસાડીને લઈ જવા પડતા અને ઘણા સ્વધામ પહોંચી જતા.

આ રસ્તેથી અમે ટેકરીઓ ચઢી નીચે ઉતર્યા અને જંગલમાં થઈ ને "કારલોવીલે" આવ્યા. આ ડેલાની પ્રગણાનું અમીરી ગામ હતું. જેમને ૧૦૦ કરતાં ઓછા ગુલામ હોય તેમનાથી અહિં ઘર

ખરીદી શકાતું નહિ. અહિંઆં હજી ' લોઇડિઝ ',' લીઝ ', ' રમ્ફ્સ ', ' બીબ્સી, ' ' યંગબ્લડઝ, ' અને ' રેનોલ્ડઝ ', કુટુંબોનાં ભવ્ય મકાનો છે. આમાંનાં ઘણાં મકાનો નવી બાંધણી પ્રમાણે ફરી બાંધવામાં આવ્યાં છે અને કેટલાંક ઉજ્જડ છે અને પડી જવાની તૈયારીમાં છે. ઘણાખરાં મકાનો હાલ નવા માલિકોના હાથમાં છે. અસલ કુટું-બોએ એ મકાનો વેચી દીધાં છે અગર તે પડી ભાંગ્યાં છે

કારલોવીલેમાં ડેવાસ અને વીલકોકસ પ્રગણાં કરતાં ઘણું મોટું દેવળ છે. તેમાં છજા સિવાય ૧૦૦૦ માણસ બેસી શકે તેવી સવડ છે. છજામાં જે સીદી લોકો ગોરા કુટુમ્બમાં ઘરનું કામકાજ કરતા તે બેસતા હતા.

કારલોવીવેમાં અમે થોડો જ વખત થોભ્યા કારણ કે સૂર્યાસ્તનો સમય થયો હતો અને અમારો મુકામ બે માઈલ દૂર હતો. રસ્તે જતાં એક ૪૦' × ૩૬' ફુટની ઓરડી આવી. તેને બારણાં બે હતાં અને બારીને ઠેકાણે ત્રણ બાકાં હતાં. તેમાં ઠંડી હવામાં ગરમી પેદા કરવા માટે ચીમની નહોતી. આ ' હોપવેલ ' નામનું દેવળ હતું. તેમાં ૫૦૦ માણસો દર મહિને એકવાર ભેગા થતા અને આખો દિવસ ખાવા-પીવામાં અને ગાવામાં તથા ઈશ્વરની પ્રાર્થના કરવામાં ગાળતા. અહિં પણ શિયાળામાં ત્રણ માસ શાળા ચાલતી. ત્યાંથી થોડે દૂર ' જોન્સ ' પાદરીનું ઘર હતુ.

ગુલામગીરીના વખતમાં વાડીનો અધિકારી પહેલાં જે ઘરમાં રહેતો હતો તે ઘરમાં જોન્સ હાલ રહેતો હતો. પાદરીએ અજાણ્યા માણસો જે તેને ઘેર આવે તેની સંભાળ રાખવાનો રિવાજ હતો અને ખાસ કરીને ધર્મોપદેશકો અને શિક્ષકોની સંભાળ સારી લેવાતી. અમે અહિં મુકામ કર્યો.

એ કુટુમ્બમાં આઠ માણસો હતા. પતિ, પત્ની, બે દીકરા અને ચાર દીકરીઓ. તેની પત્ની રસોઈ કરવામાં બહુ પંકાતી હતી. અમને

થોડાજ વખતમાં સ્વાદિષ્ટ રસોઈ તૈયાર થયાની ખબર મળી. ભોજનમાં દૂધ અને માખણ પુષ્કળ હતાં.

વાળુ કર્યા પછી ત્યાંના લોકની સ્થિતિ કેવી છે તે વિષે મેં વાત ઉપાડી. જોન્સે મને કહ્યું કે દશ વર્ષથી જમીન ખરીદવા હું પ્રયત્ન કરૂં છું પણ હજી મારો પ્રયત્ન સફળ થયો નથી. પૈસા હું આપી ચુકયો છું એટલે દસ્તાવેજ થોડા વખતમાં થશે. હાલ આ તરફ ઘણાં નવાં કુટુંબો વસવા આવેલાં છે પણ ખર્ચના પૈસા લાવવા માટે તેમને પાક ગિરો મૂકવો પડે છે.

શાળા સંબંધી જ્યારે મેં પ્રશ્ન પૂછયો ત્યારે તેણે જણાવ્યું કે આ કસ્બામાં ૫૦૦ છોકરાં નિશાળે જાય તેવાં છે. તેમાંનાં માત્ર ૨૦૦ છોકરાંઓ ગયા શિયાળામાં શાળામાં ભણવા ગયાં હતાં, અને તે પણ માત્ર ૭ અઠવાડિયાં જ. અહિંના લોકો શાળા અને દેવળ માટે બહુ બેદરકાર છે. જેમણે ગઈ સાલ થોડા ઘણા પૈસા બચાવ્યા હતા તેમણે તે પૈસા દારૂમાં, જુગારમાં અગર ખરાબ વસ્તુઓ ખરીદવામાં વાપરી નાંખ્યા છે. આ પ્રમાણે મારી તપાસનો પહેલો દિવસ પૂરો થયો.

રાત્રે અમને સારી વિશ્રાંતિ મળી. જોન્સ સવારમાં વહેલો ઉઠી ઘોડાને અને ઢોરને ઘાસચારો નાંખી ખેતરમાં ગયો. તેની પત્ની અને એક દીકરી ઘેર ખાવાનું કરવા રોકાઈ ગઈ હતી તે પણ પરવારી ખેતરમાં ગઈ. અમે પણ વહેલા ઉઠી અમારા રસ્તે ચાલવા માંડયું.

ઉત્તરને બદલે હવે અમે પશ્ચિમ દિશામાં પ્રયાણ કર્યું અને રસ્નોહીલથી આઠ માઇલ દૂર આવેલા ટીન્ડલ નામના કસ્બામાં આવ્યા. રસ્તામાં ટેકરીઓ ઘણી છે પણ એકંદરે રસ્તો મજાનો છે અને બન્ને બાજુએ 'ઓક'ના ઝાડોની હારોથી ઘણાખરા રસ્તે કમાન થઈ રહી છે.

ટીન્ડલમાં મને ખબર મળી કે બન્ને દેવળોની સભા આજે મળવાની છે. મેં જાણ્યું કે લોકોનું ધાર્મિક જીવન જોવાનો આ અદ્

સારો પ્રસંગ પ્રાપ્ત થયો છે. આઠ વાગે દરેક દેવળના માણસો ભેગા થયા. બીજા દેવળના માણસોએ માથે શ્વેત વસ્ત્ર વિંટાળીને પહેલા દેવળ તરફ પ્રયાણ કર્યું. પહેલું દેવળ થોડું છેટું રહ્યું એટલે તેની ત્રણવાર પ્રદક્ષિણા કરી તેમણે અંદર પ્રવેશ કર્યો. અંદર પેઠા પછી ૭ પાદરીઓએ ૭ પ્રાર્થના સંભળાવી. તેમાંના ત્રણને તો બાઇબલ બિલકુલ વાંચતાં આવડતું નહોતું. દરેકને એકેક કલાક થયો. તેમની પ્રાર્થનાનું કાંઈ ધોરણ નહોતું. કેટલીક વખત શબ્દો ઉંધા ચત્તા થઇ જતા. બે વાગે એ સભા વિસર્જન થઈ. અહિં પણ વર્ષમાં ત્રણ માસ ચાલતી એક જ શાળા હતી.

ત્યાંથી બીજે દિવસે અમે કેમ્ડન તરફ ગયા. એ અંતર ૧૬ માઈલનું હતું. આ ભાગ આલાબામાના રાજ્યમાં સૌથી વધારે ફળદ્રુપ છે. રસ્તામાં અનાજ અને કપાસના અનેક ક્ષેત્રો સીદી લોકોથી ખેડાતાં મેં જોયાં.

ત્યાં પહોંચતાં રાત્રિ થઈ ગઈ પણ ત્યાં પ્રથમ એકવાર ગયેલો હોવાથી મને મુકામ માટે અડચણ પડી નહિ. કેમ્ડનમાં ૩૦૦૦ માણસોની વસ્તી છે. ગામમાં ભવ્ય મકાનો, ન્યાયમંદિર અને કારાગૃહ છે. અહિં સીદી લોકોનાં ટોળેટોળાં શનિવારે અઠવાડીઆના કામના મળેલા પૈસા લઈ સારૂં સારૂં ખાવા માટે અગર નકામી ચીજો લેવા માટે ભેગા થાય છે.

શનિવારે સાંજે કેમ્ડનના રસ્તા ઉપર સીદી લોકો જુગાર રમતા કે દારૂ ખરીદતા અને વેચતા માલમ પડે છે. એ પ્રગણાએ દારૂ વેચવાની વિરૂદ્ધ મત આપેલો હતો એટલે જે સીદી દારૂ વેચતો તે કેદમાં પડતો પણ તેને જે દારૂ વેચાતો આપતો તેને કાંઈ સજા થતી નહોતી.

કેમ્ડનમાં માત્ર એક શાળા હતી. તેનું મકાન પેટી જેવું ૨૦'x૧૬' ફુટના માપનું હતું અને ૧૦૦ કરતાં વધારે વિદ્યાર્થીઓને બેસાડી શકાય એવું મોટું બનાતું. આ શાળા પણ ત્રણ માસ ચાલતી હતી.

કેમ્ડનમાં બે દિવસ રહી આલાબામા નદી ઉપર આવેલા 'મીલર્સફેરી' ગામમાં હું આવ્યો. કેમ્ડનથી અહિં આવવાનો રસ્તો ઘણો સારો છે અને આખા રસ્તે કપાસ અને અનાજ સિવાય બીજું કાંઈ દેખાતુ નથી.

'મીલર્સફેરી' માં હેન્ડરસનની વાડીમાં એક મોટું મકાન શાળા માટે બંધાવેલું છે. અહિં શાળા વર્ષમા સાત માસ બેસે છે. અહિંના સીદી લોકો સુખી અને બુદ્ધિશાળી છે. અહિં દેવળ પણ શાળા જેવું મનોહર છે

વીલ્કોકસ પ્રગણામા હેન્ડરસન ૧૨ વર્ષ સુધી ન્યાયાધીશ હતો. તે ઉત્તમ ન્યાયાધીશ હતો. અને હજી કાળા અને ગોરા લોકો તેની પ્રમાણિકતા, સત્ય અને ન્યાય બુદ્ધિનાં વખાણ કરે છે. અહિંથી અમે ૧૫ માઈલ દૂર 'રોકવેસ્ટ' માં આવ્યા. રસ્તામાં સેંકડો સીદી લોકો અનાજ અને કપાસના ખેતરોમાં કામ કરતા હતા. લોકો શાળા અને શિક્ષકના અભાવે તદન નિરક્ષર હતા, અને તેમના પાદરીઓ પણ તેવા જ હતા.

રોકવેસ્ટમાં અમને એક બુદ્ધિશાળી માણસનો ભેટો થયો. તેણે થોડા વર્ષ સુધી સેલ્મામાં અભ્યાસ કર્યો હતો. પોતાનો ધંધો શરૂ કરવામાં પડેલી હાડમારીનો તેણે અમને પરિચય કરાવ્યો. તેણે કહ્યું કે લોકો પૈસા તો કમાય છે પણ સંગ્રહ કરતાં કે સદુપયોગ કરતાં તેમને આવડતું નથી. અહિંના વ્યાપારીઓ તેમને ગાડીઓ, યંત્રો કે ઘડીઆળો ખરીદવા લલચાવે છે પણ ઘર ખરીદવા દેતા નથી. અમે આ ગૃહસ્થના આદર સત્કારથી સંતુષ્ટ થયા પણ અમારો મુકામ તો સોળ માઈલ દૂર 'ફ્ટામા'માં હતો એટલે અમે નિકળ્યા.

મુસાફરીમાં અમે સીદી લોકોનાં ઘણાંએક ઓરડીનાં ઘરો જોયાં. કેટલાંક બીનારાવાળી જગ્યામાં, કેટલાક ટેકરા ઉપર એમ છૂટાછવાયાં હતાં પણ સાર્વજનિક રસ્તા ઉપર નહોતાં. અમે સાંજે સાત વાગે

ફટામા પહોંચ્યા. રાત્રિનો મુકામ અમારે જુદી જુદી જગ્યાએ કરવો પડયો. દરેકને એક લાકડાની ઓરડીમાં રાત ગાળવી પડી. મારો મુકામ ગામમાં જે રંગીલા તરીકે ઓળખાતો હતો તે જેક કાકાને ત્યાં હતો. મારી મુસાફરીની વાત થઈ રહ્યા પછી સુવાની તૈયારી થઈ. જગ્યા નાની હોવાથી પડદા ઉપર ચાદર નાંખી મારી પથારી તેણે કરી. થાકને લીધે ઉંઘ સારી આવી. અમે બધા જેક કાકાને ત્યાં સવારમાં હાજરી કરી પાઈનેપલ જવા નિકળ્યા.

ફટામા અને પાઈનેપલના સીદી લોકોની દશા ઉપરના લોકો જેવી જ હતી. શાળાનો અભાવ દેખાતો હતો. માત્ર બે ચાર ગામ વચ્ચે દેવળ જણાતું હતું. અમે પાછલા પહોરે પાઈનેપલ ગયા.

ત્યાંથી અમે ગ્રીનવેલી ગયા. ગ્રીનવેલીથી ફોર્ટ ડીપોઝીટ અને ત્યાંથી સ્નોહીલ પાછા આવ્યા. એકંદર મુસાફરી ૧૫૭ માઈલની થઈ.

આ ત્રણ પ્રગણામાં ૫ થી ૨૦ વર્ષના કાળાં છોકરાંઓની સંખ્યા ૪૨૮૧૦ છે અને ગોરાં છોકરાંઓની સંખ્યા ૭૬૦૮ છે. સીદી લોકોની વીલ્કોક્સ અને તેની આજુબાજુના પ્રગણામાં નીચે પ્રમાણે વસ્તી છે. વીલ્કોક્સ ૧૧૬૨૩, ડેલાસ ૧૮૨૯૨, લોન્ડીઝ ૧૩૦૪૪, મોનરો ૫૬૧૫, બટલર ૫૯૨૪, મરેંગો ૧૨૩૬૨, ક્લાર્ક ૬૮૯૮, ને પેરી ૧૦૭૨૩ મળી એકંદર ૮૫૪૯૯. કેળવણી પ્રચારકો જે અર્થમાં સાર્વજનિક શાળા સમજે છે તેવી અહિં એક શાળા નથી. ૩ થી ૫ માસ ચાલતી કેટલીક નામની શાળાઓ છે, અને ત્યાંના શિક્ષકોને ૭॥ થી ૮ ડોલરનો માસિક પગાર હોય છે. શિક્ષકો નાલાયક છે અને શાળાઓનો વહિવટ પણ કેળવણીમાં રસ ન લેનારા માણસોના હાથમાં છે. વહિવટ કરનારાઓ દસ વર્ષે પણ શાળાની મુલાકાત લેતા નથી અને તેઓ શિક્ષકોની શિક્ષણ પદ્ધતિ વિગે તદ્દન અજ્ઞાત છે.

મારી મુસાફરીથી મને નીચેની વાતો માલમ પડી. (૧) સીદી લોકોને કેટલાક લાભો નથી છતાં જે જે અધિકાર મળ્યા છે તેનો

દુરૂપયોગ થાય છે. (૨) એકંદર સીદી લોકોની વસ્તી ૨,૦૦,૦૦૦ છે અને ભણવા જેવી વયના માણસોની વસ્તી ૮૫૪૯૯ છે. (૩) લોકો અજ્ઞાન અને વહેમી છે. (૪) શિક્ષકો અને ધર્મોપદેશકો એક જ જાતના છે. (૫) ખાનગી કે સાર્વજનિક પુસ્તકાલયો કે વાંચનગૃહો નથી. (૬) ખરા અર્થમાં એકે સાર્વજનિક શાળા નથી અને ખાનગી શાળા માત્ર એક જ છે. આવી સ્થિતિમાં લોકોની દશા કેવી હોય ? આંધળો આંધળાને શી રીતે દોરે ? પ્રાચીન કાળમાં તેમ બન્યું નથી અને વર્તમાનમાં પણ તેમ બનવાનો સંભવ નથી.

કૃષ્ણ કટિબંધની મારી મુસાફરી પછી આ લોકોની મધ્યમાં ઔદ્યોગિક શાળા ખોલવાની મને ખાસ જરૂર જણાઈ. કેળવણી સંબંધી તેમના ખોટા વિચારો દૂર થાય, જીવનમાં કરવાનાં કામો સારી રીતે શિખાય, કાલ્પનિક કેળવણી કરતાં વ્યવહારૂ કેળવણી અપાય અને છેવટે સારાં કામ કરનાર સ્ત્રી પુરૂષો, સારા નેતાઓ, સારા પતિઓ, સારી પત્નીઓ, અને રાજ્યના સારા નાગરિકો અને ઈશ્વરના રાજ્યની સારી પ્રજા થાય તેટલા માટે તેવી શાળા સ્થાપવાનો મારો વિચાર વધારે દૃઢ થયો. દશ વર્ષ પહેલાં જ્યારે શાળા સ્થાપી ત્યારે શાળામાં એક શિક્ષક અને ત્રણ વિદ્યાર્થીઓ હતા અને મિલ્કત નામે નહોતી. ભાંગી તુટી લાકડાની ઓરડી તે શાળાનું મકાન. ખર્ચ માટે દેવળ કે કોઈ બીજી સંસ્થાની પાઈની શાળા ઓશિયાળી નહિ. આ ઉપરાંત લોકોની દશા બહુ બુરી હતી. પાક સારો પાકે નહિં અને લોકોનો વહિવટ પણ સારો નહોતો.

કેટલીક જગાએ તો ગણોતીઆઓ પોતાનું દેવું આપી શકતા નહોતા એટલું જ નહિં પણ ગણોત આપવા અસમર્થ નિવડતા. ગણોતીયા માટે જમીનના માલિકોને ખાવાનું પૂરૂં કરવું પડતું એટલે વાડીમાં ગિરો પણ કાઢવી પડતી. જમીન ખરીદવાનો વિચાર સરખો પણ તેમને આવતો નહોતો. આ આખા ભાગમાં સીદી લોકો પાસે

માત્ર ૨૦ એકર જમીન પોતાની માલિકીની હતી. સ્ત્રી પુરૂષોને સાંકળથી હારબંધ બાંધેલાં જોવાનાં દશ્યો ઘણાં હતાં. કેળવણી વિષે તેમનો વિચાર એવો હતો કે કેળવાયલા માણસને હસ્તશ્રમ કરવો નહિ પડે. કેળવાયેલા માણસને વધારે સારો અને વધારે કામ કરવા લાયક બનાવે છે તે વિચાર તેમનામાં નહોતો. તેઓ ઔદ્યોગિક કેળવણીની તદ્દન વિરૂદ્ધ હતા. શાળા ચાલતી હતી ત્યારે છોકરાંઓના માબાપ ત્યાં આવી તેમના છોકરાં પાસે કામ કરાવવાની મનાઈ કરતા અને કહેતા કે અત્યાર સુધી તેમણે કામ કર્યું છે અને અમે તેમને કામ શિખવા શાળામાં મૂકયા નથી. અમને છોકરા પાસે કામ કરાવવાની મનાઈ કરી એટલું જ નહિ પણ કેટલાકે તો શાળામાંથી તેમના છોકરાંઓને ઉઠાડી લીધાં. ઔદ્યોગિક કેળવણી વિષે વિરોધ નાલાયક શિક્ષકો અને પાદરીઓએ ઉભો કર્યો હતો, કારણકે તેમને એવી જાતની બિલકુલ કેળવણી મળી નહોતી. પણ અમે ઔદ્યોગિક કેળવણી ચાલુ જ રાખી. તેર જાતના ઉદ્યોગો બરાબર રીતે શિખવાય છે; તેમાં ખેતી સૌથી અગ્રસ્થાને છે, કારણકે ૯૫ ટકા લોકો ખેતીનો ધંધો કરે છે. પણ હવે અમારા કામને લીધે કેટલી બધી સ્થિતિ ફરી ગઈ છે. લાકડાની નાની ઓરડીને બદલે હવે ૧૦૦ એકર જમીન છે, ૧૪ મકાનો છે અને એકંદર મિલકત ૩૭૦૦૦ ડોલરની છે. ત્રણ વિદ્યાર્થીને બદલે હાલ ૪૦૦ વિદ્યાર્થી છે. તેમાં આલાબામાના બાર પ્રગણાના અને સાત રાજ્યોના વિદ્યાર્થીઓ આવે છે. શિક્ષકો અને અમલદારો ૨૦ છે. ૨૭ વિદ્યાર્થીઓ પદવીધર થયા છે. એક સિવાય બધા જીવતા છે. તેમાંના કોઈ ઉપર ફોજદારી આરોપ આવ્યો નથી. તેમાંની એક સ્ત્રી સંસ્થાના મુખ્ય શિક્ષક સાથે પરણી છે અને બીજી સાત સ્ત્રીઓ સંસ્થામાં શિક્ષિકાનું કામ કરે છે. એક પદવીધર હાર્વર્ડ વિશ્વવિદ્યાલયમાં ખાસ વિષય લઈ અભ્યાસ કરે છે, ત્રણ ટસ્કેજીમાં અભ્યાસ કરે છે, એક મીસીસીપીશાળામાં સ્ત્રી ખાતાની અધિકારીણી છે, અને એએ નવી શાળાઓ

સ્થાપી છે. બધા દેશમાં જ રહી લોકોને ઉન્નતિનો માર્ગ બતાવે છે. ૩૭ પદવીધરોમાના ૨૭ પદવીધરોએ પોતીકાં ઘર કર્યાં છે. પદવીધરો સિવાય બીજા ૫૦૦ માણસો આ સંસ્થાના સહવાસમાં આવ્યા છે અને તે પણ બહુ સારું કામ કરી રહ્યા છે.

અમે અમારે ત્યાં આવે એટલા બધા વિદ્યાર્થીને દાખલ કરી શકતા નથી. દેવળોની દશા પણ સુધારવામાં આવી છે. શાળાઓ માટે સારાં મકાનો બંધાવ્યાં છે અને અધ્યયનકાળ ત્રણથી પાંચ કે ૭ માસ સુધી લંબાવ્યો છે. બુદ્ધિશાળી અને ચારિત્રવાન શિક્ષકો અને ધર્મોપદેશકો રોકવામાં આવ્યા છે. કુકર્મ અને અનીતિનો નાશ કરવા પ્રયત્નો થઈ રહ્યા છે અને સદ્‌ગુણ અને ધર્મનાં મૂળ નાખવામાં આવ્યાં છે. લોકોમાં હાલના જેવો સંપ કદી નહોતો. આ બધા સુધારા સાથે એક લાકડાની ઓરડીના ઘરને બદલે ચાર ૭ કે સાત ઓરડાના મકાનો બંધાયાં છે.

સ્નોહીલમાં થોડા વર્ષ રહ્યા પછી અમને વિચાર આવ્યો કે છોકરાંઓ તો આપણે કેળવીએ છીએ પણ તેમના માબાપની સ્થિતિ સુધારવા પ્રયત્ન આદરવા જોઈએ. ૧૮૯૭ ના જાન્યુઆરી માસની ૧૩ મી તારીખે અમે સ્નોહીલમાં સીદી લોકોનું મંડળ સ્થાપ્યું. આ મંડળ બાર માસે એક વાર ભરાય છે. આજુબાજુના પ્રગણાના ખેડુતો અહિં ભેગા થાય છે. ગઈ સાલ ૫૦૦ ખેડુતો ભેગા થયા હતા. તે દિવસે શાળાના મકાનો મંડળના કામ માટે વાપરીએ છીએ. જુદા જુદા વિભાગના લોકો પોતાની કેળવણી વિષયક, ધાર્મિક, નૈતિક અને આર્થિક સ્થિતિના નિવેદનો વાંચે છે. અમુક કામમાં પોતે શી રીતે ફતેહ મેળવી તે સભાસદો કહી સંભળાવે છે તો બીજા કામમાં પોતે શી રીતે નિષ્ફળ થયા તે પણ તેઓ કહી સભળાવે છે, ફતેહમંદ થવા પ્રયત્ન કરે છે અને નવા ધૈર્યથી કામનો પુનઃ આરંભ કરે છે. પહેલાંના નિવેદનો શ્રોતાવર્ગને નિરાશ કરે તેવા હતા.

ઘણા લોક કહેતા હતા કે ગમે તેટલી કિંમત આપીએ પણ જમીન ખરીદવાનું કામ બની શકે તેમ નથી પહેલાના નિવેદનમાં માત્ર એકંદર સીદી લોકાની માલીકીની જમીન ૨૦ એકર હતી. છેલ્લાં નિવેદનમાં સાત વર્ષના અંતરે ૪૦૦૦ એકર ઉપરાત જમીન સીદી લોકાએ ખરીદી છે. પહેલાં નિવેદનમાં સર્વત્ર લાકડાની એક ઓરડીના જ ઘરા હતાં. હવે તે અપવાદ રૂપ છે. લોકો પોતાને જોઈતુ અનાજ પોતે જ પકવી લે છે. ઘરની સ્થિતિ સુધારવા માટે અમારે ઘણી મહેનત કરવી પડી હતી અને જ્યાં સુધી દેશમાં એક પણ એવુ ઘર રહે ત્યા સુધી એવી મહેનત કરીશું પ્રતિષ્ઠિત જીવનને ખરેખર એવું ઘર રોગકારી અને ભયભરેલું છે.

ખેડુતોની સભા પછી ગ્રામમાં કાર્યવાહકોની ટસ્કેજી પેઠે સભા ભરીએ છીએ. એમાં શિક્ષકો અને ધર્મોપદેશકો ભેગા થાય છે અને તે લોકો શું શું કામ કરી રહ્યા છે તે ત્યાં જણાય છે. શિક્ષકોને જેમ બને તેમ વ્યવહારોપયોગી કેળવણી આપવા ઉત્તેજન અપાય છે, અને ધર્મોપદેશકોને મૃતપ્રાય ધર્મને બદલે જીવંત ધર્મ શિખવવા સૂચનાઓ થાય છે. તેમને આ પ્રમાણે સારી શાળાઓ અને દેવળો બનાવવા ઉત્તેજીત કરવામાં આવે છે. છતા આ એક માત્ર સાધન છે એમ સ્પષ્ટ સમજાવવામાં આવે છે. સાધ્ય વસ્તુ તે નથી ને તેમના જ્ઞાન બહાર નથી લોકો જેટલા પ્રમાણમાં આશાભર્યું અને ઉદાર જીવન ગાળશે તેટલા જ પ્રમાણમાં તેમની કિંમત અંકાશે. આમ ભૌતિક સુધારણા ગમે તેટલી કરવા કહીએ છતાં પારમાર્થિક તત્ત્વ જ છેવટનું ધ્યેય છે એમ કહેવા અમે ચુકતા નથી. આ સભાના છેલ્લી વખતના નિવેદનો વાચવા જેવા છે. જ્યા બુદ્ધિશાળી શિક્ષકો અને ધર્મોપદેશકો ગયા છે ત્યાં લોકોની સ્થિતિ સુધરી ગઇ છે. તેથી એ વાત મને નક્કી લાગે છે કે લોકોને સારા નેતાઓની જરૂર છે અને તેને જ માટે અમારા પ્રયત્નો છે. કાર્યવાહકોની સભા સારૂં કામ કરી રહી છે છતાં અમે બીજી કૃષ્ણ કટિબંધ સુધારક સભા સ્થાપી છે. આ

સભાનો ઉદ્દેશ તેના બંધારણના નીચેના થોડાક ભાગ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાશે.

૧. આ મંડળ "કૃષ્ણ કટિબંધ સુધારક મંડળ"થી ઓળખાશે. તેનો ઉદ્દેશ આલાબામાના કૃષ્ણ કટિબંધના લોકોની સર્વ રીતે ઉન્નતિ કરવાનો અને તેમની નૈતિક, માનસિક, ધાર્મિક અને આર્થિક સ્થિતિ સુધારવાનો છે.

૨. આ મંડળે જેમ બને તેમ પોતાના સમાજમાંથી ઉધાર માલ લાવવાનો રિવાજ કાઢી નાંખવો. લોકોએ જેમ બને તેમ પોતાને જોઈતું અનાજ પોતાની જમીનમાંથી મેળવવું અને જે વસ્તુ વેચાતી લાવવાની હોય તે રોકડેથી લાવવી.

૩. જે જે વસ્તુ દેશમા ન બની શકે તે વસ્તુ ખરીદવા માટે સહકાર્ય મંડળ સ્થાપી સામટી ખરીદી કરવી.

૪. આ મંડળે લોકોને હિતકર્તા વિષયોની ચર્ચા કરવી અને જનસમાજની અને ખાસ કરી ખેડુતવર્ગની ઉન્નતિના વિષયો ચર્ચવા.

૫. આ મંડળે લોકોને બને તેટલી કરકસર કરતાં શિખવવું અને ખેડુતો જુદા જુદા પાક કરી જમીન સુધારે તેવું જ્ઞાન તેમને આપવું. ખેડુતોના ઘરની દશા સુધારવી અને તેમને પોતીકાં ઘર કરવા સમજાવવાં. આબાલવૃદ્ધમાં મહેનત કરવાનો રસ પેદા કરવો. બને તો સ્થાનિક સંસ્થાઓએ ઘરની સ્વચ્છતા અને ઉત્તમ વ્યવસ્થા માટે ઉત્તમ દાળ અને અનાજ માટે નાનાં નાનાં ઈનામો વહેંચવાં.

૬. પરસ્પર માંદગીમાં અને મરણ સમયે દરેકે મદદ કરવી અને તેને માટે દર માસે દરેક પાસેથી ૧૦ સેન્ટ ઉઘરાવી પૈસા જુદા રાખી મૂકવા. તેનો ઉપયોગ બીજા કામમાં કરવો નહિ.

૭. આ મંડળ લોકોને પોતીકાં ઘર વસાવવા ખાસ મહેનત કરશે અને જેમની પાસે પોતીકાં ઘર છે તેમને તે ઘરો સુધારવા અને શણગારવા ઉપદેશશે.

૮. સભાસદોએ માત્ર જે વસ્તુઓ ખાસ જરૂરની હોય તે જ ખરીદ કરવી.

૯. અપરિમિત ભોગ, જુગાર અને તમાકુ પીવાના જેવા દુર્ગુણોને લઈને આપણા ચારિત્ર અને ગૃહ સુખાઈ નાશ છે માટે તેવા દુર્ગુણો સમાજમાંથી નાબૂદ કરવા આ મંડળે મહેનત કરવામાં બાકી રાખવી નહિ.

૧૦. સમય અને દ્રવ્યનો બિલકુલ ખોટો કે મૂર્ખતા ભરેલો ઉપયોગ કરવો નહિ. રસ્તા સાફ રાખવા માટે, કરો ભરવા માટે, ને છોકરાંઓની કેળવણી માટે મંડળે કાળજી રાખવી. રસ્તામાં છાંયડાં માટે ઝાડો રોપવાં. ઘરના આંગણાંની વાડો સુધારવી અને સુધારાના ઉત્તમ ધોરણ પ્રમાણે ગૃહજીવન બનાવવું.

આ મંડળની કેટલીક કાયમની પેટા સભાઓ છે. એક વ્યવસ્થા માટે, બીજી કેળવણી માટે, ત્રીજી વ્યાપાર માટે, ચોથી ગૃહકાર્ય માટે, પાંચમી મહેનત માટે, અને છઠ્ઠી ખેતી માટે છે. આ પેટા સભાઓના પ્રમુખો દર માસે સભાઓ બોલાવે છે અને તેમાં જનસમાજના હિતના અને ઉન્નતિના માર્ગો ચર્ચે છે. આના પરિણામે લોકો નવોત્સાહથી ઘેર જાય છે.

આ સભાઓ બહુ સારું કામ કરે છે અને મારી ખાસ ઇચ્છા છે કે આવી સભાઓની સંખ્યા વધારવી. દક્ષિણમાં સીદી લોકોની ઉન્નતિમાં આડે આવનાર દુર્ગુણોનો શાળાઓ અને આવી સંસ્થાઓ નાશ કરે છે. આવાં મંડળો અને પેટા મંડળો લોકોની નાનામાં નાની વાતોથી વાકેફગાર થઈ તેમની અડચણો દૂર કરે છે.

મેં જે પ્રમાણે મુસાફરી કરી હતી તે પ્રમાણે જો હવે કોઈ ફરવા નીકળે તો તેને માલમ પડશે કે સ્નોહીલથી કારલોવાીલે સુધીના સાત માઈલમાં આવેલી બધી જમીન સીદી લોકોની માલેકીની છે. કારલોવીલેમાં પ્રથમ જે એક ઓરડીનું દેવળ હતું તેને બદલે કાચની બારીઓવાળું સુંદર મકાન થયું છે અને ત્યાંની શાળામાં અમારી

શાળાનો એક પદવીધર શિક્ષક છે. ત્યાંના ઘણા કુટુંબોએ પોતાનાં ઘર કર્યાં છે. ટીલ્ડનમાં પણ ઘણો ફેરફાર થયો છે. જોન ટેઈમ્સ નામનો અમારી શાળાનો ૧૯૦૧ નો પદવીધર ત્યાં ગયો છે અને લોકો પાસેથી ૩૦ એકર જમીનના પૈસા ભેગા કરી સુંદર મકાન બાંધી વર્ષમાં સાત માસ સુધી શાળા ચલાવે છે. ઘણા ખેડુતોએ ઘર ખરીદ્યાં છે અને કેટલાક પાસે તો ૪૦૦ એકર જમીન પણ થઈ છે. આવો સુધારો અમારી શાળાની અસર જ્યાં જ્યાં પહોંચી છે ત્યાં થયો છે.

કૃષ્ણ કટિબંધના સીદી લોકોની ઉન્નતિ માટેના અમારા કાર્યમાં શાળા માત્ર થોડો જ ભાગ ભજવે છે. આ શુભ કાર્ય ત્વરાથી આગળ વધે એટલા માટે અમારે તેની પાછળ વધારે વખત ગાળવો જોઈએ. પરંતુ શાળાની આર્થિક સ્થિતિ માટે જ્યાં સુધી અમે નિશ્ચિંત થયા નથી ત્યાં સુધી તે બની શકે નહિ. જો એવું એક કાયમનું ફંડ થાય કે જેના વ્યાજમાંથી સઘળો ખર્ચ નીકળે તો અમે લોકોની ઉન્નતિ જલદી કરી શકીએ. અમારી શાળા પાસે ૩૦૦૦ થી ૪૦૦૦ એકર જમીનની વાડી ૩૦,૦૦૦) ડૉલરે વેચાતી આપવાની છે. જો અમે તે ખરીદ કરી શકીએ તો ખેતી સંબંધી કાર્ય બહુ વિશાળ પાયા ઉપર અમે કરી શકીએ. અમારે જોઈતું સઘળું અનાજ પણ તેમાંથી પેદા કરી શકીએ.

મેં આ લેખમાં કૃષ્ણ કટિબંધમાં લોકોની સ્થિતિ કેવી છે અને તે સ્થિતિ સુધારવા અમે શું પ્રયત્નો કરીએ છીએ તેનું વર્ણન કર્યું છે. અમારા મનમાં સદા એ જ લાગણી રહે છે કે ઘણું કરવાનું બાકી છે અને માત્ર થોડું જ થયું છે.

ઉપસંહારમાં ટસ્કેજીમાંથી મળેલી પ્રેરણા, પ્રયોગશાળામાં, ક્ષેત્રમાં અને વર્ગમાં મળેલું શિક્ષણ નામાંકિત મુખ્ય શિક્ષકનો માર્ગોપદેશ—આ બધાએ, જે લોકોમાં હું ઉછર્યો હતો, તેમની સાથે હું સદા કામ કરીશ અને છેવટે જેમની સાથે મારું દફન થશે, તેમની તન, મન અને ધનથી સેવા કરવા મારા મનમાં ઠસાવી દીધું છે.

પ્રકરણ ૧૨ મું

## ગોરસ શાળામાં કામ કરનાર એક પદવીધરની આત્મકથા

( લ્યુઇસ એ. સ્મીથ )

મારા જીવન અને કાર્યની કથા લખવા બેસું તો તેમાં જીવન કરતાં કાર્યભાગ પ્રધાન હોવો જોઈએ.

હું લુઈવેલીમાં તા. ૨૭–૩–૧૮૭૩ ના રોજ જન્મ્યો હતો. મારાં માબાપ ગુલામ હતાં. મારા પિતાને સ્વતંત્ર થયા પછી થોડા વખત સુધી હાર્વર્ડ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરવા દેવામાં આવ્યો હતો. તે ચાકર બનાવના હતા. મારી માતાએ આટલાંટા વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કર્યો હતો.

૧૮૭૮ માં મારા પિતા આટલાંટા આવ્યા અને ત્યાં મારા બીજા બે ભાઈઓનો જન્મ થયો. ત્યાર પછી અમે ચિકાગોમાં આવ્યા અને હું ટસ્કેજીમાં દાખલ થયો ત્યાં સુધી ત્યાં રહ્યા.

૧૮૮૨ માં દુર્દૈવે અમારા કુટુંબ ઉપર એક આફત આવી પડી. હું અને મારા ભાઈઓ માતાના હવાલે થયા. આથી અમારા બાલ-આનંદનો નાશ થયો. પિતૃ મરણનો શોક હું સમજી શકતો નહોતો તો પણ બીજાં છોકરાંઓ જે આનંદ કરતા તે આનંદ અમારે નથી એમ મને લાગતું. બીજા છોકરાઓ જે પિતૃપ્રેમ અને વાત્સલ્ય અનુભવતા તે અમારે નહોતા. અમારૂં ગૃહ અપૂર્ણ હતું. મારી બાલ્યાવસ્થામાં આનંદ જેવું મને કશું સાંભરતું નથી.

સાતમે વર્ષે હું ચિકાગોની સાર્વજનિક શાળામાં દાખલ થયો. હું ભણવામાં હોંશિયાર હતો તે વાત મેં એક જ વર્ષે બે વર્ગોનો અભ્યાસ કર્યો તે ઉપરથી સિદ્ધ થાય છે. ત્યાર પછી હું દર વર્ષે સારા ગુણ મેળવી એકેક વર્ગ કરતો ગયો. પણ શાળામાં મારી વર્તણુક આદર્શરૂપ નહોતી. માછલાં પકડવા માટે, મીચીગન સરોવરમાં સ્નાન કરવા માટે અગર શિયાળામાં બરફ ઉપર ચાલવા માટે વગર રજાએ હું ઘણીવાર શાળામાંથી ગેરહાજર રહેતો અને તેથી મને ઘણીવાર સખ્ત ઠપકો મળ્યો હતો.

આવી સ્થિતિ ફરજીયાત કેળવણી દાખલ થઈ ત્યાં સુધી રહી. પણ હું ખરાબ છોકરો નહોતો. મને ખરાબ ટેવો પડી નહોતી. માત્ર બીડી પીવાની ટેવ હતી. પણ તે થોડા દિવસ નવાઈ દાખલ સારી લાગી. પછી એની મેળે છૂટી ગઈ. મારા મન અને તનને આરામ જોઈતો હતો. દક્ષિણમાં બીજા છોકરાઓને ત્રણ માસ શાળામાં જવાનું અને નવ માસ રમી ખાવાનું હતું જ્યારે મારે નવ માસ શાળામાં જવાનું અને ત્રણ માસ રમવાનું હતું. મને લાગતું કે અમારૂં પ્રમાણ ઉલટું હતું. પણ જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ અભ્યાસમાં મારૂં ચિત્ત વધારે ચોંટયું.

ચિકાગોની શાળામાં હું એકલો એક જ સીદી' હતો તો પણ મારા પ્રત્યે શિક્ષકનો કે અન્ય સહાધ્યાયીનો દ્વેષભાવ નહોતો. મેં

મારી જંગલી ટેવો એકદમ છોડી દીધી અને કેળવણી લેવાના લાભ અને જરૂર મને જણાયા. મારે ભણવાની સારી સવડ હતી અને તેની પાછળ જ હું મંડયો. હું આઠમી પત્તામાં બેસવાની તૈયારીમાં હતો એટલામાં મારે શાળા છોડી કામે જવાનો વખત આવ્યો.

હું એક લાકડામાં કોતરકામ કરતી દુકાનમાં અઠવાડીએ રા ડોલરના પગારથી દુકાનનું પરચુરણ કામ કરવા રહ્યો. આ રકમમાંથી ૦ાા ડોલર મારે ગાડીભાડામાં અને પરચુરણ ખર્ચમાં જતો. મારૂં ઘર દુકાનથી ત્રણ માઈલ દૂર હતું એટલે ગાડીભાડામાં જ આ આખી રકમ પૂરી થાત પણ હું ચાલતી આગગાડીમાં ચડી જતો અને કૂદી પડતો. એ પ્રસંગો યાદ કરીને મને નવાઈ લાગે છે કે મેં મારા હાથ ભાંગ્યા નહિ. આ મારી થોડી આવકમાંથી બચત કરવા ઇશ્વરે મને મદદ કરી હશે. મારાં કપડાંલત્તાંનો ખર્ચ ઝાઝો નહોતો કારણકે કુટુંબમાં મારા કરતાં મોટા માણસના ઉતરેલાં કપડાં મારા કામમાં આવતાં.

મારા કામથી શેઠ સંતુષ્ટ રહેતો લાકડામાં કોતરકામ કરવાથી અને ચિત્રકામથી નફો સારો થાય છે એ જાણી તે ધંધો શિખવાનો મેં પ્રયત્ન કર્યો પણ મારા શેઠે કહ્યું કે એ ધંધો શિખવા માટે ૭ માસ વગર પગારે મારે ઉમેદવારી કરવી જોઇએ એટલે મારી આશા નષ્ટ થઈ.

હું મોટો થયો પણ એકે ધંધો મેં હાથ કર્યો નહોતો. જુવાનીમાં પણ હું કમાતું નહિ તો ઘડપણમાં શી રીતે કમાઈશ? મેં તેથી વધારે અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો પણ ઉંચી કેળવણી માટે ખર્ચ કયાંથી લાવવો તે પ્રશ્ન થઈ પડયો. મારા ટુંક પગારમાંથી બચત નહિ જેવી થઈ હતી. મેં ટસ્કેજીમાં સંસ્થા વિષે અને ત્યાં તરૂણ સ્ત્રી પુરૂષોને જે લાભ મળે છે તે વિષે સાંભળ્યું હતું. ત્યાં જવાનું મેં નક્કી કર્યું. આટલાંટામાં કપાસનું પ્રદર્શન ખુલ્લું મૂકવાનું હતું તે

પ્રસંગે મને એક મિત્રે આવવા જવાની ટિકિટ લઈ આપી. હું નવેમ્બરમાં ચિકાગો છોડી આટલાંટા ગયો. બે દિવસ હું રહ્યો અને મારી ટિકિટ બીજાને આપી મેં તેની પાસેથી ટસ્કેજીની ટિકિટ લીધી.

હું 'ચીહો' સ્ટેશને આવ્યો, ત્યાંથી મારે બીજી ગાડીમાં બેસવાનું હતું. પણ તે દિવસે આગગાડી બંધ હતી એટલે એક ગાડામાં હું બેઠો અને જંગલ, ખીણો અને ખેતરોમાં થઈને અમારું ગાડું ચાલ્યું. પશ્ચિમના રાજધાનીના શહેર શિલ્પશાસ્ત્રના નમુનારૂપ ભવ્ય મકાનો, ઘોડાગાડીઓનો પથ્થરની સડક ઉપર ખડખડાટ, ઉંચે આગગાડીનો ગડગડાટ, અને વ્યાપારની ધામધૂમથી તદન વિરૂદ્ધ કુદરતનો અમને પ્રત્યક્ષ સંગ થયો. અમે ટેકરા ઉપર ચઢયા એટલે અમને ટસ્કેજીની ઝાખી થવા માંડી.

ટસ્કેજીને જોઈ હું તો વિસ્મય પામ્યો. મારી ધારણા કરતાં પણ મેં ત્યાં વધારે જોયું. ભવ્ય મકાનો, પૂર્વ વિદ્યાર્થીઓની સંસ્થા પ્રત્યે ભક્તિ અને ઉત્તમ શિલ્પકળા જોઈ મને લાગ્યું કે સાચા જીવનની કેળવણી પામવાની જગ્યા આખરે મને જડી છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓએ મારો આદર સત્કાર કર્યો.

મને પૂછ્યું કે તમારે કયો ઉદ્યોગ શિખવો છે? ત્યારે મેં ખેતી પસંદ કરી. ઘણા શહેરના વતની છોકરાઓની પેઠે મને કુદરત વધારે પ્રિય હતી. ઢોર પ્રત્યે મને પ્રેમ હતો. પહેલા વર્ષે હું દિવસે કામ કરી ગત્રે અભ્યાસ કરતો. આથી મને અનુભવ મળતો એટલું જ નહિ પણ બીજા વર્ષે દિવસની શાળામાં દાખલ થવા માટે મારા નામે રકમ જમા કરાવતો હતો. મેં મારો અભ્યાસ એવો સારો કર્યો કે મને તરત બીજા દેશના છોડોને જલ્દી ઉછેરવા માટે કાચગૃહ સોંપ્યું હતું અને શિયાળામાં શાકભાજીની વાડી પણ મારી દેખરેખ નીચે હતી. હું તે કામ અદ્દભૂત રીતે કરી શકયો. તે સિવાય ખેતીમાં વપરાતાં બીજાં 'બી' પણ મને સંગ્રહી રાખવા સોંપ્યાં હતાં.

આ કામથી બીની પરીક્ષા અને છોડની પિછાનણી કરતા હું શિખ્યો હું રાત્રે અભ્યાસ કરતો અને આખો દિવસ ખેતીવાડી ખાતાના જુદા જુદા વિભાગોમા કામ કરતો

પહેલા વર્ષના અંતે હું દિવસની શાળામા દાખલ થયો અને અડધો વખત શાળાના વર્ગમા અને અડધો વખત ખેતીવાડી ખાતાના વર્ગમાં બેસતો થોડો વખત સગીત પણ શિખતો કારણ કે હું વાજકમડળનો સભ્ય હતો

ઉન્હાળાની રજામાં હું મોન્ટગોમેરીના દક્ષિણ ભાગમાં ગયો ત્યાં શાળામા કામ કરવાની મારી ઇચ્છા હતી પણ ત્યા શાળા શિયાળામા ત્રણ માસ ચાલતી થોડી ખટપટ પછી સ્ટ્રાગના દેવળની શાળા ઉઘાડવાની મને પરવાનગી મળી વિદ્યાર્થીઓની સખ્યા ઘણી હતી અને હું ત્યા ટસ્કેજીની શાખા ઉઘાડત પણ મારૂ ચિત્ત વ્યાપાર તરફ હતું ખેડુતોના લાભ માટે હું ખેતીનો વર્ગ પણ કાઢતો અને તેથી ખેડુતોને સારો લાભ થયો છે એમ હું માનું છુ મારી ફુરસદના સમયે ત્યાની જમીન તપાસતો તેમા મને માલમ પડ્યુ કે લોકો જમીન બગાડે છે કારણ કે માલિકોમા અને ગણોતીયાઓમા અજ્ઞાન અને પાક ગિરો મૂકવાના રિવાજને લીધે ઉત્સાહ અને સાહસ નથી સાંજે હું જે લોકો પહેલાં ગુલામ હતા તેમની વાતો સાભળતો

આ પ્રમાણે હું નોકરી કરતો હતો એવામાં મારી માતાના મરણનો મને તાર મળ્યો મારી પાસે ભાડાના પૈસા નહોતા અને હોત તો પણ હું એટલે બધે દૂર હતો કે મને તેનો છેલ્લો મેળાપ થવાનો સભવ નહોતો મને મારી માતાની ખરી ખોટ પડી મારૂ સર્વસ્વ તેની સાથે ગયુ

હું ટસ્કેજી પાછો આવ્યો અને ૧૮૮૮ના વર્ગ સાથે પસાર થયો મારી કેળવણી માટે હું ટસ્કેજી સસ્થાનો, વોશિંગ્ટનના અને

વિક બુદ્ધિપ્રભાવનો, ત્યાના વિદ્વાનમડળનો અને મને ઘણી મદદ કરનાર અને ઉત્તેજન આપનાર માગ પિતાનો આભારી છુ

પદવી મેળવ્યા પછી હુ શાળાની ગોરસશાળામા બે માસ વિશેષ અભ્યાસ કરવા રહ્યો માગ પિતાની મદદથી હુ રોકફર્ડની "ફોરેસ્ટ સીટી ક્રીમરી કપની"મા જગ્યા મેળવી શકયો ત્યાંથી અત્યાર સુધી હું ત્યા જ છુ સયુક્ત રાજ્યોમા માખણ મલાઈ બનાવનારી મડળીઓમા આ મડળી મોટામા મોટી છે દરરોજ તેમા ૨૦,૦૦૦ શેર માખણ બને છે આ મડળીમા ૭૫ માણસો કામ કરે છે

મારૂં કામ માખણમા સ્વાદ ઉત્પન્ન કરવાનું છે. એ કામ જતુવિદ્યાશાસ્ત્ર સબધી છે અને અમુક પ્રકારના જતુઓને લીધે તેમા સુગધ અને સ્વાદ આવે છે તેમા માત્ર એ શાસ્ત્રના જ્ઞાનની જ નહિ પણ ઉત્તમ કારિગીરી અને એકાગ્ર ધ્યાનની જરૂર છે આ મડળની ગુપ્ત વાતો માત્ર થોડા જ માણસો જાણે છે અને તેમાનો હું એક છુ મારૂ કામ ફતેહમદ થયુ છે અને તેથી મડળીના માલિકોને સતોષ થયો છે રોકફર્ડના અગ્રગણ્ય વર્તમાનપત્રમા મારા કામ વિષે મડળીના અમલદારે ઘણુ સારૂ નિવેદન કર્યું છે અને મને હાલ પહેલા કરતા બમણો પગાર મળે છે

મડળીના કોઈ પણ નોકરે મારા જેવુ સારૂ કામ કર્યું નથી ૨૪-૬-૧૯૦૧ થી ૧૫-૮-૧૯૦૪ સુધી મે રવિવાર અને તહેવારે પણ કામ કર્યુ છે આની ૧૧૫૫ દિવસ સુધી લાગલાગટ મહેનત કરવા હું શક્તિમાન થયો તેનુ કારણ એ કે હું દારૂ અને બીડીથી દૂર રહેતો હતો આ મારી ફતેહ ટસ્કેજીની કેળવણીને આભારી છે

શાસ્ત્રવચન છે કે પુરૂષે એકલા રહેવુ જોઈએ નહિ તેથી મે મારો જીવનસાથી શોધી કાઢયો છે મારી સ્ત્રી મમતાળુ કરકસર કરનારી અને ગૃહકાર્યમાં કુશળ છે લગ્ન પછી ૧૧ ઓરડીના ઘર માટે અમે

પૈસા આપવા માંડયા. એ ઘર શહેરની સારી વસ્તીવાળા ભાગમાં આવેલું છે. ૭ ઓરડીવાળો નીચેનો ભાગ અમારા કબજામાં રાખેલો છે અને મેડાની ૫ ઓરડીઓ એક ગોરા કુટુંબને ભાડે આપી છે. ભાડામાંથી ઘરની વેચાણ કિંમત ઉપરનું વ્યાજ મળી રહે છે.

અમારે એક બે વર્ષની પુત્રી છે અને તેથી સુખી કુટુંબના સુખમાં નવું સુખ થયું છે.

અમારા ઘરની ચારે બાજુ લીલા ઘાસવાળી જમીન છે. તેમાં છાંયડા માટે, નવા ફળ માટે ઝાડો રોપ્યાં છે. ફૂલોના પણ છોડો છે. પાછલા ભાગમાં ટેટાના છોડોની વાડી છે. ગૃહપક્ષી માટે માંડવો, બતકો માટે વાડો, અને ઘોડાગાડી માટે ડેલું છે.

ઘડપણમાં ચિંતા રહે નહિ તેથી કરકસરથી જુવાનીમાં જ પૈસા સંબંધી સ્વતંત્રતા મેળવવી, અને જો બને તો શેઠ માટે કમાવા કરતાં પોતાની જાત માટે જ કમાવું, અને સીદી ખેડુતે પોતાનો માલ સીદીના રૂના કારખાનામાં અગર સુતર કાંતવા અને લુગડાં વણવાના સંચામાં કે ગોરસશાળામાં વેચવો એવી મારી શાળા છોડી ત્યારથી ઈચ્છા હતી. આ બધા વિચારોનો ઉદ્દેશ એટલો જ હતો કે સીદી લોકો સ્વાશ્રયી થાય અને બીજાને મદદ કરે. હું ૧૮૯૮ના વર્ગના આદર્શ વાક્યને ભૂલી ગયો નથી. "આપણે આપણી જ બાંધેલી ઈમારત ઉપર ઉભા રહીએ છીએ." એ વાક્ય સદા મારા મનમાં રમી રહે છે.

પ્રકરણ ૧૨ મું

## એક ગાડી બનાવનારની આત્મકથા

### ( એડવર્ડ લોમાક્સ )

મારો જન્મ તા ૧૭–૧–૧૮૭૭ ના રોજ ' ડેમોપોલીસ 'માં થયો હતો મારા કાકા ગાડી બનાવવાનો ધંધો કરતા હતા મને નાનપણથી તે ધંધો શિખવાનુ મન હતું તેમની દુકાનમા પરચુરણ કામ કરવા મને રાખવાની મે તેમને વિનતિ કરી મને ત્યા રાખ્યો પણ તેમણે મને ધધાનુ ખરૂ કામ શિખવ્યુ નહિ દુકાનમા હુ થોડુ લુહારીકામ શિખ્યો

એક દિવસ સુભાગ્યે દુકાનમા મે મારા મિત્રને ટસ્કેજીથી રજામા પરત આવેલો જોયો તેણે મને તે સસ્થાના ઘણા વખાણ કરી ત્યા જવા મારામા ઉત્સાહ રેડ્યો તે પણ ગાડી બનાવવાનુ કામ ત્યા શિખતો હતો અને ત્યાના અભ્યાસ અને કામ સબધી તેણે મને સપૂર્ણ હકીકત કહી હુ ત્યા રહી ધધો શિખુ અને શાળામા અભ્યાસ પણ કરૂ અને મારી મહેનત વડે મારા અભ્યાસનો ખર્ચ કાઢુ વગેરે વાત મે જાણી મારે જોઈતુ હતુ પણ જે હથિયારોના ઉપયોગથી હુ રથકારનો ધધો શિખી શકુ, તે હથિયાર તો મારા કાકા મને આપતા નહોતા પરચુરણ કામ કરવા નકામા હથિયારો મારા હાથમા આવતા

મને ટસ્કેજી જવાનો વિચાર એકદમ આવ્યો. મારા અઠવાડીયાના ૨૫ ડોલરના પગારમાંથી બને તેટલું મેં બચાવવા માંડયું; કારણ કે ટસ્કેજીમાં દાખલ થતી વખતે કપડાં, પુસ્તકો અને કેટલીક પરચુરણ ચીજો વિદ્યાર્થી પાસે અવશ્ય હોવી જોઈએ. મેં શાળામાં અરજી કરી. ત્યાંના મુખ્ય શિક્ષક વોશિંગ્ટને મને દાખલ કર્યો અને મારે ત્યાં જવા માટે શી શી તૈયારી કરવી જોઈએ તે પણ જણાવ્યું.

"જે વિદ્યાર્થી અહિંના પ્રવેશક વર્ગની પરીક્ષામાં ઉત્તીર્ણ થાય નહિ તેને દાખલ કરવામાં આવશે નહિ. આ વર્ગમાં દાખલ થનાર વિદ્યાર્થીને લખતાં વાચતાં અને સરવાળા, બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર કરતાં આવડવું જોઈએ. ઉમેદવારનું ચારિત્ર શુદ્ધ હોવું જોઈએ, અને તેને માટે બે પ્રતિષ્ઠિત ગૃહસ્થના દાખલા લાવવા જોઈએ.

## દિવસની શાળા.

દિવસની શાળામાં જે ઉમેદવાર પોતાનો સઘળો ખાધા ખર્ચ અગર તેનો મોટો ભાગ રોકડેથી આપી શકે તેને દાખલ કરવામાં આવે છે. દિવસની શાળાના વિદ્યાર્થીઓએ અઠવાડીએ એક દિવસ અને શનિવારે કામ કરવું પડે છે.

"તેની ઉમ્મર ૧૪ વર્ષની હોવી જોઈએ. શરીરે મજબૂત હોવો જોઈએ અને પ્રવેશક પરીક્ષામાં ઉત્તીર્ણ થવો જોઈએ."

## રાત્રિ શાળા.

દિવસની શાળામાં દાખલ થવા માટે જે લાયકી જોઈએ છે તે અહિં પણ જોઈએ છે. વધારામાં વિદ્યાર્થીની ઉમ્મર ૧૬ વર્ષની હોવી જોઈએ અને ભાવડા જેટલું કામ કરવા વિદ્યાર્થી સશક્ત હોવો જોઈએ. લુલાં લંગડાંને આ નિશાળમાં બિલકુલ દાખલ કરવામાં આવશે નહિ

" જે તરૂણ સ્ત્રીપુરૂષો દિવસની શાળાનો ખર્ચ આપી શકે નહિ એવા ગરીબ હોય તેમને રાત્રિશાળામાં દાખલ કરવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ દિવસની શાળાનો ખર્ચ આપી શકે એમ જણાય તેમને રાત્રિશાળામાં દાખલ કરવામાં આવશે નહિ અને કોઈ છેતરપીંડી કરી તેવી રીતે દાખલ થયેલો જણાય તો તેણે કાં તો દિવસની શાળામાં દાખલ થવું જોઈએ અગર શાળામાંથી ચાલ્યા જવુ જોઈએ.

' વિદ્યાર્થીઓને પોતાને ગમતા ઉદ્યોગો શિખવા દેવામાં આવે છે. ઉદ્યોગ–વર્ગમાં દાખલ કરતી વેળાએ તરૂણ સ્ત્રીપુરૂષોની ધંધામાં કેટલી બુદ્ધિ ચાલે છે અને તે કામ કરવા તેમના શરીરનું બંધારણ અનુકૂળ છે કે નહિ તે ખાસ કાળજીપૂર્વક જોવામાં આવે છે. અધ્યયન કાળની શરૂઆતમાં કેટલીક વાર એવું બને છે કે કેટલાક ઔદ્યોગિક વર્ગો ભરાઈ જાય છે અને આવું જ્યારે બને છે ત્યારે ઉમેદવારોને તે વર્ગમાં જગ્યા ખાલી પડતાં સુધી અન્ય વર્ગમાં બેસાડવામાં આવે છે.'

શાળાના અધિકારીઓ તરફથી ત્યાંના નિયમ સંબંધી મને એક પત્ર મળ્યો છે. વાંચતાં તે નિયમો સખ્ત જણાયા પણ જો હું દાખલ થાઉં તો તે પ્રમાણે રહેવા મારો નિશ્ચય હતો. કેટલાક નિયમો હું નીચે આપું છું.

" શાળાના નિયમોનો ઉદ્દેશ સર્વનું હિત અને સુખ સાચવવાનો છે."

" દરેક વિદ્યાર્થી પાસે બાઈબલ હોવું જોઈએ."

" આરામ અને રમતગમતમાં નિયમિત રહેવું જોઈએ. નીચ વાણી ઉચ્ચારનારને અને પરનિંદા કરનારને સખ્ત સજા કરવામાં આવશે. વિદ્યાર્થીઓને કારણસર ઠપકો, કેદ અગર એવી શિક્ષા કરવામાં આવશે."

તેમણે પત્રવ્યવહારમાં પણ નિયમિત રહેવું જોઈએ. ટપાલમાં આવેલા પત્રો પણ તપાસવામાં આવે છે. અઠવાડીઆમાં એક વાર વિદ્યાર્થીઓએ તેમના માબાપને પત્ર લખવો જોઈએ. કપડાંની પેટીની અને ઓરડીઓની તપાસણી તે કામ માટે નિમેલા અમલદારો ગમે તે સમયે કરશે અને તેની પૂરેપૂરી તપાસણી વખતોવખત થવા કરશે."

હું દાખલ થયો. તા. ૫-૯-૯૬ ના રોજ ટસ્કેજીમાં પહોંચ્યો. કપડાં અને પુસ્તકો ખરીદ કર્યા પછી મારી ૧૨।। ડોલરની બચત પૂરી થઈ ગઈ. એટલે મારે રાત્રિશાળામાં જ દાખલ થવું પડ્યું. મને મારી ઈચ્છા પ્રમાણે ગાડી બનાવવાના વર્ગમાં દાખલ કર્યો અને બે વર્ષ સુધી ત્યાં રહેવા મારી પાસે કરાર કરાવી લીધો. મારો આખો દિવસ વિદ્યાભ્યાસના વર્ગમાં કે ઔદ્યોગિક વર્ગમાં જતો. આ ધંધામાં ચિત્રકામ પણ શિખવવામાં આવે છે. રાત્રે હું શાળામાં ભણતો.

મેં ઘણા ઉત્સાહથી કામ કરવા માંડ્યું અને ધંધો શિખવામાં કચાશ રાખી નહિ. મારા કામથી મારા શિક્ષકોને એવો સંતોષ થયો હતો કે જ્યારે ૧૮૯૭ માં એક હોંશિયાર લુહાર માટે શાળામાં માગણી આવી ત્યારે મને મોકલવામાં આવ્યો. મને શાળામાંથી ૧૫ મી એપ્રિલે જવા દીધો. હું ટસ્કેજીથી ૧૮ માઈલ દૂર 'શૉર્ટર્સ'માં ગયો અને ઓક્ટોબર સુધી ત્યાં રહ્યો.

આ મુદતને હું રજા જેવી ગણું છું કારણકે તે દરમ્યાન મેં અભ્યાસનો થોડો જ વખત ગુમાવ્યો હતો. ત્યાંની પરિસ્થિતિ સારી હતી અને આર્થિક લાભ પણ મને સારો થયો. ત્યાંના લોકોની ખરી સ્થિતિથી હું વાકેફગાર થયો. અને તેમને મેં ઘણી મદદ કરી. ત્યાંથી મેં મારા ભાઈ માટે ટસ્કેજીમાં દાખલ થવા સારૂ થોડા પૈસા મોકલ્યા. તેને પણ મારા જેવો કેળવણીનો લાભ મળે એવી મારી

૧૮૯૯ ની રજામાં યુનીયન શહેરની ઉપર બતાવેલી પેઢીમાં હું રહ્યો. ત્યાર પછી ઘણી દુકાનોમાં હું ફર્યો. દરેક ઠેકાણે ઉપરી અમલદારોને મેં મારા કામથી સંતોષ આપ્યો હતો. એક મોટી પેઢીમાં તો હું વહિવટકર્તાઓનો માનીતો થઈ પડ્યો હતો. તેમણે મને ન્યુયોર્કમાં થોડા વખત સુધી ત્યાંના કલાભુવનમાં રહેવા ભલામણ કરી હતી.

ટસ્કેજીમાં સંસ્થાના ઔદ્યોગિક ખાતાના અધિકારીની માગણી આવી ત્યાં સુધી તે કલાભુવનમાં હું રહ્યો. જે ભાગમાં હું કામ શિખતો હતો ત્યાં જ મારે કામ શિખવવાનો પ્રસંગ આવ્યો. ટસ્કેજીમાં જ રહેવાનું હોવાથી હું મારો અભ્યાસ વધારતો જાઉં છું અને મને સંતોષ થાય છે કે મેં સારૂં કામ કર્યું છે.

આ વર્ગ ઔદ્યોગિક ગૃહના પહેલે માળે બેસે છે અને ગાડી બનાવવાના અને દુરસ્તી કરવાના કામ માટે બહુ અનુકૂળ છે. તેમાં બીજાં સાધનો ઉપરાંત લાકડાની ૧૦ પાટલીઓ છે. તે ૩૨ ઇંચ ઉંચી, ૪૨ ઇંચ પહોળી અને ૮ ફુટ લાંબી છે. દરેક પાટલીના બે ભાગ છે એટલે બે વિદ્યાર્થીઓ સુખેથી એક પાટલી ઉપર કામ કરી શકે છે. પાટલીને ત્રણ ખાનાં હોય છે અને પાટલીના બન્ને બાજુએ નાની ઓરડીઓ છે. તેમાં ઓજારો મૂકવામાં આવે છે.

દરેક વિદ્યાર્થીને જોઈતાં ઓજારો આપવામાં આવે છે. બીજાં કેટલાંક ઓજારો રાખી મૂકવામાં આવે છે અને ખપ પડે ત્યારે કાઢવામાં આવે છે.

આ વર્ગમાં જુદી જુદી જાતની ગાડીઓ બનાવવામાં આવે છે. ગાડીઓ દુરસ્ત કરવાનું અને ખેતીનાં હથિયારો સમારવાનું કામ પણ અહિં થાય છે. અહીંના લોકોનું દુરસ્તીનું ઘણુંખરૂં કામ અમારે ત્યાંથી જ ાય છે. અભ્યાસક્રમ નીચે પ્રમાણે છે.

૫ વર્ષ

૧ સંભાળ, ઓજારોના નામની માહિતી અને તેની સંભાળ.

ઈચ્છા હતી. તેને લુહારી કામ શિખવવાનો મારો વિચાર હતો. મને અત્યારથી ' લોમાક્સ બ્રધર્સ ' ની ગાડી બનાવવાની અને લુહારી કામની પેઢીનાં સ્વપ્ન આવતાં હતાં. અહિં જે મેં પેદા કર્યું તેમાંથી મારાં અને મારા ભાઈનાં કપડાં પણ સીવડાવ્યાં.

૧૮૯૮ ની રજામાં મેં યુનીયન શહેરની " મેસર્સ જે. એલ. ડાઈક્સ એન્ડ કંપની ' માં કામ સ્વીકાર્યું. તે શહેરમાં ગાડી બનાવવાની અને લુહારી કામની બીજી એનાથી મોટી દુકાન નહોતી. ઓકટોબર સુધી ત્યાં રહી હું ટસ્કેજીમાં પાછો આવ્યો. ત્યાં મને મોટો પગાર મળતો હતો. મારા જેવા હઠીલા ગામડાના છોકરાને થોડા માસમાં સારો પગાર મળે એવો કારીગર જે સંસ્થા બનાવે તેની કીર્તિ અને લાયકી આપોઆપ સિદ્ધ થાય છે.

આ વાતની અસર વિદ્યાર્થિઓ ઉપર શું થાય છે તેની લોકોને બિલકુલ ખબર નથી. જે છોકરો આખો દિવસ કામ કરી પેટ પૂરતું પણ પેદા કરી શકે નહિ તે છોકરો આવી શાળામાં કામ કરી અભ્યાસ કરે અને બહાર જાય ત્યારે પહેલાં કરતાં ત્રણથી પાંચગણું કમાય એ વાત તેને ઘણા આશ્ચર્ય અને મહત્તાની લાગે છે. મારૂં માનવું છે કે ઘણા વિદ્યાર્થીઓ મહાવિદ્યાલયમાં ઘણાં વર્ષો રહેતા નથી તેનું મુખ્ય કારણ પણ આ જ છે.

થોડા માસમાં પેદા કરવાની અચિંતનીય શકિત આવે છે તેથી ઔદ્યોગિક કેળવણીનો વધારે કમાવાની શકિત મેળવવા માટે ઘણા વિદ્યાર્થીઓ લાભ લે છે. પણ અહિં ઔદ્યોગિક કેળવણીની સાથે પાઠશાળાનો અભ્યાસ પણ કરવો પડે છે અને ચારિત્ર પણ ધીમે ધીમે ઘડાય છે.

નવા વર્ષની શરૂઆતમાં મારા નામે ૫૦) ડોલર જમા હતા. એ રકમ મોરી મહેનતથી મેં પેદા કરી હતી.

૧૮૯૯ ની રજામાં યુનીયન શહેરની ઉપર બતાવેલી પેઢીમાં હું રહ્યો. ત્યાર પછી ઘણી દુકાનોમાં હું ફર્યો. દરેક ઠેકાણે ઉપરી અમલદારોને મેં મારા કામથી સંતોષ આપ્યો હતો. એક મોટી પેઢીમાં તો હું વહિવટકર્તાઓનો માનીતો થઈ પડયો હતો. તેમણે મને ન્યુયોર્કમાં થોડા વખત સુધી ત્યાંના કલાભુવનમાં રહેવા ભલામણ કરી હતી.

ટસ્કેજીમાં સંસ્થાના ઔદ્યોગિક ખાતાના અધિકારીની માગણી આવી ત્યાં સુધી તે કલાભુવનમાં હું રહ્યો. જે ભાગમાં હું કામ શિખતો હતો ત્યાં જ મારે કામ શિખવવાનો પ્રસંગ આવ્યો. ટસ્કેજીમાં જ રહેવાનું હોવાથી હું મારો અભ્યાસ વધારતો જાઉં છું અને મને સંતોષ થાય છે કે મેં સારૂં કામ કર્યું છે.

આ વર્ગ ઔદ્યોગિક ગૃહના પહેલે માળે બેસે છે અને ગાડી બનાવવાના અને દુરસ્તી કરવાના કામ માટે બહુ અનુકૂળ છે. તેમાં બીજાં સાધનો ઉપરાંત લાકડાની ૧૦ પાટલીઓ છે. તે ૩૨ ઈંચ ઉંચી, ૪૨ ઈંચ પહોળી અને ૮ ફુટ લાંબી છે. દરેક પાટલીના બે ભાગ છે એટલે બે વિદ્યાર્થીઓ સુખેથી એક પાટલી ઉપર કામ કરી શકે છે. પાટલીને ત્રણ ખાનાં હોય છે અને પાટલીના બન્ને બાજુએ નાની ઓરડીઓ છે. તેમાં ઓજારો મૂકવામાં આવે છે.

દરેક વિદ્યાર્થીને જોઈતાં ઓજારો આપવામાં આવે છે. બીજાં કેટલાંક ઓજારો રાખી મૂકવામાં આવે છે અને ખપ પડે ત્યારે કાઢવામાં આવે છે.

આ વર્ગમાં જુદી જુદી જાતની ગાડીઓ બનાવવામાં આવે છે. ગાડીઓ દુરસ્ત કરવાનું અને ખેતીનાં હથિયારો સમારવાનું કામ પણ અહિં થાય છે. અહીંના લોકોનું દુરસ્તીનું ઘણુંખરૂં કામ અમારે ત્યાંથી જ થાય છે. અભ્યાસક્રમ નીચે પ્રમાણે છે.

### પ્રથમ વર્ષ

દુકાનની સંભાળ, ઓજારોના નામની માહિતી અને તેની સંભાળ.

હતો, તેની હું સાકર લેતો. ૧૯૦૧ માં પદવીધર થયા પછી મારી સ્થિતિથી હોર્ટનને વાકેફગાર કરતાં મને ઘણો આનંદ થયો. મને જોઈને અને ખાસ કરીને હું ટસ્કેજીમાં ભણતો હતો તે જાણીને તેમને પણ આનંદ થયો. એ કુટુંબ છોડયા પછી હું ગાંધીની દુકાને રહ્યો. ત્યાં મને માસિક ૪ ડૅાલર મળતા. હું ત્યાં થોડો જ વખત રહ્યો.

મને બીઅર્ડન અને બ્રેન્ટલીની જોડાની વખારમાં કામ કરવાનું ઘણું ફાવતું હતું. કારણ કે ત્યાં મને રવિવારની પૂરી રજા મળતી અને બાકીના દિવસોએ ૭ વાગે સાંજે હું છૂટો થતો હતો. બીજી જગ્યાએ આ અનુકૂળતા નહોતી. હું બાર વર્ષનો થયો ત્યારે બાલ્ડવીન પ્રગણામાં મારા કાકાને ઘેર ગયો. ત્યાં મારે બે અઠવાડીઆં રહેવાનો વિચાર હતો પણ હું ત્યાં ૩ વર્ષ સુધી રહ્યો. તેની સાથે હું દરરોજ ખેતરમાં કામ કરતો હતો. અને વર્ષમાં બે માસ શાળામાં જતો. એટલી મુદતમાં હું પ્રથમ શિખેલા પાઠોનું પુનરાવર્તન કરી શકતો. હું 'માકાન' માં પાછો આવ્યો ત્યારે ટસ્કેજીમાંથી પાછા આવેલા વિદ્યાર્થીઓએ મને ત્યાં જવા માટે સમજાવ્યો. પણ મારાં સગાંવહાલાંએ ત્યાં જવા માટે મને જબરો અટકાવ કર્યો. ઘણી વાટાઘાટ પછી તેમની મરજી વિરૂદ્ધ હું ત્યાં ગયો. તેમની માન્યતા એવી હતી કે મેં જોઈએ તેટલી કેળવણી લીધી હતી અને મારે હવે વિશેષ ભણવાની જરૂર નહતી.

૧૧-૯-૯૩ ના દિવસે મારૂં નામ ટસ્કેજીમાં વિદ્યાર્થી તરીકે નોંધાયું. હું રાત્રિશાળામાં દાખલ થયો. કારણકે મારી પાસે પૈસા નહોતા. પરીક્ષા લીધા પછી મને પ્રથમ વર્ગમાં મૂકયો. મને કોઠારનું કામ સોંપ્યું. હું ગાયોને ખવડાવતો હતો, દોહતો હતો અને તે સિવાય મારા શિક્ષક જે કામ સોંપે તે કામ કરતો હતો.

ટસ્કેજીમાં મારો ખર્ચ કાઢવા હું સમર્થ થયો તેવામાં ત્યાંના અધિકારીઓએ એક નવી યોજના અમલમાં મૂકવાનો વિચાર કર્યો.

રાત્રિશાળાના દરેક વિદ્યાર્થીને અડધો દિવસ શાળામાં અને અડધો દિવસ કામ કરવામાં કાઢવાનો અને દર માસે ૪ ડોલર શાળાની ત્રીજોરીમાં આપવાનો તે યોજનાનો ઉદ્દેશ હતો. આ યોજના સબંધી ત્યાંના અધિષ્ઠાત્રીદેવી વોશિંગ્ટન પત્નીએ મને અને બીજા રાત્રિશાળાના વિદ્યાર્થીઓને બોલાવ્યા. એમને પૂછતાં તેમને માલુમ પડ્યું કે માત્ર ચાર વિદ્યાર્થીઓ જ એ પ્રમાણે માસિક ૪) ડોલર આપી શકે તેમ છે. તે સિવાય મારા જેવા વિદ્યાર્થીઓ કામ કર્યા સિવાય રોકડ કશું આપી શકે તેમ નથી. પછી એ યોજના બંધ રાખી. તેથી મારા જેવા વિદ્યાર્થીઓને સુખ થયું. મારૂં નસીબ એ યોજનાના નિર્ણય ઉપર ટકી રહ્યું હતું. જો તે અમલમાં આવી હોત તો મારે શાળા છોડવી પડત.

૧૮૯૪ ના ઉન્હાળામાં શાળામાં જ રહ્યો અને ત્યાંના અધિકારીઓએ મહેરબાની કરી મને કામ આપ્યું. ઘેર જવા માટે આગગાડી માટે ભાડાના પૈસા મારી પાસે નહોતા. નવા અધ્યયનકાળના આરંભમાં ગાડી બનાવવાના ઉદ્યોગમાં હું દાખલ થવાનો હતો. મારો વિચાર લુહારી કામ શિખવાનો હતો પણ ત્યાં જગ્યા નહોતી.

હું ૧૮૯૪ માં ગાડી બનાવવાનું કામ શિખ્યો અને શાળામાં અભ્યાસ ચાલુ રહ્યો. દર વર્ષે ઉપલા વર્ગમાં હું જતો.

હું ૧૮૯૫ ના આખા વર્ષ સુધી ગાડી બનાવવાનું કામ કરતો એટલું જ નહિ પણ રજાઓમાં પણ તે કામ ચાલુ રાખતો.

આ વર્ષના અંતે કપાસ વાવતા રાજ્યોના કપાસનું મોટું પ્રદર્શન આટલાંટામાં ભરાવાનું હતું અને તે પરદેશી માટે પણ ખુલ્લું મૂકવાનું હતું. એમ. ટી. ડ્રાઇવરને શાળાના પ્રદર્શન સંબંધી કામ સોંપ્યું. આ પ્રદર્શન માટે અમારા મુખ્ય શિક્ષક વોશિંગ્ટનને ઘણું સારૂં ભવિષ્ય દેખાયું છે અને તેમણે ભાષણમાં પણ તેમ જણાવ્યું છે. મેં મારો

અભ્યાસ એવી સારી રીતે કર્યો હતો કે ઔદ્યોગિક ખાતાના અધિકારી જે. એચ. વોર્શિંગ્ટને મારા શિક્ષકની ગેરહાજરીમાં ૭ માસ માટે એ વર્ગનો હવાલો મને સોંપ્યો.

હું તે જગ્યાની જોખમદારી સ્વીકારવા ઇચ્છતો નહોતો પણ ટસ્કેજીની નમ્ર વિનંતિ પણ આજ્ઞારૂપ છે. મેં તે જગ્યા સ્વીકારી. વર્ગમાં કેટલાક વિદ્યાર્થીઓ મારા કરતાં મોટા હતા અને કેટલાક નાના હતા પણ ઘણા ખરા મારા કરતાં ટસ્કેજીમાં વધારે વખત રહ્યા હતા. મારા શિક્ષકની ગેરહાજરીમાં મારા કામ માટે કોઈ જાતની ભારે ફરિયાદ થઈ નથી તે સંતોષની વાત છે.

હવે મારા બે વર્ષના ખર્ચ માટે ચાલે એટલી રકમ મારે નામે જમા હતી. ત્યાં દાખલ થયા પછી હું બદલાઈ ગયો. હું દાખલ થયો ત્યારે ગામડીઓ, કશા અનુભવ વગરનો અને અજ્ઞાન હતો. ટસ્કેજીએ મારી ચાલમાં, વાતચિત કરવામાં, સ્વચ્છતા માટે કાળજી રાખવામાં અને ત્યાંના આદર્શ પ્રમાણે ચાલવામાં ઘણો ફેરફાર કરી નાંખ્યો હતો. પહેલવહેલો ઉન્હાળામાં આ વર્ષે હું ઘેર ગયો. મારા ધંધાનું કામ રજામાં મેં કર્યું અને પૈસા કમાયો. હું ૨૮–૧૨–૯૭ સુધી પાછો આવ્યો નહિ. મારા લેખના અગ્રભાગમાં જણાવ્યા પ્રમાણે અત્યાર સુધી હું બહુ થોડું કમાતો હતો પણ હવે મારી કમાવાની શકિત વધી હતી અને તેથી મને ઘણો આનંદ થયો છે.

મારો વિચાર લુહારી કામના કારખાનામાં દાખલ થવાનો હતો. મારી ઉમેદ ઉત્તમ લુહાર થવાની હતી. ગાડી બનાવવાનું કામ તો હું શિખ્યો હતો. તેનો અભ્યાસક્રમ પૂરો કરી હું મોન્ટગોમેરીમાં ગાડી બનાવનાર અને લુહાર તરીકે રહ્યો. આ બહારનો અનુભવ મને ઘણો ઉપયોગી થઈ પડયો. મારૂં શાળાનું છેલ્લું વર્ષ ૧૮૯૯–૧૯૦૦ હતું. મને વિદ્યાભ્યાસનું તેમ લુહારી કામ બાબતનું પ્રમાણપત્ર મળ્યું. હવે બહારની દુનિયામાં જીવન ગાળવાનો સમય આવી પહોંચ્યો.

પહેલવહેલો હું ટ્રટનવેલીની હંગરફોર્ડ સંસ્થામાં ગાડી બનાવનર અને લુહાર તરીકે ગયો અને પછી ૧૯૦૧ ના ઓગસ્ટ સુધી બર્મીંગ્હામમાં ધંધો કર્યો. મારા બીજા બે સહાધ્યાયીઓનો વિચાર ગાડી બનાવવાની સ્વતંત્ર દુકાન ભાગમાં કાઢવાનો થયો. સ્થળની પસંદગી મારે કરવાની હતી. 'એનીસ્ટન'માં દુકાન કાઢવાની સૂચના હોવાથી તે સ્થળ જોવા હું જાતે ગયો. ત્યાં ગયા પછી સ્થળ અનુકૂળ જણાયું. કોઈ ઘર ભાડે આપવાનું નહોતું એટલે જમીન વેચાતી લેવાનો મેં વિચાર કર્યો. તેમ કરવા અમે ભાગ્યશાળી થયા અને દુકાન માટે "૫૦×૬૦" ફુટ માપનું ઘર બાંધ્યું. દુકાન ઉઘડયા પછી બધો ખર્ચ કાઢયો અને અમને મદદ પણ બહુ સારી મળી. અમારૂં કામ ચોક્કસ હતું એટલે કામ અમારી પાસે બહુ આવતું. નાથન બી. યંગ તરફથી જ્યારે મને તેની શાળામાં કામ કરવા બોલાવ્યો ત્યારે મારી ત્યાં જવાની ઈચ્છા નહોતી. પણ તેણે મને કહ્યું કે અહિં દરરોજ તરૂણ માણસો સાથે કામ કરી તમે લોકોની સેવા સારી કરી શકશો. ઘણી અનાકાની સાથે હું ફ્લોરીડાની શિક્ષણાનુભવ અને ઔદ્યોગિક શાળામાં ગાડી બનાવનાર અને લુહારી કામના શિક્ષક તરીકે ગયો. યંગની ત્યાં મુખ્ય અધિકારી તરીકે માગણી થઈ હતી. ત્યારથી હું ત્યાંજ છું. મેં ઘણું સારૂં કામ કર્યું અને તેમ કહેતાં મને અભિમાન આવે છે.

ટસ્કેજીમાં મારા નિવાસ માટે હું શું કહું? તે સંસ્થા જ મારૂં સર્વસ્વ છે. મને કારખાનામાં, વર્ગમાં મળેલા પાઠો તથા ચારિત્ર ઘડવાના અનેક પાઠો ઘણા ઉપયોગી અને અમૂલ્ય લાગ્યા છે. તેના વડે જ હું વિચારવાન અને સમજદાર માણસ થયો છું. વોશિંગ્ટનનો, તેના શિક્ષકોનો અને ટસ્કેજીમાં વિદ્યાર્થીઓને જે જે શક્તિઓ મદદ કરે છે તેનો હું કેટલો આભારી છું એ કહેવા બેસું તો મારે અવશ્ય એ બધાની ઘણી સ્તુતિ કરવી જોઈએ.

## પ્રકરણ ૧૪ મુ

# એક ઔષધકારની આત્મકથા

### ( ડેવીડ એલ. જોન્સ્ટન )

આંતર ગ્મદની લડાઈના રણક્ષેત્રમાથી ધૂમાડો સાફ થયો એટલામાં આ દુનિયામા મારો જન્મ મેકન પ્રગણાના ટસ્કેજી પાસેના એક લાકડાની ઓરડીના ઘરમા થયો આ ટસ્કેજીમા તા ૪–૭–૧૮૮૧ ના રાજ વોશિંગ્ટને શિક્ષણાનુભવ અને ઔદ્યોગિક શાળા સ્થાપી તેને સુપ્રસિદ્ધ બનાવી છે તે શાળાના વિદ્યાર્થી હોવાનુ મને ઘણુ અભિમાન છે

એક લાકડાની ઓરડીના ઘરમા મારો જન્મ થયો છે એમ જાણી વાચકને જણાયુ હશે કે મારા માબાપ ગરીબ હતા હાલ બન્ને સ્વર્ગવાસી થયા છે તેમનું પવિત્ર સ્મરણ કરી હુ તેમને આશિષ દઉ છુ, કારણ કે તેમના જેવા બે ઉદાર માણસો ગુનામગીરી અને તેની ભયકર પરિસ્થિતિના બધનથી બધાયેના ભાગ્યે થયા હશે.

તેમને નવ છોકરાઓ થયા ત્યા સુધી એક ઓરડીમા તે રહેતા હતા, ત્યાર પછી તેમણે એક બીજી ઓરડી રાખી હતી સખ્ત ગરીબાઈને લીધે અમારા કુટુબને કપાસની વાડીમા રહેવા જવુ પડ્યુ મને દુનિયાદારીની સમજ વહેલી આવી હતી ગારફિલ્ડના થએલા ખૂનની મને ખાસ યાદ છે, તેના મરણથી મારા પિતાને ઘણુ દુખ થયુ હતુ

મારા વૃદ્ધ પિતા અને કુટુંબના અન્ય માણસો સાથે પાંચ વર્ષ સુધી લાગલાગટ મેં ખેતરમાં કામ કર્યું અને ફુરસદના સમયે વર્ષમાં ત્રણ માસ ચાલતી શાળામાં અભ્યાસ કર્યો. મને ગણિતનું થોડું જ્ઞાન થયું હતું તેથી ઘણો આનંદ થયો; કારણ કે ખેતરનો પાક જ્યારે મારા પિતા સેલ્માની બજારમાં વેચવા જતા ત્યારે મને હિસાબ ગણવા સાથે લઈ જતા. એક ગોરા વેપારીએ મને તેની દુકાને રાખવાનું કહ્યું. મારા પિતા તેની દુકાને માલ વેચે તેથી તેણે એમ કર્યું હશે કારણ કે મારા પિતાને ઘેર મૂકી જ્યારે હું ત્રણ ચાર દિવસમાં પાછો સેલ્મા આવ્યો ત્યારે તેણે કહ્યું કે મેં બીજો છોકરો રાખી લીધો છે. આ પ્રમાણે હું ગામડીયો શહેરમાં એકલો ધંધા અને ઓળખાણ વગરનો થયો. બીજે દિવસે સવારમાં 'નોકસ' વિદ્યાલયમાં દાખલ થવા મેં અરજી કરી. મારી પાસે ભલામણપત્રો માંગ્યા. પણ મારી પાસે કશું નહોતું. મને કાઢી મૂક્યો. હું નિરાશ થયો નહિ. બીજે દિવસે હું મારા પિતાના એક ગોરા મિત્રને સાથે લઈને ગયો અને પરીક્ષા લઈ મને પાંચમા ધોરણમાં મૂક્યો.

આ જ ગોરા માણસને ત્યાં હું કામ કરતો અને મારો જમણ ખર્ચ કાઢતો.

૧૮૮૩ અને ૧૮૮૪ની શરદઋતુમાં મને ઘણો સારો ફાયદો થયો. અધ્યયનકાળના અંતે મારા પિતાની તબીયત છેક નરમ થઈ જવાથી મારે ઘેરે જવાની અને ખેતર સંભાળવાની જરૂર પડી કારણ કે હું જ મોટો છોકરો હતો મને સેલ્મામાં શાળાનો થોડો અનુભવ થયો હતો અને ત્યારથી વિશેષ જ્ઞાન સંપાદન કરવાની મને ઘણી ઇચ્છા થઈ.

મને અભ્યાસ કરવાની ઘણી ઉમેદ હતી પણ મારા કર્મમાં બીજાં જે કામો કરવાનાં લખ્યાં હતાં તે હું ઉત્સાહથી કરતો. મારા કુટુંબના માણસોની સહાયથી મેં ૧૧ ગાંસડી રૂ અને બીજો માલ

પહોંચ્યો. મારા પિતાની છેક નરમ તબીયત અને મારી વધુ અભ્યાસ કરવાની ઇચ્છા. એ બેને લીધે અમારા ટસ્કેજી પાસેના જૂના ઘરમાં રહેવાનું મેં યોગ્ય ધાર્યું: ૧૮૮૫ ના જાન્યુઆરી માસમાં અમે પાછા જૂના ઘરમાં રહેવા આવ્યા. ટસ્કેજી સંસ્થા સ્થપાયાને માત્ર ચાર વર્ષ થયાં હતાં. મારી ઇચ્છા ત્યાં વિદ્યાર્થી તરીકે દાખલ થવાની હતી પણ કુટુંબનો ખર્ચ નભાવવાની અને શાળામાં રહેવાની મારી પાસે નાણાંની સવડ નહોતી. શિયાળામાં હું પરચુરણ કામો કરતો. પણ વસંતઋતુમાં વાડીમાં કામ કરતો. બીજા વર્ષે ટસ્કેજી સંસ્થામાં દાખલ થવાની ઇચ્છાથી અને તેટલી કરકસર કરી મારા નાનાભાઈની સહાયથી કુટુંબનો ખર્ચ કાઢતાં હું ૮૫ ડોલર બચાવી શક્યો.

મારા જીવનમાં આ દિવસો રમણીય અને સુખી હતા. ૧૮૮૫ ના સપ્ટેમ્બરમાં હું ટસ્કેજીમાં 'મેટ્રીક્યુલેશન' (અંગ્રેજી સાતમું ધોરણ) ની અધરી પરીક્ષામાં ઉત્તીર્ણ થયો અને શિક્ષણાનુભવ શાળાના પ્રથમ વર્ગમાં દાખલ થયો પણ હજી મારે ઘરડાં માબાપની સંભાળ રાખવાની હતી. એ મારી પવિત્ર ફરજ હતી અને મારી આવકના પ્રમાણમાં તેમને બને તેટલી સગવડ કરી આપવાની હતી. ૨૨–૯–૮૫ ના દિવસે એવો ખર્ચ કર્યા પછી ૮૫] ડોલરમાંથી મારી પાસે ૧૪ાા ડોલર રહ્યા. તેમાંથી મેં ફી અને જમણખર્ચ આપ્યાં.

શાળાના અધિકારીઓએ મને આખા અધ્યયનકાળ સુધી આદર્શ ક્ષેત્રમાં કામ કરવા દીધું. તા. ૨૬ મી મેએ જ્યારે શાળા બંધ થઈ ત્યારે મારી પાસે બર્મીંગ્હામ અને ત્યાંથી પ્રાટ શહેરમાં જવા માટે આગગાડીનું ભાડું હતું. ત્યાં કોલસાની ખાણોમાં હું કામ કરતો. ત્યાં મને ગીર્તઓમાં દર મહિને પગાર મળતો. આ ચળકતા સોનાના સિક્કાથી હું લોભાઈ ગયો. ચાર વર્ષ સુધી ઉન્હાળામાં હું ત્યાં જતો અને મારાં માબાપ માટે તથા મારા શાળાના ખર્ચ માટે પૈસા પેદા

કરતો. હું પ્રાટ શહેરમાં ભઠ્ઠીમાં, આગગાડીના પાટા ઉપર અવર્ણ્નીય દુઃખ વેઠીને કામ કરતો હતો પણ તેથી મને પૈસા મળતા. ૧૮૮૮ નું વર્ષ નબળું પડ્યુ હતું છતાં જ્યારે શાળામાં દાખલ થવા પ્રાટમાંથી નિકળ્યો ત્યારે મારી પાસે ૨૦૦ ડોલર હતા.

૩૦-૫-૧૮૮૯ ના રોજ મારા જીવનમાં એક રમણીય પ્રસંગ બન્યો. હું ટસ્કેજીમાથી પદવીધર તરીકે નિકળ્યો. આ બનાવથી મને સાભિમાન સુખ થયું.

ટસ્કેજીના પદવીધર તરીકે મને એટલો બધો આનંદ થયો કે હવે પછીની મારી જોખમદારી હું ભૂલી ગયો. પણ જ્યારે મેં ફરીને વિચાર કર્યો ત્યારે મને લાગ્યુ કે હવે આવતે વર્ષે મને સારી શિખામણ આપનાર શિક્ષકો, વ્હાલા સહાધ્યાયીઓ અને મિત્રો મળશે નહિ. અમારા આદર્શ વાક્યનું મને યથાર્થ જ્ઞાન તે વખતે થયું. "સમાપ્તિ એ જ પ્રારંભ છે."

ટસ્કેજીમાં અભ્યાસ તો પૂરો કર્યો પણ દુનિયામાં કાર્ય અને જીવન શરૂ કરવાનો સમય હમણાં જ થયો છે અને પુંજીમાં માત્ર આત્મશ્રદ્ધા જ છે.

પ્રાટ જેવું બીજું આકર્ષક કાર્યક્ષેત્ર નહિ હોવાથી હું ત્યાં ગયો. તા. ૬-૬-૧૮૮૯ ના રોજ હું ગાડીમાથી ત્યાં ઉતર્યો. અને મિત્રો તથા સગાંવહાલાને મળી થોડા દિવસ ગાળ્યા. પછી કોલસો ખોદવા માટે પરવાનગીની ચીઠ્ઠી મેળવવા માટે હું ગયો. મે પ્રથમ ત્યાં કામ કરેલું હોવાથી મને તરત પરવાનગી મળી. ઉન્હાળામાં થોડા માસ પ્રથમની પેઠે ફનેહમંદ કામ કરી મેં મારી આર્થિક સ્થિતિ સુધારી. મારાં માબાપ, વિધવા બહેન અને બીજાં ૭ નાનાં છોકરાંઓને ટસ્કેજીથી પ્રાટમા સદાને માટે રહેવા બોલાવી લીધાં.

આ જ વર્ષમાં પ્રાટ શહેર માટે સ્વતંત્ર શાળા ખોલવાનું ધારાસભાએ મંજુર કર્યું હતુ અને મને મુખ્યશિક્ષકની જગ્યા મળી.

શિક્ષક તરીકે આ મારું કામ પહેલું હતું. મેં તનમનથી એ કામ કરવા માંડ્યું અને ટસ્કેજીના શિક્ષકોએ શિખવેલા ઉત્સાહ અને પરમાર્થના પાઠો હું વિસરી ગયો નહોતો.

ત્યાંના કેળવણીમંડળને મારા કામથી એટલો બધો સંતોષ થયો કે મારો થોડા જ વખતમાં ૧૧૦) ડોલરનો માસિક પગાર કરી આપ્યો. આવો પગાર અસાધારણ ગણાય છે. પણ આ શહેર ખાણોને લીધે તવંગર છે અને લોકો–કાળા અને ગોરા–બીજા ભાગના લોકો કરતાં ઘણું કમાય છે. હુ દર વર્ષે ૮ થી ૯ માસ શાળામાં કામ કરતો અને બાકીના ત્રણ ચાર માસ ખાણમાં કામ કરતો. આ પ્રમાણે મેં ચાર વર્ષ કામ કર્યું.

મારી તબીઅત એટલી બધી લથડી ગઈ કે મારે શિક્ષકનું કામ છોડવું પડ્યું. મેં પ્રાટમાં એક ઘર વેચાતું ગખ્યું. મારાં માબાપને ત્યાં મૂકી હવાફેર સારૂ હું 'મીલ્વડેલ'માં ગયો. હું દર પખવાડીએ કે મહિને મારા માબાપની ખબર લેવા આવતો. ઘરનો ખર્ચ માસિક ૬૦ ડોલરનો આવતો. હું 'સ્ટાન્ડર્ડ કોલ કંપની'માં કામ કરતો હતો અને ત્યાં ૧૫ માસ રહ્યા પછી મારી પાસે ૧૦૦૦) ડોલર જમા થયા. એટલી પુંજી કરવાની મારી લાંબા વખતની ઇચ્છા હમણાં સફળ થઈ.

'આ વખતે મારી માતાને સખ્ત તાવ આવતો હતો અને ત્રણ માસ સુધી તે મચારીવશ રહી સ્વર્ગવાસી થઈ. અમારા કુટુંબમાં ગમગીની છવાઈ રહી. હું પાછો 'મીલ્વડેલ' આવ્યો અને મારૂં કામ પુનઃ શરૂ કર્યું. બે વર્ષ પછી મારી પાસે ૧૪૬૦ ડોલર થયા. મારો વિચાર ઔષધકરણવિદ્યા શિખવાનો હતો. તા ૧૫–૧૦–૯૯ના રોજ જેકસવીલેના 'મેહારી' નામના વૈદકીય મહાવિદ્યાલયમાં હું દાખલ થયો. આ સંસ્થાનો અધિકારી મનુષ્યોના રાજા અને કાળા લોકના વૈદ્યોનો પિતા ડા. જ્યોર્જ ડબ્લ્યુ હબર્ડ હતો. મેં મારો અભ્યાસક્રમ

તા. ૪-૨-૯૬ ના રોજ પૂરો કર્યો અને ૯૪<sup></sup> ટકા ગુણ મેળવી પ્રથમ પદવીએ ઉત્તીર્ણ થયો.

ટસ્કેજીના મારા ઘણા સહાધ્યાયીઓ ત્યાં હતા અને તેઓ હાલ જે તે સ્થળે સારા વૈદ્ય તરીકે પ્રસિદ્ધ થયા છે. ટસ્કેજીમાં અમે લીધેલી કેળવણીનું સ્મરણ અમને ત્યાં નિત્ય થતુ અને ત્યાંના હુ'પપટ ઉપર પડેલાં નહિ ભૂલાય એવાં ચિત્રો ખડાં થતા ટસ્કેજીની કેળવણી-પદ્ધતિ અને અન્ય દેશોના વિદ્યાલયોની કેળવણીપદ્ધતિ સરખાવવાની અમને તક મળતી. મેહારીમાં સર્વ મહાવિદ્યાલયોના કાળા લોકનો વિદ્વાનવર્ગ ભેગો થાય છે. તેમાં કેટલાક પ્રસિદ્ધ અંગ્રેજ લોકના મહાવિદ્યાલયોનો પણ સમાવેશ થાય છે. છતાં તપાસ કરતા ટસ્કેજીનો વિદ્યાર્થી જ્યાં ત્યાં સૌથી ઉત્તમ ગણાય છે ટસ્કેજીમા મોટામાં મોટો પાઠ અમે "શી રીતે શિખવું" તે શિખ્યા છીએ.

મેહારીના પહેલા વર્ષ પછી હુ બર્મીંગહામમાં આવ્યો અને ડા. એ. એમ બ્રાઉન અને જે. બી. કાઈ સાથે વાતચિત કરી ત્યાં ઔષધકરણની દુકાન કાઢવાનું નક્કી કર્યું.

તા. ૯-૫-૯૫ ના રોજ અમે "પીપલ્સ ડ્રગ કંપની" કાઢી. મારી પાસે જે પૈસા હતા તે તેમાં રેકી દીધા દુકાન સારી ચાલવા માડી એટલે હુ 'સ્ટાન્ડર્ડ કોલ કંપની'મા આવ્યો અને ૫૦૦) ડોલર વસંત અને ગ્રીષ્મમા મેળવી શકયો

શરદમાં પાછો મેહારી ગયો. અમારો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો મારા ભાગના નફાના પૈસા મારી ગેરહાજરીમા માના કુટુ મ તરફ પરભાર્યા મોકલી આપવાની ગોઠવણ મેં કરી રાખી હતી મેહારીમાં રહેવામાં મને ઘણો આનંદ થયો. મને ઔષધકરણ ખાતાના અધિકારી ડા. ડબલ્યુ એમ. સેરીયરના મદદનીશની માનવંતી જગા મળી.

જ્યારે મારો અભ્યાસ કરી હુ પાછો આલાબામામાં આવ્યો ત્યારે રાજ્યની ઠરેલી પરીક્ષામાં ઉત્તીર્ણ થયો અને ઔષધકરણ માટે

મને પરવાનો મળ્યો. જે જગ્યાએથી મને વધુ અભ્યાસ કરવાની ઈચ્છા થઈ હતી તે જગ્યાએ સેલ્મામાં ધંધો કરવાનું મેં નક્કી કર્યું. 'પીપલ્સ ડ્રગ કંપની'માંનો મારો ભાગ ખોટ ખાઈને મે વ્હેંચી દીધો અને નવી પેઢી કાઢવાની યોજના ઘડી ધંધામાં ફત્તેહમંદ થવા માટે બર્મીંગ્હામના નામીચા નાગરિકોનો મે તેમાં ભાગ રાખ્યો.

સખ્ત મહેનત કરી ધંધામાં મેં ફત્તેહ મેળવી, ધીમે ધીમે ભાગીદારોના ભાગ મેં ખરીદી લીધા અને પ્રસિદ્ધ વૈદ્યરાજ ડૉ. જ્યોર્જ એચ. વીલ્કરસનને ભાગીદાર બનાવ્યા. જરૂર પડી તેમ બીજા એક ઔષધકારને ભાગમાં રાખ્યો. થોડા વખત પછી ડૉ. વીલ્કરસનને પોતાના ગામમાં જવાની જરૂર પડી. મેં તેમનો ભાગ ખરીદી લીધો અને પેઢીનું નામ 'યુનીયન ડ્રગ સ્ટોર' પાડ્યું. અત્યાર સુધી મારી દુકાન એક માળના ઘરમાં દક્ષિણમાં ૨૦ મી ગલીમાં હતી. પણ પાછળથી ૧૮ મી ગલીમાં બે માળનું મકાન રાખી મેં દુકાન ત્યાં કરી છે.

ઔષધિશાસ્ત્રમાં પ્રમાણપત્ર મેળવ્યાં પછી મેં જીવનમિત્ર શોધી કાઢ્યો. કુમારી પર્લ. એલ. સ્ટ્રૉથીજ બર્મીંગ્હામમાં પોતાના ભાઈ સાથે રહેવા આવી હતી અને તેની સાથે મેં લગ્ન કર્યું. તેનો ભાઈ હાલ.કાળા લોકની મોટામાં મોટી વિમો ઉતારનારી મંડળીનો મંત્રી અને વહિવટકર્તા છે. લગ્ન પછી મારા કુટુંબમાં બે પુત્રી અને એક પુત્રનો ઉમેરો થયો છે.

મારા જીવનમાં હું જે કાંઈ સારૂં કરી શક્યો હોઈશ અગર કરી શકીશ તે ટસ્કેજીની કેળવણીને અને તે સંસ્થાના સ્થાપક અને મુખ્ય શિક્ષક ડૉ. બુકર ટી. વૉશિંગ્ટનના અંગત સંભાળ અને શિક્ષણને આભારી છે. તેમણે અને અન્ય શિક્ષકમંડળે કરેલા ઉપદેશ પ્રમાણે ત્યારથી આજ સુધી હું વર્તતો આવ્યો છું. "જો રસ્તો નહિ જડી શકે તો નવો કરવો" આ આદર્શવાક્ય હું ત્યાં શિખ્યો છું. જો હું એમ કહું કે થોડા પ્રમાણમાં મેં તેમ કર્યું છે તો અવિવેક નહિ ગણાય.

પ્રકરણ ૨૩ મુ

# યાંત્રિક ઉદ્યોગોના એક કામદારની આત્મકથા

## ( જેમ્સ એમ. કેન્ટી )

મારો જન્મ તા ૨૩-૧૨-૬૩ ના રોજ 'મેરીયેટા'માં થયો હતો. મારાં માબાપ ગુલામ હતા. બે ભાઈઓ અને ત્રણ બહેનોમાં હું સૌથી મોટો હતો. ૧૮૯૫ની શરદઋતુમાં મારા પિતા ગુજરી ગયા ત્યારથી માતાની સંભાળ મારે રાખવી પડે છે. તે હજી 'મેરીયેટા'માં જ રહે છે. તે ગામની એકંદર વસ્તી ૪૦૦૦ માણસની છે.

નાની વયે હું મારા ગામની સાર્વજનિક શાળામાં દાખલ થયો હતો. પણ મારા પિતાએ મને કામ કરવા મૂક્યો અને હું અજ્ઞાન રહ્યો. તે સુતારનું, ખાટકીનું અને લુહારનું કામ સારીરીતે કરતા હતા અને ઘણા વર્ષ સુધી માંસ વેચતા હતા ૧૬ વર્ષની વયે હું ખાટકીનું મુખ્ય કામ કરતો હતો. થોડા વર્ષ પછી જ્યારે મારા પિતાને મજુરોના મુકાદમની જગ્યાએ નિમ્યા ત્યારે હું મજુરી કરતો હતો. જ્યારે તેમણે તે કામ છોડી ખેતીનું કામ હાથ ઉપર લીધું ત્યારે મેં પણ મારૂં કામ બદલ્યું. સામાન્યતઃ એક ધંધો છોડી બીજો ધંધો કરવામાં આવતો પણ તેથી માનસિક કેળવણીનો કે ભવિષ્યનો વિચાર બિલકુલ કરવામાં આવતો નહિ. કેટલાક છોકરાઓએ આત્મસુધારણા માટે એક રાત્રિશાળા કાઢવાનો નિશ્ચય કર્યો અને તેમાં હું જોડાયો.

એટલામાં મારા પિતાની સમતિથી અને મારા આનંદથી હું એક ગાડી બનાવવાના કારખાનામાં રહ્યો. તે વખતે ટસ્કેજી સસ્થામાં અભ્યાસ કરતી એક કન્યા તરફથી મારા ઉપર એક વર્તમાનપત્ર અને પત્ર આવ્યા. વર્તમાનપત્રના લેખમા સસ્થાના મકાનો, શિક્ષકો અને વિદ્યાર્થીઓનું સારૂ વર્ણન કરેલુ હતુ આ કન્યા અમારા ગામની હતી, અને તેણે પત્રમાં લખ્યુ હતું કે વોશિંગ્ટનને મેં તમારા વિષે વાત કરી છે અને જો તમે આવશો તો તમને કેળવણી લેવાની તક મળશે. આ લેખ અને પત્રથી મારા મન ઉપર સારી અસર થઈ હતી.

મારા પિતાને તે સંબંધમાં પૂછતાં તેમણે કહ્યું કે ' ત્યાં જવાની જરૂર નથી. અહિં રહ્યા અભ્યાસ અને ધધો બન્ને થઈ શકે છે. હું એકે દિવસે નિશાળે ગયો નથી ' છતાં મને ખબર હતી કે મારા પિતા લખી વાચી શકતા અને હિસાબી કામ પણ થોડુ કરી શકતા. જ્યોર્જીઆની ધારાસભામાં થોડા મત માટે સભાસદ તરીકે જતાં જતાં તે રહી ગયા હતા. તેમની શિખામણ વિરૂદ્ધ મેં ટસ્કેજી જવાનું નક્કી કર્યું. હાલની સ્થિતિ જોતાં તે વખતનો મારો નિશ્ચય મારા સારા માટે જ થયો હતો એમ કહી શકાય.

મારા શેઠને એક પખવાડીયાની સૂચના આપી મેં ટસ્કેજી જવાની તૈયારી કરવા માંડી. ઢીલ કરવાથી કંઈ વિઘ્ન આવે અને મારૂં જવાનું બધ પડે અગર મારો વિચાર મોળો થાય તેથી મેં આટલાંટાની ટિકિટ લીધી ને ગાડીમાં બેઠો. ત્યાં આવી બીજે દિવસે સવારે સ્ટેશન ઉપર ગયો અને ટસ્કેજીની ટિકિટ માગી. કારકુને મને જવાબ આપ્યો કે ટસ્કેજીનું નામ અમારી માર્ગોપદેશિકામાં નથી. મને લાગ્યું કે ટસ્કેજી એ કાલ્પનિક સ્થળ હશે.

હું ફરી પાછો સ્ટેશન ઉપર ગયો. તેણે નકશા જોયા અને ટસ્કેજી શોધી કાઢયું પણ કહ્યુ કે ત્યા રેલ્વે નથી તેથી ' ચિહો 'ની ટિકિટ લઈ જાઓ. મેં ટિકિટ લીધી અને પૂછ્યુ કે ત્યાંથી ટસ્કેજી

કેવી રીતે જવાય છે. તેણે તે બાબતમાં પોતાનું અજ્ઞાન જણાવ્યું. હું ' ચિહો ' પહોંચ્યો અને એક વરાળયંત્ર અને એક ડબ્બાની ગાડીમાં બેસી હું ટસ્કેજી ગયો. રેલ્વેનો રસ્તો સાંકડા માપનો હતો. હું ત્રણ જ વાર પાસેના પ્રગણામાં ફર્યો હતો તેથી દુનિયામાં નવી વસ્તુઓ જોઈ મને નવાઈ લાગે તે સ્વાભાવિક હતું.

૧૮૮૬ ના માર્ચ માસમાં ટસ્કેજી તરફ જતાં મેં દૂરથી ટસ્કેજી સંસ્થાનાં દર્શન કર્યાં. એ સંસ્થાએ દક્ષિણના કાળા લોકની ઉન્નતિ માટે જેટલી મહેનત કરી છે તેટલી મહેનત બીજી કોઈ શક્તિએ કરી નથી. હું આઠ વાગે ત્યાં આવ્યો અને શાળાની સેનાના નાયકની ઓરડી પાસેની ઓરડીમાં બેઠો.

અર્ધા કલાક સુધી હું ઓરડીમાં એકલો જ રહ્યો કારણ કે વિદ્યાર્થીઓ પ્રાર્થના કરવામાં રોકાયા હતા. બીજી શાળાઓની માફક અહિં પ્રાર્થના સવારે નહિ કરતાં રાત્રે કરવામાં આવે છે. તેનું કારણ એ છે કે અહિં દિવસની અને રાત્રિની બે શાળાની પદ્ધતિ છે એટલે રાત્રિશાળાનું કામ થઈ રહ્યા પછી બધા વિદ્યાર્થીઓ ભેગા થઈ શકે છે.

હું એકલો બેસી ઘરનો અને ભૂતભવિષ્યનો વિચાર કરતો હતો. ખીસ્સામાંથી નોંધપોથી કાઢી અને પૈસા ગણ્યા તો છા ડોલર નિકળ્યા. તેથી એક પાઈ પણ વધારે નહોતી અને અત્યાર સુધી હું માત્ર તેટલી જ રકમ બચાવી શકયો તે જ્ઞાન થતાં મને ઘણું દુઃખ થયું.

બીજે દિવસે હું મુખ્ય શિક્ષકની કચેરીમાં ગયો. ત્યાંથી મારી પરીક્ષા લેવા મને લઈ ગયા અને હું પાછો ત્યાં આવ્યો. વોશિંગ્ટને મને કહ્યું કે અહિં દરમાસ જમણ ખર્ચના ૮ ડોલર આપવા પડે છે અને ખરીદ કિંમતે પુસ્તકો આપવામાં આવે છે. તેમણે મને વધારામાં જણાવ્યું કે જો તમે રાત્રિશાળામાં દાખલ થશો તો તમારો જમણ-ખર્ચ કાઢતાં થોડી રકમ પણ તમારે નામે જમા કરાવી શકશો. પણ શરત એટલી કે તમારી વર્તણુક અને તમારૂં કામ સર્વ પ્રકારે

સંતોષકારક હોવું જોઈએ. મારી પાસે જે પૈસા હતા તે વડે દિવસની શાળામાં દાખલ થવાય તેમ નહોતું. તેથી રાત્રિશાળાના વિદ્યાર્થી તરીકે હું સાતમા ધોરણની પરીક્ષામાં ઉત્તીર્ણ થયો. લુહારી કામના વર્ગમાં જન્મ્યા હોવાથી મારે એ ઉદ્યોગમાં કામ કરવું પડતું.

હું દરરોજ દશ કલાક લુહારી કામ કરતો અને રાત્રે છતમાં ટાંગેલા દીવાઓ નીચે બેસી ૨॥ કલાક અભ્યાસ કરતો. આલાબામામાં તાપનું પ્રમાણ જોતાં આટલા બધા વખત સુધી કામ કરવું સહેલું નહોતું છતાં સેંકડો વિદ્યાર્થીઓ તે પ્રમાણે કરે છે. પહેલાના તેલના દીવાને બદલે હાલ વીજળીના દીવા થયા છે. સામાનમાં પીપ ને પેટીને બદલે હાલનો નવી ઢબનો સામાન આવ્યો છે. દિવસના વિદ્યાર્થીઓ દર અઠવાડિયે એક દિવસ અને દર બીજા શનિવારે કામ કરતા. હું પાંચ વર્ષ સુધી અહિં રહ્યો.

દિવસની શાળામાં દાખલ થયા પછી ફાજલ દિવસોએ તો હું કામ કરતો જ હતો પણ જ્યારે જ્યારે મને વખત મળતો ત્યારે ત્યારે કામ કરતો. ટસ્કેજીમાં મારા પાંચ વર્ષના જીવનમાં માત્ર ત્રણ જ શનિવારે મેં કામ કર્યું નહોતું.

ટસ્કેજીમાં થોડો વખત રહ્યો. એટલે એક અવર્ણનીય શક્તિનું પ્રાબલ્ય મારા ઉપર અસર કરતું જોવામાં આવ્યું. જે લોકો શાળામાં આવ્યા છે તેમને આ શક્તિની ખબર છે અને એને ' ટસ્કેજીનો પ્રાણ ' કહે છે. માણસાઈના ગુણવાળા દરેક વિદ્યાર્થી ઉપર એ શક્તિની અસર અવશ્ય થાય છે. ટસ્કેજીમાં વિદ્યાર્થી એકદમ સુધરી જતો નથી તેમ એક જ તત્ત્વથી એ સુધારણા થતી નથી. જેની છૂટી છૂટી કિંમત નજીવી ગણાય પણ એકંદર સામટી કિંમત અમૂલ્ય લેખાય એવી નાની નાની વસ્તુઓનું તે પરિણામ છે.

ટસ્કેજીમાં નાની વસ્તુઓ ઉપર ખાસ ધ્યાન આપવામાં છે. મને કહેતાં દિલગીરી ઉપજે છે કે શયનગૃહમાંથી અને

જતાં માથે ટોપી રાખીને જવાની મને ટેવ હતી. એ વાત ઉપર એક શિક્ષિકાએ મારું ધ્યાન ખેંચ્યું. એક દિવસ મારી પાસેથી જતાં તેણે કહ્યું, 'કેન્ટી, સભાગૃહમાંથી જતી વેળાએ માથે ટોપી ગખી તમને જવાની ટેવ છે એ આદત બહુ ખરાબ છે.' ટસ્કેજી આવ્યો ત્યાં સુધી રાત્રે પહેરવાનું ખમીશ મેં જોયું નહોતું. પણ મારા મન ઉપર એ વાત ઠસાવવામાં આવી હતી કે રાત્રિનો પહેરવેશ જુદો રાખવો એ સ્વચ્છતાની અને સુધારાની નિશાની છે. જો કોઈ જગ્યાએ સ્વચ્છતાને ઈશ્વરનો પ્રથમ નિયમ માનવામાં આવતો હોય તો તે ટસ્કેજીમાં જ છે.

એક દિવસે વેશિંગ્ટને મને તેમની કચેરીમાં બોલાવ્યો. સદેશો સાંભળી ભયથી મારું શરીર કાંપવા લાગ્યું. મને આવ્યાને માત્ર ત્રણ ચાર અઠવાડિયાં થયાં હતાં. મને બ્હીક હતી કે વખતે મેં કોઈ કાયદાનું ઉલ્લંઘન તો કર્યું નહિ હોય. વેશિંગ્ટન એવા ઉલ્લંઘન માટે સખ્ત સજા કરવા અગર ખાસ જરૂરી કામ માટે વાતચિત કરવા સિવાય કોઈને પોતાની કચેરીમાં બોલાવતા નહોતા.

જ્યારે હું કચેરીમા ગયો ત્યારે મારા ગામના બે ત્રણ લાયક તરૂણ માણસોને કેળવણી લેવા માટે અહિં બોલાવવાનું કહ્યુ. થોડા દિવસ પછી મને એક માણસ તરફથી જવાબ મળ્યો. તે દિવસે હું તેમની કચેરી તરફ જતો હતો એટલામાં મને તે સામા મળ્યા. મેં તેમને રસ્તામાં જણાવ્યું કે એક પત્ર આવ્યો છે. એટલામાં તેમણે વચમાં મને બોલતો અટકાવી કહ્યું કે મને કચેરીમાં મળો. તે એક જ ભાષણથી કામકાજની જે રીતભાત હું શિખ્યો તે આખા લેખથી શિખી શકત નહિ.

એક દિવસે મેં જોરથી બારણું ઢાંક્યું. તે એક શિક્ષકના જોવામાં આવ્યું. તેણે આવી બારણું ધીમેથી ખોલ્યા સિવાય ઉઘાડયું ને ઢાકયું. ત્યારથી હું બારણું ધીમેથી જ ઉઘાડતા અને ઢાકતાં શિખ્યો છું. નાની નાની વાતોમાથી જ ચારિત્ર ઘડાય છે. અહિં

જ ટસ્કેજીનો પ્રાણ વિદ્યાર્થીઓમાં પ્રવેશ કરે છે. જો ત્યાંના શિક્ષકો અને અમલદારો તે શક્તિના મૂર્તિમંત સ્વરૂપ નહિ હોત તો એટલી-બધી અસર વિદ્યાર્થીઓ ઉપર થાત નહિ કારણ કે અહિં તેમ સર્વત્ર કહેવા કરતાં કરવું ઘણું સારૂં છે.

દરેક સંસ્થાને પોતપોતાની વ્યવસ્થા સંબંધી વિશિષ્ટ પદ્ધતિઓ હોય છે. તે પદ્ધતિ સિદ્ધ કરવા માટે દરેક શિક્ષક અને અમલદારે તે પ્રમાણે વર્તન રાખવું જોઈએ. અહિં દરેક શિક્ષકની ભિન્નભિન્ન વ્યક્તિત્વની અસર વિદ્યાર્થી ઉપર થોડા કે ઘણા પ્રમાણમાં થાય છે અને તેથી સંસ્થાની પદ્ધતિ મજબૂત થાય છે. તે વખતે ૩૦ કરતાં વધારે શિક્ષકો હતા અને તેમની છાયા મારા ઉપર પડી હતી. પણ તેમાંના કેટલાકની તો મારા ઉપર ઘણી અસર થઈ છે.

ડબલ્યુ. ડી. વીલ્સન શાંત હતા પણ નિયમભંગ માટે બહુ સખ્ત શાસન કરતા હતા. સંસ્થાના કોશાધિકારી, વોરન લૉગન પૈસાની કિંમત બહુ સારી રીતે શિખવતા હતા. ગમે તેટલું દુઃખ વેઠતાં પણ એમના આનંદી સ્વભાવને લીધે એમના મુખ ઉપર હાસ્ય રમી રહેતું હતું અને તેથી વિદ્યાર્થીઓને પોતાનો બોજો ઘણો હલકો લાગતો. એમ. ટી ડ્રાઇવરની મારા ઉપર મમતાને લીધે હું ગાડી બનાવવાના કામમાં અને લુહારી કામમાં સારો અભ્યાસ કરી શકયો. કુમારી એડેલા એચ. હન્ટ હાલ જે વોરન લોગનની ધર્મપત્ની થઈ છે ને તે વખતે શિક્ષિકા હતી. તેનામાં શિખવવાની એવી અજબ શક્તિ હતી કે તેના શિક્ષણની વિદ્યાર્થીના હૃદયમાં સચોટ અસર થતી. તેવી જ રીતે કુમારી માર્ગરેટ જે. મરેનું પણ શિક્ષણ તેવું જ હતું. હાલ તે બુકર ટી. વોશિંગ્ટનની ધર્મપત્ની થઈ છે. તે દૃઢ મનવાળી અને વિદ્યાર્થીનું મન વશ કરવામાં બહુ હોંશિયાર હતી. જ્યારે તે ટસ્કેજીમાં આવી ત્યારે મારો અભ્યાસ-લગભગ પૂરો થયો હતો.

જે. એચ. વોશિંગ્ટને મને આપેલા પ્રોત્સાહનનો હું-સદાને માટે

આભારી થયો છુ તે વખતે તે ઉદ્યોગખાતાનો અધિકારી હતો અને તે દરેક વિદ્યાર્થીના પરિચયમા આવતો તે સપૂર્ણ ઉત્સાહી અને ગતન કામનો હીમાયતી છે અને વિદ્યાર્થીની થોડી પણ શક્તિને ઘણું ઉત્તેજન આપે છે તે વિદ્યાર્થીને હમેશા આગળ વધવાની તક આપે છે અહિં દર્શાવેલા શિક્ષકો પૈકી એ બાદ કરતા બીજા શિક્ષકોએ શાળા સ્થાપવામાં આગળ પડતો ભાગ લીધો હતો

શુક્ર ટી વેરિંગ્ગન એક મહાન વ્યકિત છે, અને જે વિદ્યાર્થીઓ ત્યા જાય છે તે દરેક ઉપર તેની મહાન વ્યક્તિની છાપ પડે છે વિદ્યાર્થીઓમા 'બી ટી' એ નામ સ્નેહનુ થઈ પડ્યુ છે, અને એમને માટે અવર્ણનીય સ્નેહ અને માનની લાગણી વિદ્યાર્થીઓમા આપે આપ પ્રગટે છે તેમના રવિવાર સાજના પ્રવચનો ખ્રિસ્તી લોકોની પુરાતન સ્થાપનાના એક પ્રકરણ જેવા છે અને તે દરરોજના વ્યવહારમા ઉપયોગી અને ઉત્તેજક છે આવી વાતોમાથી ખ્રિસ્તીધર્મનું ખરૂં તત્ત્વ વિદ્યાર્થીઓ શિખે છે ને સાચુ અને સાદુ જીવન પણ અનુભવે છે આજ વાતોમાથી તે મહાપુરૂષનું ઉદાર હૃદય અને સસ્થાનો મૂળ ઉદ્દેશ સમજાય છે આ વાતો સસ્થાના 'ધી ટસ્કેજી સ્ટુડન્ટ' નામના સાપ્તાહિક વર્તમાનપત્રમા પ્રસિદ્ધ થાય છે અને તે ઉત્સાહ અને રસથી સસ્થાના પહેલાના પદવીધરો વાચે છે

તે વખતે હાલની પેઠે વેરિંગ્ગન ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને માનસધર્મશાસ્ત્ર શિખવતા હતા વિદ્યાર્થી જ્યારે છેક ઉપરના વર્ગમાં જાય ત્યારે જ તેને વેરિંગ્ગનનો ખરો પરિચય થાય છેવટના વર્ગમા જ વિદ્યાર્થી આ મહાન અને માનવ મનુષ્યના હૃદયના ઉદ્ગારો સાભળે છે વેરિંગ્ટનની સસ્થામાથી લાબી મુદતની ગેરહાજરી માટે વિદ્યાર્થીઓ તેમ શિક્ષકો ઘણા દિલગીર થાય છે

પદવી મેળવ્યા પછી શુ કરવુ તે વિચાર શાળામા દાખલ થયા પછી મને તરત આવ્યો હતો મને બેકારી મગજમા ફક્ત ભાગશે એમ લાગતુ

હતું જ્યાં હું મારા ઉદ્યોગનું કામ ખંતથી કર્યાં કરતો છેવટના બે વર્ષ સુધી લુહારી કામ માટે શિક્ષક નહોતો તેથી મારો સાહિત્યનો અભ્યાસ કરતાં જે વખત મને મળતો તેમાં હું તે કામ શિખવતો તે વખતે શિક્ષણક્રમ કે યંત્રો સંબંધી અભ્યાસક્રમ નહોતો તેથી શાળાના યંત્રોની દુરસ્તી વગેરેનું કામ હું કરતો ખેતરની ગાડીઓને, બે માણસને બેસવાની જગ્યાવાળી કમાનવાળી ગાડીને અને ટસ્કેજીમાં બનેલી પહેલી બગીને મેં લોઢાથી જડી હતી કન્યાઓ માટે સ્નાનાગારમાં પહેલવહેલો નળ મારા હાથે મૂકાયો હતો

મારા છેલ્લા વર્ષના મે માસમાં મુખ્ય શિક્ષક વોશિંગ્ટન તરફથી મને ચિઠ્ઠી મળી તે વાંચી મને ઘણું આશ્ચર્ય થયું ચિઠ્ઠીમાં બીજા વર્ષથી રાત્રિશાળામાં અને લુહારી કામની દુકાનમાં અઠવાડિયામાં ત્રણ દિવસ શિખવવાની મારી પાસે માગણી કરી હતી તે મેં સ્વીકારી

પદવીધર થયા પછી ઉન્હાળો મારા વતનમાં ગાળવા માટે હું ગયો પણ ત્યાં થોડો વખત રહ્યો એટલામાં મારા ઉપર ઉદ્યોગ ખાતાના અધિકારી જોન એચ વોશિંગ્ટન તરફથી પત્ર આવ્યો અને તેમાં બીજા જ અઠવાડિયામાં મને ત્યાં જવાનું લખ્યું હતું તે અત્યાર સુધી ઔદ્યોગિક ખાતાના અધિકારી તથા લશ્કરી કવાયતના વર્ગના નાયક હતા પરંતુ ઔદ્યોગિક ખાતાનું કામ ઘણું ઉપયોગી હોવાથી મુખ્ય શિક્ષકે તેને બીજા કામમાંથી મુક્ત થવા કહ્યું હતું અને લુહારી કામ શિખવવાને બદલે હવે મારે નાયકની જગ્યાનો હવાલો લેવાનો હતો

મેં તરતજ શાળા ઉઘડતા પહેલા વિદ્યાર્થીઓની ઓરડીઓ વ્યવસ્થિત કરવા માંડી વિદ્યાર્થી તરીકે પણ મે વર્ષ સુધી નાયકનું કામ મારી પાસે હતું કારણ કે ઔદ્યોગિક ખાતાનું અને નાયકનું કામ એક માણસથી થાય તેમ નહેતું ગણિતશાળાનું અને નાયકનું કામ મે એક વર્ષ કરી જણાવ્યું ઓવ્યું મારા પ્રથમના વિચાર પ્રમાણે

વેપારમાં પડવાનો નિશ્ચય હતો. માગ ધંધામાં જ હું દરરોજ બર્મીંગ્હામમાં બે ડોલર કમાતો હતો.

મારૂં પહેલું લગ્ન ૧૮૯૧ માં કુમારી સરા જે. હેરીસ સાથે થયું હતું. અમે ટસ્કેજીમાં સહાધ્યાયી હતા તેથી અમારૂં દિલ ૫ ણતાં પહેલાં મળી ગયું હતું. માગ કરતાં પહેલાં તેણે ક્રિશ્ચિયન ધર્મ સ્વીકાર્યો હતો અને તેને લીધે મેં પણ તેમ કર્યું હતું. તેની મને ઘણી મદદ હતી અને મારી પહેલી મિલ્કતની ખરીદી તેને જ આભારી છે અમને ત્રણ છોકરાં થયા હતાં તેમાં માત્ર પોર્શિયા નામની કન્યા છવે છે. બીજું લગ્ન ૧૮૯૭ માં કુમારી ફ્લોરેન્સ લોવેરે સાથે થયું તે સ્ટોટર મહાવિદ્યાલયની પદવીધર હતી તેણે મારી અડધી જોખમદારી ઓછી કરી નાંખી છે; અને મારી ફતેહમાં તેનો ઘણો ભાગ છે. આ બીજી સ્ત્રીથી મને ચાર સંતાન થયાં.

ટસ્કેજીમાં ગજીનામું આપી થોડા દિવસ સગાંવહાલાંને મળવામાં ગાળી હું મેરીયેટામાં આવ્યો. મેં ગાડી બનાવવાના કારખાનામાં કામ કરવા માંડયું. તેમાં ઘણો સામાન યંત્રોથી તૈયાર થતો હતો. મારો ઘણો વખત યંત્રોની દુરસ્તીમાં અને છરી બનાવવામાં જતો.

મેરીયેટામાં આવ્યા પછી મારાથી બનતી મદદ હું લોકોને કરું છું. ગામથી બે માઇલ દૂર હું મારા માબાપ સાથે રહું છું. મારા પિતાના ક્ષેત્રમાં જે દેવળ હતું તેની જગ્યા તેમણે આપી હતી. આ દેવળની રવિવારની શાળાના અધિકારી તરીકે મારી પસંદગી થઈ હતી. એ જગ્યાએ લાંબા વખત સુધી મેં કામ કર્યું. રવિવારની શાળા ઉઘાડ્યા પછી મને વિચાર આવ્યો કે જો એક સાહિત્યમંડળ કાઢયુ હોય તો તરુણ ગૃહસ્થોને ઘણો લાભ થાય. અમે દર શુક્રવારે રાત્રે એક સભાસદને ઘેર ભેગા થતા અને કોઈને વધારે ચાલવું પડે નહિ તેટલા માટે વારાફરતી દરેક સભાસદને ઘેર જતા. આમ કરવા

છતાં કેટલાકને ત્રણ ચાર માઈલ ચાલવું પડતું. પરંતુ મંડળના આનંદ અને લાભથી યોગ્ય બદલો મળતો.

એક વર્ષ ઘેર ગયા પછી મને વોશિંગ્ટનનો એક પત્ર મળ્યો. તેમાં વેસ્ટ વર્જીનીયાની સીદી લોકની સંસ્થાના મુખ્ય અધિકારી ઉપર પત્ર લખવા મને ભલામણ કરી હતી. તે પત્ર સાથે તે સંસ્થાના મુખ્ય અધિકારી જે. એડવીન કેમ્પબેલનો પત્ર હતો અને તેમાં વોશિંગ્ટન પાસેથી ટસ્કેજીના એક પદવીધરથી ઔદ્યોગિક ખાતા માટે માગણી કરી હતી તા. ૬-૧-૯૬ ના રોજ હું તે સંસ્થામાં ગયો અને ત્યારથી તે જગ્યા ઉપર છું.

જે. એમ. હીલ મુખ્ય શિક્ષક હતા તેમણે ૧૮૯૮ ના ઉન્હાળામાં રાજીનામુ આપી સંયુક્ત રાજ્યોના સ્વેચ્છા સૈનિકોનું નાયબ સેનાપતિત્વ સ્વીકાર્યું. તા. ૨૧-૯ ૧૮૯૮ ના રોજ એક હેનરીની મુખ્ય શિક્ષકની જગાએ નિમણુંક થઈ. વચ્ચેની મુદતમાં કાર્યવાહી-મંડળે તે જગાએ મને મૂક્યો હતો.

૧૮૯૮ ની શરદઋતુ સુધી મારે ઘણા જુદાં જુદાં કામો સંભાળવાનાં હતાં કારણ કે ઔદ્યોગિક ખાતાનું સઘળું કામ મારી પાસે હતું. હું લુહારી કામ, સુતારી કામ અને યંત્રશાસ્ત્રાનુરૂપ ચિત્રકામ શિખવતો હતો તે ઉપરાંત સંસ્થામાં ગટર કામ મેં જ કર્યું હતું. અને સંસ્થાના કેટલાંક મકાનોમાં ગરમી પેદા કરવાનું સાહિત્ય પણ મેં જ તૈયાર કર્યું હતું. ૧૮૯૪ માં કેટલોક સમય મારે સાહિત્ય પણ શિખવવું પડયું હતું. હાલ મારૂં કામ યાંત્રિક ઉદ્યોગો અને તે સંબંધી ચિત્રકામ શિખવવાનું છે.

સંસ્થામાં પ્રથમ ત્રણ શિક્ષકો અને ૨૦ વિદ્યાર્થીઓ હતા. હાલ ૧૮ શિક્ષકો અને ૧૮૭ વિદ્યાર્થીઓ છે. અમે લુહારી કામ, સુતારી કામ, છાપકામ, કડીયા કામ ગાડી બનાવવાનું કામ અને યંત્ર સંબંધી ચિત્રકામ શિખવીએ છીએ. આ ઉદ્યોગો માટે 'એ. બી, વાઇટટ્રેડસ

બિલ્ડીંગ' નામનું મકાન છે, તેનો એકંદર ખર્ચ ૩૫૦૦૦ ડોલર થયો હતો.

મેં પ્રથમ કહ્યું છે તે ભાર દઈને પુનઃ ઉપસંહારમાં કહું છું કે મેં જે કાંઈ સિદ્ધિ મેળવી છે તે સઘળી ટસ્કેજીને આભારી છે. જીવનમાં પ્રારબ્ધવશાત્ સિદ્ધિ મેળવનાર તરીકે મારે ગણાવું નથી. મેં તો દરેક વિઘ્ન અને દુઃખ સામે ખંતથી લઢાઈ કરી ફત્તેહ મેળવી છે. ટસ્કેજી એ જ વાત ઘણો ભાર દઈને શિખવે છે. મુખ્ય શિક્ષક વોશિંગ્ટને અમને શિખવ્યું છે કે પોતીકી મિલ્કત કરવી અને બેંકમાં ખાતુ ઉઘાડવું, તે પ્રમાણે મારી પાસે શાળાની નજીકમાં ૧૦૦ એકર જમીન છે. મારી પહેલાની મિલ્કતમાં એક એકર જમીન અને સાત ઓરડીનું ઘર છે, અને દર વર્ષે ટસ્કેજીમાં ૧૦) ડોલર ભરતાં આનંદ થાય છે, જો કે તેટલાથી હું તેનો પૂરેપૂરો બદલો વાળી શકું તેમ નથી.

પ્રકરણ ૧૬ મું

## સીદી કોમના એક ઉદ્ધારકની આત્મકથા

### ( રસેલ સી. કેલહોન )

મારી પાસે મારા જીવનના પ્રસંગોની નોંધની માગણી થઈ છે. ખાસ કરીને ટસ્કેજીમાં મારા જીવન સંબંધી હકીકત અને તે છોડયા પછી મેં, જે જે કામો કર્યા હોય તે હકીકત મારે આપવાની છે. મારા જીવનમાં ઘણા પ્રસંગો બન્યા છે. પણ માગણી પ્રમાણે લેખરૂપે લખવાનું કામ કઠિન છે કારણ કે મને એવો ખ્યાલ નહોતો કે મારે તેમનુ સ્મરણ કરી લખી આપવા પડશે.

મારા કુલ સંબંધી જ્ઞાનમાં હું માત્ર મારા માતામહને ઓળખું છું. તેમનું લોહી પોણા ભાગનું સીદી હતું. હું સાતેક વર્ષનો થયો ત્યારથી તેમને ઓળખું છું. મારી માતાને ઘણાં છોકરાં હતાં અને તે બધાની સંભાળ રાખી શકે તેમ નહોતું. તેથી મને અને મારા કરતાં ૧½ વર્ષ નાના ભાઈને માતામહને ત્યાં મૂકયા હતા.

અમે જ્યારે ત્યાં રહેવા ગયા ત્યારે મારા માતામહની ઉમ્મર ૭૫ વર્ષની હતી અને તે કામ કરવાને અશક્ત હતા. તેમને નિરાધાર–ગૃહમાંથી ના મણ લોટ, ૨ાા શેર માંસ, ૧ શેર કોફી, ૧ શેર ગોળ, અને મહિનામાં એક વાર ૨૫ સેન્ટની કિંમતનો મેંદો મળતો. આ ઉપરાંત મારી માતામહી જે કામ કરી લાવતી તેના વડે અમારૂં બધાનું પોષણ થતું.

મારા જન્મ સંબંધી કાંઈ નોંધ નથી. મારી માતા ગુલામ હતી, તે હું જાણું છું. ગુલામગીરીના અંતના કાળને લીધે મારી જન્મતિથિ નક્કી થઈ શકે તેમ છે. મેં મારી માતાને મારી જન્મતિથિ સંબંધી પ્રશ્નો પૂછેલા ત્યારે તેણે મને કહેલું કે તારો જન્મ નાતાલ પછી જાન્યુઆરી માસમાં ગુલામગીરીના અંત પછી ત્રીજા વર્ષે થયો હતો.

મારી માતાને ૧૨ છોકરાં હતાં. હું આઠમો અને ગુલામગીરીના અંત પછી જન્મેલા બાળકોમાં બીજો હતો. અમે બધા 'જેસપર'-પ્રગણાના પોલ્ડીંગ શહેરમાં એક ઓરડીવાળા મલિન ઘરમાં જન્મ્યા હતા. મારી માતા તેના શેઠની રસોઈનું કામ તથા વાડીમાં કામ કરતી હતી. તેના ઘરનું દૂઝણાનું તથા ધોબીનું કામ પણ તે કરતી હતી.

૧૮૯૬માં ટસ્કેજીમાંથી પદવી મેળવ્યા પછી હું મારા વતનમાં પાછો આવ્યો, મારે ત્યાં જવાનું પ્રયોજન મારી વૃદ્ધ માતાને સારી સગવડવાળા ઘરમાં લાવવાનું હતું. તે ઘણી માંદી હતી અને ફ્લોરીડા પહોંચ્યા પછી તે તરત ગુજરી ગઈ. મારો જન્મ જે ઘરમાં થયો હતો તેનું મેં માપ કાઢ્યું તો તે ૯ ફુટ પહોળું, ૧૭ ફુટ લાંબુ અને ૭ ફુટ ઉંચું માલમ પડ્યું. તેમાં બારીનું નામ નહોતું અને એક બારણું અને માટીનું એક ધુમાડીઉં હતાં. ઘરના સામાનમાં એક ખુરશી, એક ટિપોઈ, એક મેજ અને એક ખુણામાં મારી માતાની પથારી હતાં. થાંભલા અને દિવાલ વચ્ચે બે લાકડાનાં પાટીઆં ખીલા વડે જડી સજ્જડ કર્યાં હતાં, અને તેના ઉપર પથારી હતી. છોકરાંઓ માટે પણ પથારી તેવી જ રીતે થતી. પથારીમાં ઘણેભાગે અમે પહેરવાનાં કપડાં પાથરતા હતા. બહાર એક લાંબી પાટ હતી અને તે આવ્યા ગયા માટે રાખી હતી.

એક દિવસે માર્ચ માસમાં ઈસ્ટરના તહેવારના દિવસે એક વિચિત્ર પ્રસંગ અમારા ગૃહજીવનમાં બન્યો. છોકરાંઓ બેઠાં બેઠાં વાટકી અને લોટી લઈ નાસ્તો કરતાં હતાં એટલામાં એક મોટા કાળા

જે ડાક્ટર કૅાર્ટન વિષે મેં આગળ કહ્યું છે તે જ્યારે મારી ઉમ્મર ૧૦ વર્ષની થઈ ત્યારે મારા માતામહ પાસે આવ્યો અને તેના કોઠારમાં અનાજ ભરાતું હતું તેના ઉપર દેખરેખ રાખવા એક છોકરાની માગણી કરી. તેમાં મારી પસંદગી થઈ. આ પ્રમાણે જાતે કમાવાની મેં પહેલ કરી.

દરરોજ મેં સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી અનેક વાડીઓમાં કામ કર્યું. ત્યાર પછી ડાક્ટર કૅાર્ટને બધા નોકરોને બોલાવી પૈસા આપવા માંડ્યા. બીજાને શું મળ્યું તે હું જાણતો નથી. હું મારા માતામહના થોડા ખોરાકમાંથી થોડું ખાતો હતો અને મને ૧૫ સેન્ટના બબ્બે આનાના સિક્કા આપ્યા. અત્યાર સુધી મારા હાથમાં કદી પૈસા આવ્યા નહોતા. તેથી મેં તેને ગજવામાં મૂક્યા અને બન્ને હાથે તે ગજવું પકડી રાખી ઘેર આવ્યો. મારા ભાગમાં મને પાંચ સેન્ટનો એક ત્રાંબાનો સિક્કો મારા માતામહે આપ્યો.

ડાક્ટર કૅાર્ટન ઉપર મારા કામની સારી છાપ પડી. થોડા અઠવાડીઆ પછી તે પોતે મારા માતામહને ત્યાં આવ્યો, અને કહ્યું કે આ છોકરાને મોટો થાય ત્યાં સુધી હું મારે ત્યાં રાખીશ અને તેને મારે ત્યાં જમાડીશ. એ સાંભળી મારા આનંદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું કે એ જ્યારે એકવીસ વર્ષનો થશે ત્યારે એને હું એક ઘોડો, લગામ, જીન અને પોશાક આપીશ. તે ઉપરાંત ૧૦૦ ડોલર પણ રોકડા આપીશ, અને એનો ખર્ચ બધો પૂરો કરીશ. આવી માગણી સાંભળી અમારા આનંદનો પાર રહ્યો નહિ.

થોડા દિવસ ત્યાં રહ્યો ત્યારે મને પહેરવાલાયક પહેરવા માટે જોડા મળ્યા.

આ ઘરમાં પહેલો દિવસ હું કદી ભૂલી જઈશ નહિ, તે દિવસે મેં જે ચાહ્યું તે ખાધું. મારે ઘેર હું બોયનગાઉન સૂઈ રહેતો, અહિં હું ચાદરીઆમાં સૂતો હતો અને મને તળાઈ અને રજાઈ ઓઢવા

સાપ તેમની દરકાર કર્યા સિવાય અને ચુલા પાસેના એક બાકામાં ભરાઈ ગયો. જ્યારે મારા કરતાં એક મોટો ભાઈ તેની શોધ કરવા લાગ્યો ત્યારે તેને તે કાણામાં એક ને બદલે ચાર મોટા કાળા સર્પ જણાયા.

તે આખા પ્રદેશમાં એકે દેવળ કે શાળા નહોતી. ૨૧ વર્ષનો થાઉં ત્યાં સુધી મને ડાક્ટર કૅાટન નામના એક ગોરા શેઠને ત્યાં મૂકયો. તેના છોકરાઓ રોજ આઠ માઇલ દૂર ચાલી શાળામાં જતા અને આવતા.

મારી આઠેક વર્ષની ઉમ્મર થઈ ત્યારે મારી માતા સાથે અમે બધા 'સ્પ્રીંગહીલ' ગયા હતા. ત્યાં મે પહેલવહેલાં પાદરીને ઉપદેશ કરતાં જોયો. ત્યાં રવિવારની એક શાળા હતી અને મને એક વર્ગમાં દાખલ કર્યો. શિક્ષકે કેટલાંક પુસ્તકનાં પાન આપી મને "A" (એ) અક્ષર શોધી કાઢવા કહ્યું. ઘણા વર્ષ સુધી મારા અભ્યાસમાં હું માત્ર એ અક્ષરને જ ઓળખતો હતો. આવી રીતે સ્પ્રીંગહીલમાં મેળો દર વર્ષે ભરાતો હતો અને તે વખતે વાડીમાં રહેતાં કુટુંબોની પ્રાર્થના થતી હતી.

મારી માતા બહુ મહેનતુ હતી, અને અમને કાંઈ ને કાંઈ કામ સોંપી વ્યવસાયી રાખતી. અમને ઘરનું કે ખેતીનું કામકાજ સોંપતી પણ નવરા બેસી રહેવા દેતી નહોતી. અમને મોટામાં મોટો પાઠ એ ભણાવ્યો છે કે તમારા હાથને જે કામ જડે તે તમારાથી બને તેટલા બળથી કરો. અમે ઘરમાં પાણી લાવીએ નહિ ત્યાં સુધી અમારે સુવાનું નહોતું. પાણી દોઢ માઇલ દૂરથી એક ઝરામાંથી લાવવાનું હતું. એક દિવસે મેં ને મારા ભાઈએ તેને છેતરી પાણી પાસેના ખાબોચિયામાંથી લઈ આવ્યાં. પણ તે તેણે ફેંકી દીધું અને અમારે ઝરામાંથી લાવવું પડ્યું. આ પ્રસંગ બન્યાને ઘણાં વર્ષ થયાં પણ તેની કિંમત મને દરરોજ વધારે ને વધારે માલમ પડે છે.

જે ડાક્ટર કૅાટન વિષે મેં આગળ કહ્યું છે તે જ્યારે મારી ઉમ્મર ૧૦ વર્ષની થઈ ત્યારે મારા માતામહ પાસે આવ્યા અને તેના કોઠારમાં અનાજ ભરાતું હતું તેના ઉપર દેખરેખ રાખવા એક છોકરાની માગણી કરી. તેમાં મારી પસંદગી થઈ. આ પ્રમાણે જાતે કમાવાની મેં પહેલ કરી.

દરરોજ મેં સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી ત્રણેક અઠવાડીઆં કામ કર્યું. ત્યાર પછી ડાક્ટર કૅાટને બધા નોકરાને બોલાવી પૈસા આપવા માંડ્યા. બીજાને શું મળ્યું તે હું જાણતા નથી. હું મારા માતામહના થોડા ખોરાકમાંથી થોડું ખાતો હતો અને મને ૧૫ સેન્ટના ત્રણ ત્રાંબાના શિક્કા આપ્યા. અત્યાર સુધી મારા હાથમાં કદી પૈસા આવ્યા નહોતા. તેથી મેં તેને ગજવામાં ઘાલ્યા અને બન્ને હાથે તે ગજવું પકડી રાખી ઘેર આવ્યો. મારા ભાગમાં મને પાંચ સેન્ટનો એક ત્રાંબાનો શિક્કો મારા માતામહે આપ્યો.

ડાક્ટર કૅાટન ઉપર મારા કામની સારી છાપ પડી. થોડાં અઠવાડીઆં પછી તે પાછો મારા માતામહને ત્યાં આવ્યો, અને કહ્યું કે આ છોકરાને મોટો થાય ત્યાં સુધી હું મારે ત્યાં રાખીશ અને તેને મારે ત્યાં જમાડીશ. એ સાંભળી મારા આનંદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું કે એ જ્યારે એકવીશ વર્ષનો થશે ત્યારે એને હું એક ઘોડો, લગામ, જીન અને પોશાક આપીશ. તે ઉપરાંત ૧૦ ડોલર પણ રોકડા આપીશ, અને એનો ખર્ચ બધો પૂરો કરીશ. આવી માગણી સાંભળી અમારા આનંદનો પાર રહ્યો નહિ.

થોડા દિવસ ત્યાં રહ્યો ત્યારે મને પહેલવહેલાં પહેરવા માટે જોડા મળ્યા.

આ ઘરમાં પહેલો દિવસ હું કદી ભૂલી જઈશ નહિ, તે દિવસે મેં જે દીઠું તે ખાધું. મારે ઘેર હું ભોંયતળીએ સુઈ રહેતો, અહિં હું કાતરીઆમાં સુતો હતો અને મને તળાઈ અને જાડું ઓઢવા

વિશિનું કામ કરતાં બીજાની માફક મને સુંદર કપડાંનો શોખ લાગ્યો અને મારા પૈસા તેમાં ખતમ થઈ ગયા.

હું જ્યારે શાકલજીની વાડીમાં રહેતો હતો ત્યારે જમૈકાનું એક યુવકને ત્યાં રાખ્યું હતું. તેની બહેન કુમારી કલીંટને પાછળથી મારી સાથે લગ્ન કર્યું છે. તેણે એક દિવસ એક સ્ત્રીને, અલાબામામાં છોકરાઓ અને છોકરીઓ કામ કરી કેળવણી લઈ શકે છે અને તે પોતાના છોકરાને તે શાળામાં મોકલવાની છે, એવી વાત કરતી સાંભળી. આ વિચાર તેના મનમાં ઘણા માસ સુધી રમી રહ્યો અને તેણે ટસ્કેજી જવાનું નક્કી કર્યું. પણ તેનાં ભાઈ બહેનોએ એ વિચારને બિલકુલ અનુમોદન આપ્યું નહિ અને જો તું તે અજ્ઞાત જગ્યાએ જઈશ તો તારૂં આખું જીવન બગડશે એમ કહ્યું.

પણ તે ૧૮૮૫ ના સપ્ટેમ્બર માસમાં ટસ્કેજી પહોંચી. તે વખતે તેથી સંસ્થામાં એક જ મકાન હતું. ત્યાં રહી તેણે વસ્ત્રધાવનગૃહ, ભોજનશાળા, સીવણગૃહ અને મુખ્ય શિક્ષક વોશિંગ્ટનના કુટુંબમાં કામ કર્યું. પણ ખરાબ તબીયતને લીધે અને ખાસ કરી ગળાના દર્દને લીધે પાંચ વર્ષ પછી પદવી મેળવ્યા સિવાય તેને ઘેર પાછા આવવું પડ્યું.

ઘેર આવી તેણે ટસ્કેજી માટે મોટી વાતો કરવા માંડી. મારી ઉમ્મર તે વખતે ૨૧ વર્ષની હતી અને મેં એકે દિવસ શાળામાં અભ્યાસ કર્યો નહોતો. એટલે વાંચતાં પણ મને આવડતું નહોતું. તેથી ટસ્કેજીથી આવી કે તરત જ મેં તેને પરણવાની માગણી કરી. પણ તેણે મને કહ્યું કે તમને વિશીના કામ સિવાય કશું જ્ઞાન નથી. હું ટસ્કેજી જઈ આવી છું અને તમારે ત્યાં જઈ વધારે જ્ઞાન મેળવવાની જરૂર છે. તમારા કરતાં વિશેષ જ્ઞાનવાળા પુરૂષને હું વરીશ. પણ જો તમે તે સંસ્થામાં જશો તો તમને દરેક રીતે હું મદદ કરીશ. મેં તે વાત સ્વીકારી અને હું તા. ૨-૯-૧૮૯૦ ના રોજ ટસ્કેજી ઉપડ્યો.

મને સુતારી કામની થોડીઘણી માહિતી હતી એટલે પહેલા અધ્યયનકાળમાં હું દિવસે સુતારી કામ શિખતો અને રાત્રે અભ્યાસ કરતો.

ભાગ વર્ગમાં ૯૨–૯૩ છોકરાઓ હતા. પણ અભ્યાસક્રમ પૂરો કરતાં સુધી માત્ર બે ત્રણ જ રહ્યા હતા. મારી પરીક્ષા કુમારી મેગી જે. મરેએ લીધી હતી, અને તે હું હજી ભૂલી ગયો નથી. હાલ કુમારી મરે વોશિંગ્ટનની ધર્મપત્ની થઈ છે. પોર્ટરહૉલમાં ત્રણસો વિદ્યાર્થીઓ પરીક્ષા આપવા માટે ભેગા થયા હતા.

તેણે મને કાગળના બે કકડા, એક રીસાપેન અને સવાલપત્ર આપ્યાં અને કહ્યું કે એના ઉત્તર લખી લાવો. પછી તે બીજા કામે ગઈ અને ત્રણ કલાકે પાછી આવી કાગળ માગ્યા. તે વખતે પહેલ-વહેલાં મેં ભૂગોળ અને ગણિતના અર્થ જાણ્યા. સવાલ એ બે વિષયો સંબંધી હતા અને મેં કશું લખ્યું નહોતું તેણે મને પૂછ્યું કે તમે મોટાં શહેરો વિષે કાંઇ જાણો છો, કદી નદી ઓળંગી છે, જે રેલ્વે ગાડીએ તમે ટસ્કેજી આવ્યા તે રેલ્વેનો રસ્તો તમે જોયો છે? આ સવાલોના જવાબો મેં ઝટઝટ આપી દીધા. ત્યારે તેણે કહ્યું, "કેલહૉન, એનું જ નામ ભૂગોળ."

તેણે મને રાત્રિશાળામાં પહેલા વર્ગમાં મૂક્યો, મેં ૧–૭૦ ડૉલરનાં પુસ્તકો ખરીદ કર્યાં અને મારી પાસે ૫૨ સેન્ટ વધ્યા. મેં તરત જ ૫૦ સેન્ટ પણ વાપરી કાઢ્યા.

પહેલા વર્ષના સાત માસ સુધી મારી પાસે પુંજીમાં માત્ર બે સેન્ટની ટપાલની ટિકિટ હતી. ટસ્કેજી આવતા પહેલાં મારે ઘણા સારા મિત્રો હતા. તેમાંના કયા મિત્ર ઉપર પત્ર લખી એ ટિકિટ વાપરવી કે જેથી મને થોડી આર્થિક મદદ મળે! મેં ઘણો વિચાર કરી એક મિત્ર ઉપર લખવાનું નક્કી કર્યું. તે કાગળનો જવાબ હજી સુધી મને મળ્યો નથી.

મારો ખાસ વિષય સુતારી કામનો હતો છતાં મને બીજા ઉદ્યોગો શિખવાની તક મળતી અને તે જ્ઞાન મારા કામમાં હાલ મને ઉપયોગી થઈ પડ્યું છે.

ઘણા લોકોના મન ઉપર પ્રથમ શાળામાં અને ખાસ કરી ઔદ્યોગિક શાળામાં દાખલ થતી વેળાએ ખોટી અસર થાય છે. હુ યુવક હતો અને મને દુનિયાદારીનુ થોડું જ્ઞાન પણ હતુ. છતાં શાળામા દાખલ થયો તે મને ભૂલભરેલું લાગ્યુ, અને આઠ નવ માસ થયા ત્યારે મારો વિચાર બદલાયો. પહેલા અધ્યયનકાળમાં શાળા છોડી જતા રહેવાની મેં પરવાનગી માગી. મને ના પાડવામાં આવી, ત્યારે મારી લોખંડની પેટી વેચી નાશી જવાનો મેં વિચાર કર્યો. મેં તેને માટે સાત ડોલરની માગણી કરી પણ મારી પાસે ૭ ડોલર સુધી માગણી આવી. આ એક ડોલરના તફાવતને લીધે હું શાળામાં ટક્યો.

મારા જીવનનો જે એક દિવસ જાય છે તેમાં ટસ્કેજી સ્થાપનાર સંત પુરૂષનો આભાર માન્યા સિવાય જતો નથી. હું ત્યાં જઈ કેળવણી પામ્યો તે મારૂં અહોભાગ્ય સમજું છું. મેં ટસ્કેજી જઈ કાંઈ મોટું પરાક્રમ કર્યું નથી પણ હું ત્યાં રહ્યો ત્યાં સુધી કોઈને મેં કોઈ જાતની હરકત કરી નથી એટલો હું સંતોષ માનું છું.

ફુરસદના વખતમાં હું ચિત્રોનાં ચોકઠાં, બારીના પડદા, પુષ્પ કરંડિયા અને અધિકારીઓના કુટુંબો માટે પુષ્પવાટિકાઓ બનાવતો, જે પૈસા મળતા તે બચાવતો.

તા. ૨૬-૫-૧૮૯૬ના દિવસે હું પદવીધર થયો અને સીધો મીરીડીઅનમાં આવ્યો.

૭ વર્ષ સુધી હું ટસ્કેજીના પડખામાં હતો. હવે મારો માર્ગોપદેશક મારો આત્મા જ હતો. મીરીડીઅનમાં હું બહુ સારૂં કામ કરી નહિ શકું એમ ધારી હું ટેકસસમાં આવ્યો. હું મોબાઈલ પહોંચ્યો ત્યારે મને ખબર મળી કે કુમારી મેરી કલીટન 'ટામ્પા'માં છે. તે મારી ઉન્નતિમાં રાજી છે એમ ધારી સહાય માટે તેને મળવાનું મેં નક્કી કર્યું.

હું 'ટામ્પા'માં પહોંચ્યો ત્યારે મારા ગજવામાં પૈસા ખૂટયા હતા તે વખતે શહેરમાં ધૂમ તેજી ચાલતી હતી એટલે મને ખાત્રી હતી કે હું પૈસા પેદા કરી શકીશ. પણ ત્રીસ માણસો ગમે તે કામ કરવા ખુશી હતા અને મારે નાહિમ્મત થવાનો પ્રસંગ આવ્યો. પણ ટામ્પા મોટું શહેર હતું અને મોઢું આકાશ તરફ વિકાસી રહ્યા સિવાય બીજું કામ મને મળે તેમ હતું. મેં ચોમાસામાં ગોદી ઉપર કામ કરવાનું હાથ પર લીધું.

મારે ભીના, સીધા અને લપસી પડાય એવા પાટીયા ઉપર થઈને માલ લઇ જવાનો હતો. આવા કામનો મ્હાવરો મને નહિ હોવાથી હું એકવાર પડયો અને મરતાં મરતાં બચ્યો. હું ફરી ઉઠયો અને જઇ શકયો. અમારા ઓરડામાં છાજલીઓ કરવાની હતી અને અમારા કામદારે એક નોકરને કહ્યું કે સુતારને બોલાવ. બીજા માણસોએ કહ્યું કે કેલહોન એ કામ કરી શકશે મને ઓજારો આણી આપ્યાં ને મેં તે કામ કર્યું. થોડા દિવસ પછી નાતાલના દિવસોમાં ઉત્તમ રસોઇઆને બોલાવવા તે કામદારે કહ્યું. અન્ય નોકરોએ જણાવ્યું કે કેલહોન તે કામ કરી શકશે. અમારા વર્ગનું આદર્શ વાક્ય 'કામથી આપણે જીતીએ છીએ' એ હતું.

મને અને કુમારી કલીંટનને તા. ૨૯–૪–૧૮૯૭ ના રોજ દક્ષિણ કેરોલીનાની શાળામાં બોલાવવામાં આવ્યાં અમે ૫૦) ડોલર બચાવ્યા હતા તેના વડે સાદી રીતે લગ્ન કરી અમે આગગાડીમાં બેઠાં. ૧૨૫ માઈલ દૂર સાનફર્ડ પહોંચ્યા ત્યારે પત્ર મળ્યો કે તમારે ઓક્ટોબર સુધી કેરોલીના આવવાનુ મુલતવી રાખવુ.

આ ખરેખર અમારે માટે ભારે નિરાશા હતી. રાજ્યની પરીક્ષાને માત્ર બે અઠવાડીઆંની મુદત બાકી હતી. અમે અમારાથી બનતી તૈયારી કરી અને પરીક્ષા પછી અમને ઈટનવીલેની સાર્વજનિક શાળા સંભાળવાનો હુકમ થયો. ઈટનવીલે એક અપૂર્વ જગ્યા છે. ત્યાં સીદી લોકોની વસ્તી છે અને અમલદારો, ટપાલનો અધિકારી અને વ્યાપારીઓ પણ સીદી જ છે. શહેરમાં એક પણ ગોરો માણસ નથી. ઓરંજ પ્રગણાના મધ્ય ભાગમાં ઓરલેન્ડોથી ૭ માઈલ દૂર આ ઈટનવીલે આવેલું છે.

મર્હુમ ધર્માધિકારી એચ. બી. વીપલનું શિયાળામાં રહેવાનું સ્થાન આ શહેરથી અર્ધો માઈલ દૂર હતું. શહેરના લોકોને હરહંમેશ તે મદદ કરતો અને તેમના કામમાં સલાહ આપતો. મારી પત્નીને પણ તેણે ઘણી મદદ કરી હતી તેણે અમને કહ્યું હતું કે આખા રાજ્યમાં તમે ફરો પણ આવું આરોગ્યસ્થાન તમને કોઇ જગ્યાએ જડવાનું નથી. અમે અહિં અમલમાં મૂકવાનું નક્કી કર્યું. અમારા લોકોને મદદ કરવાની અમારી ઈચ્છા હતી એટલે અમે અહિં કાયમનું રહેવાનું રાખ્યું.

અમે પહેલવહેલું ઔદ્યોગિક કામ છોકરાઓની મદદથી કર્યું. અમે રસ્તામાંથી કચરો અને ભાંગેલા વાસણના કકડા દૂર કર્યા.

ટસ્કેજીમાં શિખેલા કરકસરના પાઠો અમને અહિં બહુ ઉપયોગી થઈ પડયા. જો અમે તે પાઠો બરાબર લોકોને શિખવીશું તો લોકો

ઘરબાર, ગામ, મરઘાં, ઘોડા અને વાડીવાળા થશે એમ જાણી અમે જાતે જ તે પ્રમાણે વર્તવા માંડયું.

થોડા દિવસ સુધી ઔદ્યોગિક કેળવણીની શાળાના અભ્યાસ સાથે ઉપયોગીતા વિષે સામાન્ય વાતો કર્યા પછી મારી પત્નીએ ચાર કન્યાઓને ઘેર સીવણ શિખવવા માંડયું. આ અમારા કામનું પહેલું પગથીઉં હતું.

ચેસ્ટમાં રહેતા એક ઈ. સી. હન્ગર ફર્ડ નામના પરોપકારી ગૃહસ્થે બીજી એક શાળાને ૨૦ એકર જમીન આપવાનું કહ્યું હતું. પણ હજી સુધી કોઈએ તે લીધી નહોતી મેં તેની પાસે એ જમીનની માગણી કરી. તેણે શાળાના કામમાં વાપરવાની શરતે મને ૪૦ એકર જમીન ખુશીથી આપવાનું જણાવ્યું.

તા. ૨૪–૨–૧૮૯૯ ના રોજ દસ્તાવેજ મારા હાથમાં આવ્યો અને એક વહિવટ કરનાર મંડળ સ્થપાયું. બીજા નવ માણસોએ દરેક જણે દોઢ દોઢ એકર જમીન સાફ કરી નાખી અને તેમની સ્ત્રીઓએ તે દરમ્યાન રસોઈ તૈયાર કરી નાખી અને અમે હાલ જે 'રોબર્ટ સી. હન્ગરફર્ડ ઔદ્યોગિક શાળા'ના નામથી પ્રસિદ્ધ છે તે સંસ્થા સ્થાપી. હાલ એ સંસ્થા પાસે ૨૮૦ એકર જમીન છે. તેમાંની ૧૬૦ એકર જમીન હન્ગરફર્ડ અને તેની સ્ત્રી પાસેથી મળી છે.

શાળામાં બે શયનગૃહો છે—એકનું નામ બુકર ટી. વોશિંગ્ટન ગૃહ અને બીજાનું નામ જે. ડબલ્યુ. આલફ્રેડ ક્લ્યુએટ સ્મારકગૃહ છે. સંસ્થાની એકંદર મિલ્કત હાલ ૨૨૪૪૫) ડોલરની છે.

અમે વિદ્યાર્થીઓને લુહારી કામ, ગાડી બનાવવાનું કામ, સુતારી કામ, ખેતીવાડીનું કામ, ઝાડઉછેરનું કામ, મરઘાં ઉછેરનું કામ, અને બાગ બનાવવાનું કામ શિખવીએ છીએ. વિદ્યાર્થીનીઓને પોશાક બનાવવાનું, ટોપલીઓ બનાવવાનું અને ઘરનું કામકાજ શિખવીએ છીએ. આ ઉદ્યોગો સાથે વિદ્યાભ્યાસ ચાલુ રહે છે.

મારા પિતાએ મારી કેળવણી માટે સવડ કરી નહોતી પણ જાતે ઉદ્યોગી હોવાથી મને બેસી રહેવા દેતા નહિ. તંબાકુની મોસમ ખલાસ થઈ જતી કે તરત મને પીપ બનાવનારની દુકાને પોતાની સાથે રાખ્યો અને હું જુદી જુદી જાતની પીપો બનાવતાં શિખ્યો આ ઉદ્યોગ મને ઘણો સારો લાગ્યો. કારણ કે મારી ૨૧ વર્ષની ઉમ્મર થઈ તે પહેલાં હું દરરોજ બે ડોલરની પીપ બનાવનાર તરીકે રોજી માગતો.

મેં પ્રસંગવશાત્ ટસ્કેજીમાં મુખ્ય શિક્ષક બુકર ટી. વોશિંગ્ટનના કામ વિષે તથા ત્યાં કેળવણી મેળવવાના સાધન વિષે સાંભળ્યું, મેં તરત જ દાખલ થવા માટે અરજી કરી. દાખલ કરીશું એવો પત્ર મને ૧૮૯૯ ની શરદ ઋતુમાં મળ્યો. તે વખતે મારી ઉમ્મર ૨૨ વર્ષની હતી. પણ હું ૧૮૯૦ સુધી ત્યાં ગયો નહિ.

હું ગત્રિશાળામાં દાખલ થયો. મેં સુનારી કામ શિખવાની માગણી કરી કારણ કે પીપ બનાવવાના ઉદ્યોગ સાથે તેને સંબંધ હતો. પણ તે વર્ગમા બિલકુલ જગ્યા નહોતી એટલે મને જોડા બનાવવાના વર્ગમાં મૂક્યો. આ ધંધો હું બે વર્ષ સુધી ગત્રિશાળામાં અભ્યાસ કરી નિયમે શિખ્યો. ત્યાર પછી આલાબામાના ઉત્તરભાગમાં જઈ કોલસાની ખાણમાં કામ કરીને મારાં કપડાંલત્તાનો, પુસ્તકોનો અને બીજો ખર્ચ કાઢવાનું મેં નક્કી કર્યું. શાળાના જીવનમાં પૈસાની કિંમત બરાબર જાણી હું કરકસરથી રહેતો. ગમેઈ પણ હું જાતે કરતો. આથી શાળામાં પાછા આવતી વખતે મારી પાસે મોટી રકમ થઈ. કેળવણી મેળવવાની મળેલી તક જતી રહે નહિ તેથી હું આખો દિવસ કામ કરી પાછો ગત્રે પણ કામ કરતો.

મેં એક ઠેકાણે નીચેનું આદર્શ વાક્ય જોયું હતું

" જો બીજો કોઈ માણસ અમુક કામ કરી શકે તો હું પણ તે કામ કરી શકું ". આ જ વાક્ય પ્રમાણે મેં ચાલવા માંડ્યું. મેં મારો અભ્યાસક્રમ ઉત્તમ રીતે પૂરો કર્યો.

ટસ્કેજીમાં જોડા બનાવવાના ઉદ્યોગમાં મેં એટલો બધો સારો અભ્યાસ કર્યો હતો કે મારા શિક્ષક મને મદદનીશ શિક્ષક તરીકે રાખવા બહુ ઉત્સુક હતા. પણ ટસ્કેજીમાં મારા ધંધા માટે ઘણું સારું ક્ષેત્ર છે એમ જાણી મેં ના પાડી. આટલાંટાના ઔદ્યોગિક પ્રદર્શન વખતે ટસ્કેજીમાં નમુનાના જોડા બનાવવામાં મારો ભાગ હતો. 'મીનીઓલા'ના મારા કેટલાક સ્નેહીઓના આગ્રહથી પત્ની મેળવ્યા પહેલા મારું જીવન-કાર્ય ત્યાં શરૂ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ હું ત્યાં ગયો ત્યારે શાળાના શિક્ષકો અને આશ્રયદાતાઓ વચ્ચે તકરાર પડી હતી. મેં તરત જ ત્યાં કામ કરવાની ના પાડી. તે વખતે મારી રોકડ સિલક ઘણીખરી વપરાઈ ગઈ હતી અને મને ઓળખનાર મિત્રો કોઈ પણ જગા આપી શકે તેમ નહોતું. એ સમયે એક પ્રસંગ ભૂલવા જેવો નથી. અધ્યાપક એચ ટી કીલીંગ જે તે વખતે પોલ ક્વીન મહાવિદ્યાલયના મુખ્ય અધિકારી હતા તેમની સાથે મારો બીજી વારનો મેળાપ થયો. હાલ તેઓ આફ્રિકાના મેથોડીસ્ટ સંપ્રદાયના દેવળના વર્તમાનપત્રના અધિપતિ છે. તે ત્યાં ઉપરના દેવળની ત્રિમાસિક સભામાં ભાષણ કરવા માટે આવ્યા હતા. મારી તેમની સાથે પહેલી મુલાકાત ટસ્કેજીમાં થઈ હતી. મને ઓળખતાં તેમને વાર લાગી નહિ અને અજાણ્યા પ્રદેશમાં ઓળખીતા માણસ મળ્યા જાણી મને આનંદ થયો. તેમણે મારી વાત સાંભળી અને મારી વર્તણુકની પ્રશંસા કરી. પોતાના મહાવિદ્યાલયમાં જગ્યા નહિ હોવાથી દિલગીરી બતાવી અને 'રીચી' વિશ્વવિદ્યાલયના મુખ્ય અધિકારી ડૉક્ટર આઈ. બી સ્કૉટ ઉપર મને ભલામણપત્ર લખી આપ્યો. હાલ ડૉ. સ્કૉટ 'મેથોડીસ્ટ' સંપ્રદાયના દેવળના પહેલવહેલા મોટા અધિકારી છે.

ડૉ. સ્કૉટે મારો આદરસત્કાર સારો કર્યો અને મને ત્યાંના વિદ્યાર્થીઓને જોડા બનાવવાનું કામ શિખવવા રાખ્યો. હું પણ સંસ્થાના આદર્શ પ્રમાણે વર્ત્યો અને પહેલા માસના અંતે મારો

માસિક પગાર ૬૫) ડોલરનો થયો. ૭ માસ પછી ૪૦) ડોલર થયા. વીસીમાં મેં એક વર્ષ ગાળ્યું અને ત્યાંના અધિકારીઓને સંપૂર્ણ સંતોષ આપ્યો. ડૉ. રકૅાટની પ્રીતિ અને મમતા મારા ઉપર ઘણી હતી. હું રાજીનામુ આપવાની તૈયારીમાં હતો. તે વખતના મારા ઉપરના તેમના પત્રોમાં એ સંસ્થા નહિ છોડવા તેમની વિનંતિ વાંચીને હું મુંઝવણમાં પડી ગયો. અને મારે શું કરવું તે મને સુઝયું નહિ. પણ મારે મુખ્ય શિક્ષક વોશિંગ્ટન જ્યાં કહે ત્યાં જવું જ જોઈએ. ડૉ. રકૅાટે મારી વર્તણુક બદલ બે વાર જાહેર સંતોષ દર્શાવ્યો હતો.

૧૮૯૫ ના ચોમાસામાં મુખ્યશિક્ષક વોશિંગ્ટનનો મને તાર મળ્યો. તેમાં ક્રિશ્ચિયનબર્ગની ઔદ્યોગિક સંસ્થાના વહિવટ કરનાર મંડળને મારૂં નામ મુખ્ય શિક્ષક તરીકે આપવા રજા માગી હતી. મેં તે કબુલ કર્યું પણ ત્યાં જતાં પહેલાં મારે શું કામ કરવાનું છે તે બદલ માહિતી મેળવવા ટસ્કેજીમાં બે માસ રહી તા. ૧૫-૭-૯૬ ના રોજ હું ક્રિશ્ચિયનબર્ગમાં ગયો.

ધાર્યા પ્રમાણે ત્યાંની વસ્તુસ્થિતિ નહોતી. મારો આદરસત્કાર પણ જોઈએ તેવો થયો નહિ. મારા કરતાં વિશેષ અનુભવવાળા માણસની પણ આ જ દશા થાત. ટસ્કેજીનો પદવીધર ટસ્કેજીના આદર્શ અહિં દાખલ કરશે એમ જાણી લોકો ઉશ્કેરાઈ ગયા. વોશિંગ્ટનના કહેવા પ્રમાણે મારા પ્રયત્નમાં દુસ્તર વિઘ્નો આવ્યાં. લોકોમાં ટસ્કેજી અને વોશિંગ્ટનના હેતુનું અજ્ઞાન હતું, પણ મેં મારી પાસે મારા વિચારના માણસો એકઠાં કરી કામ આગળ ધપાવ્યું.

પહેલેથી મને કહેવામાં આવ્યું હતું કે હેમ્પટન અને ટસ્કેજી જેવી સંસ્થા અહિં ઉભી કરવાની છે. પ્રમાણ નાનું પણ સર્વ વાતે સંપૂર્ણ હોવી જોઈએ. આ હેતુ બર લાવવા માટે માત્ર વિદ્યાભ્યાસને

બદલે ઔદ્યોગિક શિક્ષણની આવશ્યકતા હતી. તેમાં છાત્રાલયની પણ જરૂર હતી. મારા વિચારોને અનુમોદન મળ્યું પણ પૈસા અને મહેનતનો અભાવ હતો. અભ્યાસક્રમમાં ફેરફાર કરી પાચ ઉદ્યોગો દાખલ કર્યા. શાળાના ઉદ્દેશોની જાહેર ખબર લેકોમાં પ્રસિદ્ધિ માટે ફેરવી. અમે જાણ્યું કે અમારૂં મોટું કામ પૂરૂં થયું છે પણ હજી શરૂઆત જ થતી હતી.

મારી યોજનામાં મને શ્રદ્ધા હતી એટલે મેં એકલાએ જ તેને અમલમાં મૂકવા માંડી. ધાર્યા કરતાં તેમ કરવામાં અડચણો વધારે આવી. શાળા ઉઘડતાં સાથે છાત્રાલય માટે એક મકાન અને સરસામાન શોધવા માંડયા. શાળાના મકાનના નીચેના ભાગમાં કેટલોક કાટમાલ પડયો હતો. એક શિક્ષકની મદદથી અમે પાંચ પસંગ અને ત્રણ નાના મેજ બનાવ્યા. એક વ્યાપારીએ થોડા દિવાઓ ઉધાર આપ્યા. આટલા સરસામાન વડે, તથા થોડી ટિપાઈઓ, થોડી પેટીઓ અને રસોઈના વાસણો વડે એક છાત્રાલય ઉઘાડયું. અમારી આર્થિક અગવડને લીધે અમારાં સાધનો થોડાં હતાં પણ તે સંબંધી કોઈની ફરિયાદ આવી નથી.

ઔદ્યોગિક વર્ગોના ઓજારો માટે કારોબારી અંડળે નાણાંની સવડ કરી આપી.

મારા ઉત્તર દેશના મિત્રોને સંસ્થા માટે જમીનની જરૂર વિષે વારંવાર હું યાદ દેવડાવતો હતો. કે એકર જમીન ઉપર ખેતીવાડીનું કામ બરાબર થઈ શકતું નહોતું. બે વર્ષ ધીરજના કાઢ્યા પછી બે મિત્રોએ ૫૦૦૦) ડોલર ભેગા કરવાનું માથે લીધું અને તેના વડે અમે ૧૦૦) એકર જમીન, બે ઘોડા, ઘોડાનો સાજ, ગાડું અને હળ ખરીદ્યાં. વસંતઋતુ આવી પહોંચી હતી અને એક ઘોડો ભડકીને નાશી ગયો. તેથી તેને ભારે ઈજા થઈ. અમારા પૈસા તો પૂરા થઈ

ક્ષેત્રને 'ખાતર નાંખી' જુદું જુદું વાવેતર કરી સુધારવાના સમયે અમારા ખોરાકમાં લીલા મૂળા પશ્ચિમ તરફનું હલકું માંસ ને હલકા અનાજનો લોટ હતાં. ગોનાંસ તો મિષ્ટાન્ન તરીકે અઠવાડિયે બે વાર મળતું. કામ વહેંચી લેવામાં આવ્યું હતુ. આ સંસ્થાના કોશાધિકારી લૉંગ બાગાનું કામ કરતા હતા અને હું ખેડુતનું કામ કરતો હતો. અમારી ધણીયાણીઓ અને કુમારી ગ્રીફીન રસોઈનું કામ કરતી હતી.

અમારા ખેડુની સ્થિતિ એવી સારી થઈ ગઈ કે અમે તાં. ૪-૭-૧૯૦૦ ના રોજ એક ઉજાણી કરી અને પુરી તથા બરફમલાઈ બનાવ્યા.

જમીન ખરીદી તે વેળાએ એક વિચિત્ર પ્રસંગ બન્યો હતો. અમે જુદા જુદા ધોરણવાળી શાળાને બદલે જમવાની સવડવાળી શાળા બનાવવાના હતા. પણ શાળાને ઔદ્યોગિક સંસ્થા તથા જમવાની સવડવાળી બનાવવાની વાત લોકોએ સાંભળી ત્યારથી શિક્ષકગણ તેમના તિરસ્કારને પાત્ર થયો. તે વખતે શાળામાં ૨૪૦ વિદ્યાર્થીઓ હતા. એક મહિનામાં ૧૦૦ ઓછા થયા. તેમાં શાળા બંધ થઈ ત્યારે આખા ૬૦ વિદ્યાર્થીઓની હાજરી રહી હતી.

પણ અમે ધૈર્યથી કામ ચાલુ રાખ્યું. અમારા કામ સાથે કુદરત પણ કામ કરી રહી હતી જ્યાં શાકભાજીનું બી પડતું ત્યાં ઉગી નીકળતું, ઝાડો ઉપરથી પણ અપૂર્વ પાક ઉતર્યો અને સૌ સારાંવાનાં થયાં.

જ્યારે હું તે દુઃખ આત્મભોગ અને તંગીના દિવસો સંભારૂં છું ત્યારે મને લાગે છે કે તે કાયમનો પાયો નાંખવાના પૂર્વગામી ચિહ્ન હતાં. ઉત્સાહી છોકરા છોકરીઓને કેળવણી આપવાની અમારી ઉત્કંઠા હતી. અમારા પ્રયત્નો વડે અમે શાળાના આશ્રયદાતાઓને બતાવી

શકયા કે જેમને માટે શાળા છે તેમને શાશ્વત સુખ કરી આપે એવી સંસ્થા બનાવી શકાય છે વર્ષ પ્રતિવર્ષ સસ્થાની આબાદી થતી જાય છે. જેમ જેમ કાલ જાય છે તેમ તેમ લોકો શિક્ષકોની સત્યનિષ્ઠા સમજતા જાય છે અને તેમને અંત કરણથી મદદ કરે છે ધૈર્ય, ઉદ્યોગ ઈશ્વર ઉપર શ્રદ્ધા અને સાહસવડે અમે આ સંસ્થાને પોતાના પગ ઉપર ઉભી કરવા સમર્થ થયા છીએ

જે માણસ અહિં મુલાકાતે આવે છે તે ક્ષેત્રમાં કારખાનામાં ને વર્ગમાં અને જમીનમાં તત્પરતા જોઈ રહે છે અને સંસ્થાનો સાચો મિત્ર થઈ જાય છે. મુલાકાતે આવનાર માણસો જ અમારા મિત્ર નથી પણ તેમની વાતો સાભળનારા માણસો પણ અમારા મિત્ર થઈ જાય છે.

આર. સી બેડફર્ડ જે ૧૯૦૫ ના જાન્યુઆરી માસમાં શાળાની મુલાકાતે આવ્યા હતા. તેમણે એક ઉત્તરના ગૃહસ્થને સંસ્થા માટે નીચે પ્રમાણે કહ્યુ હતું —

"મેં ત્રણ વર્ષ થયા શાળાની મુલાકાત લીધી નથી એ મુદતમાં મોટા મોટા ફેરફારો થયા હશે. લોકોને અત્રે તે સંસ્થા સુખ કરી રહી છે. માર્શલ અને લોંગ એવા સંપથી કામ કરે છે કે તેમના કામના બળથી એક પ્રકારની આકર્ષક શક્તિ ઉત્પન્ન થાય છે. કામ પણ બહુ કરકસરથી થાય છે અને દરેક જાતના ખર્ચનો એવો ચોકખો હિસાબ રાખવામાં આવે છે કે તમારે તેમનામા સંપૂર્ણ વિશ્વાસ રાખવો જોઈએ."

થોડાં વર્ષ પહેલાં અમારા કોશાધિકારીને ૧૮૭૫) ડોલર ભેગા કરવા કઠિન પડયા હતા કોઈ પણ સંસ્થા માટે પૈસા ભેગા કરવા પહેલાં કઠિન પડે છે, પણ હાલ ૬૦૦૦) કે ૮૦૦૦) ડોલર ભેગા પહેલાના ૧૮૭૫) જેટલી મુશીબત પડે તેમ નથી.

અમારા કાર્યાધિકારી લેંગે મને દરેક કામમાં સંપૂર્ણ મદદ કરી છે અને ભોજનશાળામાં ૬૦૦) ડોલરનું દેવું થયું હતું ત્યારે મારી પેઠે તેમને મુંઝવણ થતી હતી. આનું મુખ્ય કારણ એ હતું કે વિદ્યાર્થીઓનું ક્ષેત્ર ઉપરનું કામ અમે તેમના ખર્ચમાં ગણી લેતા હતા અને પાક જમીનની સુધારણામાં વાપરતા હતા. ૧૯૦૨ માં કારોબારી મંડળે એ ખાતાનો ખર્ચ આપવાનું માથે લીધું અને પાછલું દેવું પણ આપી દીધું. હાલ રોકડેથી કામ ચાલે છે.

ચાર વર્ષમાં ૪૩૫૫૮-૭૭ ડોલર લોકો તરફથી દેણગીમાં આવ્યા છે. અમે ૧૦,૦૦૦) ડોલરના શયનગૃહનો, ૭૫૦) ડોલરના બીજા મકાનો અને ૨૦૦૦) ડોલરના કોઠારનો અને ૧૯૦૦) ડોલરના કારખાનાનો વધારો કર્યો છે. દુરસ્તીમાં પણ ઘણો ખર્ચ થયો છે. ૧૦૦૦) ડોલરનાં ઢોરઢાંખર ખરીદ્યાં છે અને ૬૦૦) ડોલરનાં ઓજારો લીધાં છે.

દરેક ઔદ્યોગિક વર્ગમાં જોઈતાં ઓજારો રાખ્યા છે. ૬૦ એકર-માંથી અમે ૧૦૦ એકર જમીન કરી છે, ૨ ઘોડાને બદલે ४૩ કર્યા છે. ૭૫ શેરના છાપવાના યંત્રને બદલે હમણાં ૨૫૦૦) શેરનું યંત્ર છે. ખેતીવાડનું કામ, સુતારી કામ, છાપકામ, જોડા બનાવવાનું કામ વસ્ત્રધાવન, રસોઈ, સીવણ અને ટોપલી બનાવવાનું કામ ફત્તેહમંદ રીતે ચાલે છે. ક્ષેત્રમાં અનાજનો, શાકભાજીનો અને ફળનો પુષ્કળ પાક ઉતરે છે અને શાળામાં વપરાતા માંસનો મોટો ભાગ પણ ત્યાંથી મળે છે. પાછલાં ત્રણ વર્ષથી-વપરાયલો લોટ પણ ક્ષેત્રમાં થયેલા ઘઉંનો જ હતો. શાળાની સ્થિતિ સંબંધે તપાસ કરવા નિમાયલી સમિતિએ નીચે પ્રમાણે નિવેદન કર્યું છે:—

"ઉપસંહારમાં આ સમિતિ કહેવાની રજા લે છે કે માર્શલ અને લેંગે તથા તેમની ધર્મપત્નીઓએ ઘણો આ,

આપ્યો છે અને સંસ્થાનું કામ કરવામાં સાચી પરોપકારવૃત્તિ દાખવી છે તેમના આદર્શો અને ઉદ્દેશો ઉત્તમ છે સંસ્થાની આર્થિક સ્થિતિ સુધારવામાં તેમણે ભારે કષ્ટ સહન કર્યું છે અને અમારી માન્યતા છે કે જો તેમને આર્થિક ચિંતામાંથી મુક્ત કરવામાં આવે તો તે શિક્ષકનું કામ ઘણું સારૂં કરશે અને સંસ્થાની ઉપયોગીતા પણ વધારશે ”

સંસ્થાનું ક્ષેત્ર ખેડવા ઉપરાંત ઘોડાની સંખ્યા વધારે હોવાથી પાસેનું ૮૦ એકરનું એ શિક્ષકોનું ક્ષેત્ર ગણોતે ખેડવામાં આવે છે.

મે મારા ટસ્કેજીમાં મેળવેલા જ્ઞાનમાં પત્રવ્યવહારની શીશીમાંથી અને 'ઓટાઉકવા' માંથી વધારો કર્યો છે

આ શાળાની ફત્તેહ ફીનાડેલ્ફીઆના સીદી લોકોના મિત્રમંડળના સભાસદોને તથા સંસ્થાના કારોબારી મંડળને આભારી છે હું દાખલ થયો ત્યારથી વોશિંગ્ટન તરફથી મને નિરંતર મદદ અને ઉત્તેજન મળ્યા છે તેમણે આપેલા ૫૦૦) ડોલર હાલના નવા શયનગૃહ બાંધવા માટે પ્રથમ દેણગી હતી અમારી પાસે એક થોડા હજાર ડોલરનું એક કાયમ ફંડ છે તે અમે વધારવાની ઇચ્છા રાખીએ છીએ બે નવા મકાન બાંધવાની યોજના થઈ ચૂકી છે જ્યારે યોજના ફળીભૂત થશે ત્યારે હાલના યંત્રની કિંમત જે ૩૦,૯૦૦) ડોલર છે તેને બદલે ૭૫૦૦૦) ડોલરની અંકાશે



